[illegible]

અશો અહુરમજદ બંદગી!

# આજના પારસીઓ.

## તેમનો ધર્મ અને સંસાર.

બોધ રૂપે—બે ભાગમાં.

છપનાર

શેઠ બેહરામજી ખરશેદજી દેરદી.

મુંબઈ:

યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.

[illegible]

# પારસીઓને વાંચવા લાયક થોડાંક ચોપડી

## ચોપાન્યાંઓના નામો.

અથોરનાનો, તેઓનો દરજજો અને ફરજ—ખ॰એ॰ પાવડી.
અરદાએ વીરાફનામું—રૂસ્તમજી સોરાબજી.
અશો ફરોહર—જીવનજી જ॰ મોદી.
આકાશ વત્ત—ન॰ ફ॰ બીલીમોરીયા.
આ જમાનાની પારસી છોડીઓ—ન॰ જીનવાલા.
આતશની બુલંદી—પેસ્તનજી ન॰ પાવડી.
આદરબાદ મારાસપંદનું પંદનામું—શે॰ દા॰ ભરૂચા.
આપઘાતમાં સમાયલા જોખમો—ન॰ ફ॰ બીલીમોરીયા.
આવાંયસ્ત બા માએની—તે॰ દી॰ અંકલેશ્વરીયા.
ઇજશનેનો તરજુમો—હારલે અને કાંગા.
અંતર જગત પ્રવાસ—બે॰ ડા॰ બચાલા.
કેતાબે ખેરસ્તાબ—ડા॰ સો॰ મુનશી.
ખોરદેહ અવસ્તા બા માએની—કા॰ એ॰ કાગા અને હારલે.
ખોલાસે પંચીત—સર જમશેદજી જીજીભાઇ.
ગુલજારે હસિ—રૂ॰ કે॰ મુલાંફીરોજ.
ગંજનામું—'મનસુખ,' તે મનચેરજી કા॰ લંગડાના.
ચુંટી કહાડેલાં લખાણો—સોરાબજી શા॰ બંગાલી.
જમશેદ, હોમ અને આતશ—જી॰ જ॰ મોદી.
જમશેદી નવરોજ—'મનસુખ' તથા કામદીનના.
જરથોસ્તનામું (ફારસીનો ગુજરાતી તરજુમો.)
જરથોસ્તી ધર્મ નીતી—પં॰ જં॰ મેથોરા.
જરથોસ્તી ધર્મની મોતબરી—દા॰ ખ॰ દોરડી.
જરથોસ્તીઓ માટે બંદગી કરવા લાયક કલામ તે પાક અવસ્તાજ છે.
જામે કેખશરૂ.
જાવેદાને ખેરદ.
જીંદગી ભોગવવાની જુગતી—ડા॰ ફ॰ રાંડેરીઆ.
જોહરે જીંદહેગાંની—શોરાબજી જમશેદજી જીજીભાઇ.
તને ફરતાલ હોકમાં—ડા॰ મુનશી.
તવારીખે કદીમ ઇરાન—જમશેદજી પા॰ કાપડયા.
તવારીખે સાસાન્યાન—દેશાઇઓ.
તવારીખે હખામનીયાન—દેશાઇઓ.
તફસીલે ધહંમબાર—દસતુર પેસોતન સનજાના.
તાલીમે જરથોશત—ડા॰ મુનશી.
થીયોસોફીકલ સોસાયટીના લખાણો.
દબેસ્તાન—ફરદુનજી મરઝબાનજી.
દસાતીર—પા॰ જી॰ હાતરીયા.
દાનેશ નામે એ જેહાંન—ફરેદુનજી મરઝબાન.
દીનકરદ—દસ્તુર પેસોતન બે॰ સંજાના.
દોવા નાંમ શેતાએશનીનો રેશાલો—ખ॰ મં॰ કટેલી.
ડોકટર પે॰ ન॰ પાવડીના ભાષણો.
ધરમ વીષેના ભાષણ (મોક્ષમલરના હીબર્ટ લેકચર્સ.)—મલબારી તથા મોબેદજીના.
નક્ષે કદીમ ઇરાન—કાવસજી દી॰ કીઆશ.
પારસીઓના આજકાલની સ્ત્રી કેલવણીની ખામીઓ અને તે સુધારવાની થોડીએક સુચના—બંદેઓદા.
પારસીઓમાં નીતીનું ધોરણ—ન॰ ફ॰ બીલીમોરીયા.
પારશી પાદશાઓની તવારીખ—અ॰ મુનશી.
પારસી પ્રકાશ—બમનજી બે॰ પટેલ.
પારસી પ્રારથનાની ખુબીઓ—ખુ॰ એ॰ પાવડી.
પુરાતમ આતશખાના—દા॰ ખ॰ દોરડી.
પેગમબર અશો જરથોસ્તના જનમારાનો હેવાલ—ખરસેદજી રૂ॰ કામા.
પંદનામે મુલ્લાંફીરોજ—ફરદુનજી મરઝબાન.
બાગે પારશા.
મીનો ખેરદ.
મોઅજેજાતે જરથોશતી—એ॰ દા॰ સંજાના.
યશતબા માએની—દસતુર અને વાછા.
યોગ વીદયાઅને અસલી ઇરાનીઓ—રૂ॰ મ॰ મોબેદજીના.
રાહાનુમાએ જરથોશતી—દા॰ એ॰ શંજાના તથા શેઠ નવરોજી ફરદુનજી.
રાહાનુમાએ મજદીઅશના, પુસ્તક ૧ લું.
રાહબરે દીને જરથોશતી—એ॰ શે॰ દસતુર.
રાહે પારશા—સો॰ જ॰ જીજીભાઇ.
વંદીદાદ—કાવસજી એ॰કાંગા અને હારલે
શેઠ ને શતાબાજી—"મનસુખ" તે મં॰ લંગડાના.
શાહનામું—'મનસુખ'.
શાહાનામું—ફ॰ દો॰ જમાસ્પ આશાના.
સદદર કેતાબ—દસ્તુર જમાસ્પજી મીનોચેરજી.
સુરયોદયના પુ॰—૩ મ॰ હો॰ કામા.

નમો અહુરાય મજદાઇ!

# આજના પારસીઓ.

## તેમનો ધર્મ અને સંસાર.

નોંધ રૂપે—બે ભાગમાં.

લખનાર

એક જઈફ અથોરનાન.



મુંબઈ:

રાપન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.

સને ૧૨૬૧ યજદેજરદી. ઇસ્વી સન ૧૮૯૨.

હીંદુસ્તાનના પારસીઓ

જેઓ

આથમન તરફના "સુધારા"માં

હીંદુસ્તાનના બીજા દેશીઓ કરતાં

આગલ વધી ગયા છે

એવું તેઓ પોતે કહે છે,

તેમના

તે "સાહસીકપણા"નાં બદલામાં

એક અદના લખનારની અદના ભેટ તરીકે

આ ટુંકી નોંધો

એનાયેત કરવામાં આવે છે.

ક્ષ્નોથ્ર અહુરહે મજ્દાઓ !

# ખુલાસો.

પારસીઓમાં હમણા કેટલાંક લખાણો બાહાર પડયાં છે તે ઉપરથી જણાય છેકે, તેઓમાં જે બદી ગુપ્ત હતી તે આખરે પ્રગટ થઇ છે. જો કે કેટલીક તરફથી તે બદી છેક ચોંકાવા જેવી કે પારસીઓને ધભરાટમાં નાખવા જેવી દેખાતી નથી, તોપણ તે બદી આ ટોળામાં પોતાના પુર દમામમાં કામ કરેછે, એ વાત કોઇથી ના પાડી શકાતી નથી. પારસીઓમાં ઘણું કરી બે વર્ગો હતા—એક "અસલી વીચારનો" અને બીજો "સુધારાવાલો." "સુધારાવાલા" વર્ગે પોતાના ચાલતા વખતમાં "અસલી વીચારના" પારસીઓનાં "વેહેમ" અને બદીઓ ઊંઘાડાં પાડવામાં કશું બાકી રાખયું હતું નહી; પણ આજની બદી, જે "સુધારાવાલાઓ" પોતે કબુલ કરે છે કે તે તેઓના અવીચારી રેવાજો દાખલ કરવાનુ પરીણામ છે, તે બદી અસલી વીચારના પારસીઓની બદીને ઢાંકી નાંખે એવી છે. આ તકનો લાભ લઇ લાંબો વખત થયો એકઠી કીધેલી થોડીક "નોધો" પારસી ટોળાના દસતુરો, અકાબરો, અધીપતીઓ, વીચારવંતો, અને દાનેશમંદો હજુર નમંતાઇ સાથ રજુ કરવાની એક અદના જઇફ અથોરનાન રજા લે છે. પારસી ટોલાનાં ધર્મ અને સંસાર, અને તેઓની નીતીના કાનુનોનું તોલ કરવાને આ "નોધો" રજુ કરતાં, આટલું જણાવ્યા વગર ચાલતું નથી કે, આગલા "અસલી વીચારના" પારસીઓ ગેમે તેવી બદીમાં ગીરફતાર હોવા છતાં, ખોદા કે ધર્મની "આંધલાં એકીનથી" પણ બીહીક રાખતા હતા, તેથી તેઓની બદી ઉપર કાંઇ પણ અટકાવ રહેતો હતો; આજે તેવું કાંઇ જોવામાં આવતું નથી. તેને બદલે "છુટાપણું", જે શબ્દ તેની ઉમદા ફીલસુફી સમજાવ્યા વગર લોકોમાં છુટો કરી મુકવામાં આવ્યો હતો, તેને નામે બદી રાજ ચલાવે છે; અને છુટાપણાનો અર્થ ખરેખર નહીં સમજવાને લીધે ("છુટાપણા"ના હીમાયતીઓએ પુરતા ખોલાસાથી તે નહીં સમજાવ્યાને લીધે,) ટોળામાં બેહદ ખરાબી થવા લાગી છે, જે આ વરગે પોતે કબુલ કીધું છે.

સુધારાવાલો વરગ લખનારાઓ, વરતમાનપત્રો, પૈસા વગેરેનો મોટો વગ ધરાવે છે, તથી તે વીચારને લોકોમાં ફાવવાને જેટલું સવલ પડે છે, એટલું તેની સામેના વીચારને ફેલાવવાને, લોકોમાં તેની ખુબીઓ સમજવાને કે ફાવવાને સવલ પડતું નથી. જ્યારે સુધારાવાલાઓ પોતાના વીચાર ફેલાવવાને પોતાના વરતમાનપત્રો અને વસીલાને લીધે વગર ખરચે કે મેહેનતે ફાવી શકે છે, ત્યારે તેઓની સામે થનારા વરગને, ભોગજોગે જો બાહાર નીકલવું પડે છે તો, મોટા ખરચ અને મેહેનતમાં ઉતરવું પડે છે. સુધારાના હીમાયતીઓ જ્યારે પોતાની મેહેનતના બદલામાં માન અને કમાઇ બેઉ મેલવે છે, ત્યારે સામી બાજુને માન અને કમાઇનો ભોગ આપવો પડે છે. તેઓ તેમ કરવામાં પોતાની ફરજ સમજે છે. તેજ પ્રમાણે ટુંક ટુંક કરી એકઠી કીધેલી જીંદગીની પુંજીમાંથી કેટલોક ભોગ આ "નોધો"ની સંખયાબંધ નકલો મુફત ફેલાવવાને આપવામાં આવ્યો છે, અને લખનાર તેમ કરવાની પોતાની ફરજ વીચારે છે.

આ "નોધો"ને બે ભાગમાં વેંહેચી નાખી છે, જેમાંના એક ભાગમાં ધર્મ સબંધી અને બીજામાં સંસાર સબંધી નોધો દાખલ કીધી છે. આ "નોધો" સીલસીલાબંધ વંચાય તેમ નથીઃ સબબ કે તે હીંઆંમ અને તક મલતાં ટપકાવી લીધેલા છુટા છવાયા વીચારો જેવી છે.

વલી લખનાર એક વીદવાન હોવાનું ડોળ ઘાલતો નથી; પણ એક સંસારના અનુભવી તેમજ આગલા અકાબરો અને ધર્મે સુધારકોના મંડળોમાં ફરી તેઓના અંતર ભેદ જાણનાર તરીકે તે પોતાને ઓલખાવે છે. તેવા એક લખનારના વીચારને કાંઇ વજન ઘટતું હોય તો તે આપવું.

આ "નોધ" લેનાર કોઇ યુનીવરસીટીનો "ફેલો" નથી, પણ સંસારી અનુભવનો "ફેલો" છેઃ તેથી વાંચનારને અરજ કરવામાં આવે છે કે તે સંસારી ધોરણથી શું કેહેવા માગે છે તે ઉપર કાંઇ દયાન આપવામાં આવશે તો લખનારની મેહેનત અને ખરચનો અવેજ મલી રહેશે.

આ લખનાર કબુલ કરે છેકે તે "અસલી વીચાર" ધરાવે છે, કે જે વીચાર પારસી કોમમાંથી લગભગ નાબુદ થયો છે—તે વીચાર ચાલુ હતે તો જે બુરા દેખાવો આપણ આજે જોઇએ છીએ તે જોવા પામતે નહીં—તે વીચાર ચાલુ હોય તો તે માત્ર ઢોંગ અને ઠગાઇ ખાતર લોકોએ બાહેરથી રાખ્યો હોય. પણ એક વીચાર અસલી છે તેથીજ તેની પુરતી પરીક્ષા કરયા વગર છોડી દેવો, એ અપક્ષપાત માણુસનું કામ નથીઃ કારણકે સોનું હંમેશાં મટીમાંથીજ નીકલે છે.

વરશો થયાં ચુપચુપ જોતાં આ લખનારને એવું માલમ પડયું છે કે, નરમાસ, ઇનસાફ, વીવેક, કે સભયતા ભરેલાં લખાણોની અસર પારસી ટોલામાં જયાં થવી જોઇતી હતી ત્યાં તે થઇ નથી; અને ઘણાંક એવાં નીતી સંબંધી સારાં લખાણો ઘટને ઠેકાણે તેની ખબર લેવાયા વગર પસાર થયાં છે; પણ ખરાબી કરનારાં લખાણોનેજ ઉતેજન અપાતું રહયું છે,—જેનું પરીણામ હાલે આપણ જોઇએ છીએ. ઇંગ્રેજીમાં કેહેવત છે કે, "જાલમ દરદને જાલમ ઉપાય જોઇએ," તેજ પ્રમાણે જો સાલેસાઇ ભરેલાં લખાણો બેદરકારપણે પસાર થતાં હોય તો સખત લખાણોની જરૂર પડવી જોઇએ; અને આ ઠેકાણે, અલબત, લખનારે લાગતા વલગતાઓ ઉપર લગાર સખતાઇ વાપડી હશે, જે, તેની ટોળા તરફની દાજ તરફ જોઇ, પારસી કોમ તેને દરગુજર કરશે.

આ પુસતકમાં પારસીઓની હાલતનું જે ચીત્ર મેં મારી નાકેશ શકતી પ્રમાણે ચીતારયું છે તે મારા અનુભવથી મેં જે જોયલું, સાંભલેલું, અને વાંચેલું છે તે ઉપરથી ઉપજેલા વીચારોને આધારે ઉપજાવયું છે, અને ફકત સચાઇની રીતે મારા હમદીનોને તે જાહેર કરવાની મેં મારી એક ફરજ સમજીને તેઓની સનમુખ ધરયું છે. મારા વીચારે અને અંતઃકરણે મને એમ કરવાની ફરજ પાડી છે, અને તે મારી અદના શકતી પ્રમાણે અપક્ષપાતપણે મેં બજાવી છે. એમ કહીને તેનો કાંઇ બદલો મેલવવા, તેમજ એક ગ્રંથકરતા તરીકે કેહેવાડવાની અથવા કાંઇ કપટ ભાવથી કોઇએકો ઉપર નીચ વેર લેવાની મતલબ મેં રાખી નથીઃ માત્ર મારા પ્યારા ધરમનાં અને મારા હમદીનોનાં ભલાં સારૂ મેં મારી ફુરસદનો થોડો વખત કામે લગાડેલો છે.

આપણી રાહનુમા મંડલી અને એ મંડલીનું કામ પસંદ કરનારાંઓ, તેમજ આપણાં બીજા સુધારાવાલાંઓ તથા તેમનાં એક ધરમગુરૂ તરીકે કામ કરનારા એ૦ શેરી-

આરજી વીગેરે વીશે ઘણું કરી આ હેવાલનો મોટો ભાગ રોકવામાં આવેલો છે: એ વીશે મારે જણાવવું જોઈએ છે કે તેઓને નામે કેટલીએક બીના જનાવેલી છે તે બીનાઓને લગતા તેઓના પોતાનાજ પાધરા બોલો દરએક જગ્યે મેં જણાવેલા નથી, પણ તેઓનું જે કેહવું છે તેની મતલબો શો છે છે, તે જણાવવામાં આવેલું છે.

આ નાનાં પુસતકમાં મેં જે જે બાબદો વીશે વીવેચન કરેલું છે, તેમાં આઠ મુખ્ય બાબદો છે:—

પેહલું—પારસીઓ સુધરીને છુટાપણામાં આગલ વધી ગયા છે, એવી ખુશાલીનાં પોકારો થાય છે તેનું પોકલ.

બીજું—પારસીઓમાં આગલ નહી જણાયલી ગરીબાઇ અને અનીતી સાથે બેમહલાજા ભરેલી બદી અને બદબખતીનો વધારો થઇ પડયો છે.

ત્રીજું—પારસીઓમાં મરજી પ્રમાણેનું છુટાપણું વાપડી ધરમની બાબદોને ગમે તેમ માનવી અથવા નહીબી માનવી, એવી રીતની ઉલટ લેવામાં આવે છે.

ચોથું—સંસારી રીતભાંતો, પારસી પોશાક, પારસી નામો, અને પારસી ગુનગારા રેવાજોને તરક કરી, જેને જેમ ગમે તેમ લોકલાજની કસીબી દરકાર કરયા વગર, વરતવામાં આવેછે.

પાંચમું—કેટલેક ઠેકાણેથી એવું સમજાવવામાં આવેછે કે પારસીઓમાં ખરાબી અને બદબખતી થાય છે તેનું કારણ તેઓ જે રીતે બંદગી અને કીરીઆઓ કરતા કરાવતા હતા અને કરાવે છે, તેથી નીપજ્યું છે અને નીપજે છે! માટે તે સરવે છોડી દઇને ફકત ગાથાઓનેજ ધરમ પુસ્તક, કેહવું, કે જેથી કશી રીતની બંદગી કે કીરીઆઓ કરવા કરાવવાની જરૂર રહે નહી. પણ આજ બે કુડીથી વધારે વરશો થયાં પારસીઓએ 'ઇંગરેજી ચઢતી કેલવણી' લેવા છતાં તેઓની નીતીમાં કશો સુધારો થયો નથી, પણ ઓર મોટો બીગાડો થયો છે અને થાય છે. તેથી માત્ર ગાથાઓનેજ આધારે જણાવેલી નીતી અને નશીહતોનો બોધ આપવાથી પારસીઓ હવે પછી દુનીયાંની સરવે કોમો કરતાં નીતીમાં ચઢીયાતા બની જશે, એમ માનવાનું સેખચલીપણું.

છઠું—કેહવાએલા અથોરનાનોને નામે હાલમાં એક નવો વરગ ઉભો થયો છે, કે જેને ધરંમગુરૂપણું કેમ કરવું તે વીશેની કશી કેલવણી કે અનુભવ નથી; તે સાચો ધરમગુરૂ તરીકેની સાદાઇ અને તમામ રીતની અશોઇ અને પહરેજગારીથી ચાલી બીજાંઓને દાખલો આપવાની કશી દરકાર નથી. એવા લાડકવાયા "કેલવણી પામેલાઓ" કસાબી આંકુશ વગર મનને ગમતું છુટાપણું વાપડી પોતે જે કરેછે અને જેવી રીતે ચાલે છે તે વાજબી છે, એવું દેખાડવા થકી બેદરકાર જરથોશતીઓની દેખતી આંખમાં ધુલ છાંટે છે, જે તેઓ મુગા મુગા આંખ મીચીને ખમે છે.

સાતમું—અથોરનાનોને નામનો હઇઆત વરગ પોતાની ફરજ સમજયા વગર કસાબી આંકુશ કે કેલવણી વગર દંન પર દંન વધારે ને વધારે ગાફેલ અને બેદરકાર બનતો જાય છે, તે વીશે જરથોશતીઓને કશી દરકાર નથી: એજ તેઓની મોટાઇ અને સુધારામાં આગલ વધી જવાનું, તેમજ આગલ કરતાં ધરમ વધારે સમજવાનું, પોકલ બતલાવવાને પુરતું છે.

**આઠમું**—હાલમાં કેહવાતા આગેવાન શેઠીઆઓ કે સમજુ કેહવાતા આગેવાનોનો વરગ, પોતાનાં પવીતર અને ખુબીવંત જગઆશકાર ધરમનો અને પોતાનાં ટોલાના લોકોનો કેવો હાલ થયો છે અને થાય છે તે વીશેની કસીબી દરકાર રાખતા નથી; અને જેમ તવારીખોમાં કહયું છે કે રોમનો નીરો બાદશાહ શેહેરને આગ લગડાવી પોતે તેમાં મજાહ માની મેહલની અગાસી ઉપર બેસી ખુશી થતો હતો, તેમ જ્યારે પારસીઓનો એક ભાગ બદબખ્તીમાં ડુબતો જાય છે ત્યારે પારસી આગેવાનો એશ આરામ અને રમતગમતોની મોજમાં ચકચુર થઇને યુરોપીયનોના વાહાલા થવામાં પોતાનાં તન-મન અને ધનનો ભોગ આપવામાં ડુબી ગયા છે.

એ રીતે હાલમાં જરથોશતીઓની અને જરથોશતી ધરમની કીસતી તેનાં ડહાપણ વગરના અને અનુભવ વગરનાં સુકાનીઓને લીધે ચારે તરફનાં તોફાનનાં વંમલમાં ડોલા ખાતી બની ગઇ છે; અને તે કયો કીનારો ધરશે તે હવે પછીની ઓલાદ વધારે જોશે. પણ તેટલાં દરેક દીનસુરાત અને જાતીઅભીમાન ધરાવનાર જરથોશતીની મોટી ફરજ છે કે પોતાથી બને તેવા ઉપાયો કરી તેનો સદનતર નાશ થતો બચાવવાનાં ઉપાયો કરવા કરાવવાની કોશેશ કરવી.

અહીં જણાવવાની હું ફરજ જાણું છું કે હું પોતે એક જઇફ અથોરનાન અને જુના વખતનો વગર કેલવણી પામેલો હોવાને લીધે હાલનાં વખતની નવી એબારતબંદી અને વાકય રચનાથી બેનશીબ છું: જેથી આ લખાણની એબારત એક ભલા ગ્રહસથ પાસે ફેરવાવી છે.

છેવટે એટલું જણાવવાની રજા લઉં છું કે કેટલાક ભલું ઇછનારાઓએ મને સારી સુચનાંઓ અને મદદો કીધી છે, અને આ કામમાં તેઓએ તસદી લઇ પોતાની દીલસોજી બતલાવેલી છે, તેઓનો મોટો ઉપકાર માનું છું.

ગુજરાત,

રોજ ૧લો, માહા ૧૦મો સને ૧૨૬૧ યજદેજરદી.

**એક જઇફ અથોરનાન.**

# સાંકળીઊં.

## ભાગ ૧ લો—ધર્મ.

વધારો:—

## ભાગ ૨ જો—સંસાર.

# સુધી પત્ર.

☞ વાંચનારાઓને અરજ કરવામાં આવે છે કે તેઓએ આ પુસ્તકમાં થયલી ભુલો નીચે મુજબ સુધારીને પછી વાંચવું.

| શફે | શતર | અશુધ | શુધ |
|---|---|---|---|
| ૩ | ૧૪ | જેવાને | જેવાઓને |
| ૧૧ | ૧૧ | ગુલ રેઆંન | ગુમ રેહાન |
| ૧૩ | ૩૯ | એવણ | તેઓ |
| ૧૪ | ૨૩ | કવાની | કરવાની |
| ૧૮ | ૩૩ | ઉપરથી | ઉપરથી |
| ૩૦ | ૩૩ | દાકતર ફરાંમજી | એ૦ ફરામજી |
| ૩૪ | ૧૬ | જરથોશતની વખત | જરથોશતની આગમજના વખતથીજ |
| ૪૦ | ૬ | પરશો | પારસી |
| ૪૭ | ૫ | આલસાઇથી પડતો | આલસાઇથી પાડી |
| અ (બીજા ભાગનો વધારો) લીટી ૧૮ | | એક ધરમગુરૂઓએ | ધરમગુરૂઓએ |
| | | જે જે જગાએ આ૦ શેરીઆરજી હોય ત્યાં એ૦ શેરીઆરજી વાંચવું. | |
| ઘ | ૯ | ગુરૂજીએ | ગુરૂજીઓએ |
| ઘ | ૨૧ | ગાથામાં તો | ગાથામાં (હોનુવદ ગાથાનો હા ૬ડો) તો. |
| ઘ | ૨૨ | હા૦ ૧૨-૧૪-૬૨ | હા૦ ૧૨-૧૪-૩૩-૬૨ |
| ૬૧ | ૩૦ | મધેઅંમ | મધ્યમ |
| ૬૫ | ૩૮ | કોએ પોતાનો | લોકે પોતાનો |
| ૬૮ | ૧૮ | ઉપયોગ | ઉપયોગ |
| ૭૫ | ૨૭ | કાદવાવા | કાવાદાવા |
| ૮૦ | ૨ | ખુજરંગ | ખુજરગ |
| ૮૬ | ૫ | શું થયું | શું થયું? |
| ૯૩ | ૧ | ઉલટી રીતે | નાજુકાઇને લીધે |

૪૬૮૯

નેમો અહુરાઇ મજદાઇ.

# આજના પારસીઓ.

## તેમનો ધર્મ અને સંસાર.

### ભાગ ૧ લો—ધર્મ.

સરવે માણસોને ચોકસ બાબદ ઉપર વીચાર આપવાની છુટ છે, એવું આજે ચોતરફથી સ્વીકારવામાં આવે છે; અને જયારે આજે એક નીશાળનો છોકરો વટીક તે જે બાબદ સમજે નહી તેમાં પણ પોતાનો વીચાર આપવાની છુટ ધરાવતો માલમ પડે છે; ત્યારે આશા છે કે આજના પારસીઓના ધરમ અને સંસાર ઊપર એક જઇફ અથોરનાનના વીચાર ગેરમુનાસબ ગણાશે નહી. હમણા પારસીઓમાં ધરમ અને સંસાર-સુધારા માટે ઘણાંક લખાણો થયાં છે, અને તેમાં ઘણાંક વીચારો બાહાર આવયા છે, તેમાં હું મારો નાકેશ અને નબળો આવાજ ઉમેરવાની રજા લઉં છું, અને આશા રાખું છું કે ઘટતે ઠેકાણેથી તે ઉપર ધીઆન આપવામાં આવશે. પેહેલાં હું આપણાં ધરમ ઉપર બોલીશ—આપણા ધરમ ઉપર એટલે કે જરથોશતી ધરમ ઉપર નહીં, કે જેની મોતેબરી અને ખુબીઓ સમજાવવાને હું પોતાને અતી કમીનો સમજું છું; પણ આપણા ધરમ ઉપર એટલે કે આજે પારસીઓ જેને **ધરમ** તરીકે ગણે છે તે ઉપર.

ચોતરફ નજર કરતાં માલમ પડે છે કે, આજના ઘણાખરા પારસીઓ, મુખ્ય કરી સુધારાવાળાઓ, ધરમની બાબદમાં જેને ઘણીખરી સત્તા તરીકે માને છે તે રાહનુમાએ મજદીઅસનાન નામની પારસીઓની મંડળી છે, જે મંડળીનાં કામ કાજોને બાહાલ રાખી તે ઉપર ઘણાંક અમલ કરેછે. વાસતે આ મંડળીનાં કામ કાજો અને તેમાંથી બાહાર પડતા મતો ઉપર બીજાઓના મતો કરતાં, વધારે ગુનેગેરા કીધેલી આ ચોપડીમાં જોવામાં આવશે.

### રાહનુમાએ મજદીઅસનાન સભા.

રાહનુમાએ મજદીઅસનાન સભા પ્રથમ ઉભી થઇ તે એટલાજ કારણસર કે, પારસીઓ ભોળાપણાથી તેમજ હીંદુસ્તાનમાં આવી હીંદુ મુસલમાનો સાથ લાંબી મુદ્દત સુધી વસવાને લીધે તેઓના ધર્મ અને રશમને લગતી કેટલીએક રીતભાતો અને ક્રીયાઓની માનતા કરતા હતા, તેમજ ગુજરેલાંઓની ક્રીયા કરવાને બાહાને તરેહવાર રીતની મીઠાઇ વીગેરેના બીજા ખરચો કરતા હતા, તેમ નહી કરવા સારૂ જાહેર સભાઓ ભરી જુદી જુદી બાબદો ઉપર ભાશણો અને રેશાલાઓ લખી સમજુતી આપવી; પણ જરથોસ્તી ધર્મને લગતી કોઇબી બાબદ વીશે ગુનેગેરા કરવી નહી. એવા તેના એકરાર વીશેનાં લખાણો આ ચોપડીને છેડેના વધારામાં આપીઆં છે, તે ઉપરથી વાંચનારાઓની ખાતરી થશે.

ઉપલી મતલબને મળતી રીતે એ સભાના કારોબારીઓએ કેટલુંએક સુધી ઘણી ઉલટ અને મેહનત લઇને જુદદીનોને લગતી માંતા અને બીજી રાહા રશમો વીશે અસરકારક ભાશણો આપી ઘણીએક રીતનો સુધારો કીધો હતો. પણ એવીજ રીતની બાબદો વધારે કહેવાની બાકી રહી નહી હશે કે શું:

## રાહનુમાયની પેહેલી ભુલ: પારસીઓમાં મતભેદ.

તેથી જરથોસ્તીઓ વરસની આખરીએ પોતાના ગુજરી ગયલાંઓની ઇઆદમાં ફરવરદેગાન અથવા મુકતાદની જે ક્રીયા કરેછે તે તેઓએ ૧૮ દીવસ નહી પણ ૧૦ દીવસ સુધીજ કરવી જોઇએ; તેમજ બેહેડાં, માચી વગેરે માંડી વાસી ફુલ ફળ મુકી રાખે છે તેમ કરવું નહી જોઇએ; એ બાબદો કેમ છે અને તે કેમ કરવી જોઇએ-તે વીશે દશતુરોનાં મતો લેઇને તે તેણે જાહેર કીધાં. એ ઉપરથી જરથોસ્તીઓમાં કેટલીએક ચરચા ઉભી થઇ, તો પણ એ વીશે કોઇએ ૧૮ દીવસ અને કોઇએ ૧૦ દીવસ ક્રીયા કરવાનું જારી રાખ્યું. રાહનુમાય સભાનાં મેમબરો એક લખત કરી તે પરમાણે ચાલવા કબુલ થયા. એથી જરથોસ્તીઓમાં બે મતભેદ અથવા પક્ષ ઉભાં થયા. જેઓ ૧૮ દીવસ ક્રીયા કરે તેઓ જુનાં વીચારના અને જેઓ ૧૦ દીવસ કરે તેઓ સુધરેલાં અને નવા વીચારના; તોપણ ક્રીયા તો કરે કરાવે—એ રીતે હવેથી સુધરેલાંઓને નામે એક નવો વર્ગ ઉતપંન થયો. રાહનુમાય સભાના કાયદા પ્રમાણે ચોકસ મુદતે કારોબાર કરનારી મંડળી બદલાવી જોઇએ, તે પ્રમાણે નવી ભરતી કરતી વખતે બને તેમ સુધરેલા કહેવાતાઓ અને નીઉસ પેપરોમાં લખાણ કરનારાઓને ચુંટી કહાડવાની સંભાળ રાખવામાં આવી, અને એ મતલબને લીધે ઘણું કરી ઇંગરેજી શીખેલા જુવાનીઆઓનાં હાથમાં જરથોસ્તીઓની રાહનુંમાય કલબનો કારોબાર મેલાયો.

## સર જમશેદજી જીજીભાઇની અગમચેતી.

પ્રથમમાં એ મંડળી ઉભી થઇ તે વખતે મંડળીનો ખરચ નીભાવવા સારૂ એક ફંડ ઉભુ કીધું હતું. એ ફંડમાં નાણું ભરાવવા તેમજ એ કામ પાર પાડવામાં મદદ માગવા સારૂ તે વખતના આપણા જગપ્રસીધ સર જમશેદજી જીજીભાઇ પેહેલા બેરોનેટ અને બીજા શેઠીઆઓ પાસે એ મંડળીના કેટલાક આગેવાનો ગયા હતા. તેઓએ કહેલી વીગતો સમજી નામદાર સર જમશેદજીએ દુર અંદેશી વાપડી એવો જવાબ દીધો હતો કે "એ કામ ઘણું સારૂં અને આપણા ટોળાનું તેમજ ધર્મનું માન વધારનારૂં છે, તોપણ એ કામ આપણા ધર્મગુરૂઓનું છે. તેઓની વતી તમો બહાર પડો છો તેથી ચીંતા રહે છે કે આગળ ચાલતાં તમો આપણા ધર્મની બાબદ પકડી તેનેબી ચુંથશો; એથી ટોળાના લોકનું ધર્મનું એકીન દામાડોલ થશે; વાસતે હાલમાં એ ફંડને હમો કશી મદદ કરી શકતા નથી." એજ રીતે કામાં ખાનદાનના કેટલાકો શીવાય બીજા તે વખતના મોટા કેહવાતા શેઠીઆઓએ એ મંડળીને મદદ આપી નહી. મરહુમ સર જમશેદજીની અગમ બુધી એ મંડલીએ ખરી પાડી આપેલી આજે દીસે છે. જુદદીનોની માનતા છોડવવા શીવાય એ ધરમની બાબદોને નહી હાથ ધરવાની એ મંડળીની કબુલાત બાજુ રહી ગયલી જોવામાં આવે છે.

## ધરમ સુધારાની બાબતમાં થતી ભુલ.

આ મંડળીના જુવાનીઆઓએ ઇંગરેજી કેળવણી લેવાને લીધે તેમજ પોતે કેળવણી લીધેલામાં ખપી સુધરેલા કહેવાડવા સારૂ એશીઆતીક રીતભાતો અને ધર્મ સંબંધી વીચારો પર ટીકા કરી યુરોપીઅન રીતભાતોને બધી રીતે સરસ અને સુધારા ભરેલી માની લેવામાં

એવું પણ સમજવામાં આવીછ કે, કોઇબી રસમ કે ધર્મ સંબંધી બાબદોમાં ચોકસ એમજ કરવું જોઇએ અને એમ નહી કરવું જોઇએ એ રીતનાં બંધારણને તાબે થવું નહી, પણ જે જેની મરજીમાં આવે તેમ છુટાપણાંથી ચાલવું અને કરવું એજ ખરો સુધારો અને સુધરેલા કહેવાડવાનો ખરો રસતો છે.

એવું જાણવામાં આવીછે છે કે, એક સુધરીને આગળ વધી ગયલા પારસી ગ્રહસ્થ યુરોપની મુસાફરીએ ગયા હતા, ત્યાં જઇને ત્યાના કહેવાતા નામીચા ક્રીસચીઅન વીદ્વાનોથી તે વર્ણ જાણવા માગ્યું હતું કે પારસીઓએ સુધરીને આગળ વધવાનો શું માર્ગ લેવો જોઇએ ? એનો જવાબ એવો આપવામાં આવ્યો હતો કે જેમ બને તેમ ધર્મની કે કોઇબી જુની રસમ અને રીતભાતને વળગી રહેવું નહી—જેમ પોતાને સારૂં લાગે તેમ મરજી મુજબ ચાલવું—એમ કરશો તોજ પારસીઓ સુધરેલા તેમજ છુટાપણામાં આગળ વધી ગએલા બનશો અને કહેવાશો. કહે છે કે એ વીચાર તવણ પોતાની મુસાફરીથી પાછા આવીને અતરે જણાવ્યો; જેથી સુધારાવાળાઓએ પોતાથી બનતું છુટાપણું લેવાને તેમજ ધર્મની અસલ રીતભાતોને બને તેમ ખામી ભરેલી બતાવવાને વધારે ઉલટ લેવા માંડી. રાહનુમાય મંડળીવાળાઓ પણ એ ભુલભરેલી ઉલટનાં ભોગ થવાથી બચેલા લાગતા નથી, આપણાં માંન પામેલા શેહરી અને દેશ હીતકારી દેશી પ્રોફેસર દાદાભાઇ નવરોજી જેવા ડરેલ અને દુર અંદેસી ગ્રહસ્થ પણ એ મંડળીનાં એક આગેવાન થયા હતા, જેથી બીજા સાધારણ પારસીઓનુ ખેચાંણ તેના તરફ ઘણું થયું કે, એવા ગ્રહસ્થનાં વીચાર કંઇ થોડા વજનદાર ગણાય નહી; પણ એ ગ્રહસ્થ તરફનાં અમારાં સઘળા મોટાં માંન છતાં અમારે વાજબીની રાહે જણાવવુ જોઇયે કે, તેઓ કંઇ ધર્મનાં ભાસા અભ્યાસી કે ધર્મ ક્રીયા કરનારા ન હોવાથી; તેમનાં વીચારો રાજદ્વારી બાબતમાં જેવા સત્તા ભરેલા ગણાય છે, તેવા ધર્મની બાબતમાં ગણાય નહી. એ વીશે મી૦ ગલેડસ્ટનનો દાખલો ધડો લેવા જોગ છે. એ મહા વીદ્વાન અને રાજદ્વારી ગ્રહસ્થ જાતે બહુ ધર્મચુસ્ત છે અને પોતાના ધર્મની રાહારસમોને ખરાં જીગરથી માંની તે પ્રમાણે ચાલે છે. તેવા ખરા ધરમીએ કાંઇએક ધર્મ સંબંધી વીરૂધ વીચારનાંઓની સામે લખાણ કરવાથી તેઓએ મી૦ ગલેડસ્ટનને એટલુંજ કહ્યું કે એ કામ ધર્મગુરૂઓનું છે, તમારૂં નથી. એટલાં ઉપરથી વીચારવાનું છે કે જેઓ ધર્મના અભ્યાસી અને ધર્મની બાબતમાં પળોટાયલા નહી હોય તેવાઓ ધર્મ-સુધારકો કેમ કહેવાઇ શકે? તો પણ એવી રીતે છુટાપણાથી ચાલવા ચલાવવાને લીધે પારસીઓની કેવી હાલત થઇ છે અને હવે પછી થશે, તે વીશે આગળ વીસતારી જણાવવામાં આવશે.

## સુધારાવાળાઓની સામે થનારની મુશકેલી પારસી પત્રોની અણ-ઘટતી વલણ.

પારસીઓમાં મંડળીના અંકુશ જેવું કશું રહ્યું નથી: તેથી હર કાંઇ બાબદ વીશે કોઇ ફરીયાદો કરે છે તે સાંભળનારા અને તે પ્રમાણે ચાલનારા અને ચલાવનારાઓ કોઇ નથી. જો કોઇ સુધરેલા જુવાનીઆઓની કાંઇએક વાંધાભરેલી રીતભાત કે ચાલચલણ વીશે ટીકા કરે તો તે ટીકા પ્રસીધ કરવા વરતમાન પતરોનાં કેટલાએક સુધારાવાળામાં છપનારા અધીપતીઓ તેને જગા આપતા નથી. એમ કરતાં કોઇ એકે આપેલી હોય છે તો તે લખનાર અથવા લખનારાઓ ઉપર બીજી તરફથી તેની ખાનગી રીતની બાબદો

સુધાં તેને સતાવવા સારૂ તહરેવાર યુકતીઓ કામે લગાડીને ઘણુ ખધું આમ તે લખનારની સામે હોય તેમ જુદાંજુદાં નામોથી અને એક એકથી ચહડતાં આંકડા જણાવી હારે કતાર ચરચા પતરોને નામે લાંબી મુદત સુધી તેનો પીછો પકડી રાખે છે. એથી ઘણાએક સમજુઓ પોતે ખરાબી જોવા જાણવા છતાં પોતાના વીચારોને દાબી રાખી અંતે, ઠોકર ખાઇને શીખશે, એવું વીચારી મુંગા રહે છે.

પારસીઓથી લખાતાં વરતમાન પતરોએ પારસીઓની સંસારી અને ધર્મ સંબંધી બાબદો ઉપર આગલા વખતમાં જે કાબુ ચલાવ્યો હતો, તેથી ઘણીએક રીતે પારસી રીતભાતો અને પારસી ધર્મનો બચાવ થતો હતો. પણ હાલમાં પારસીઓ "સુધરી" ગયા છે, તેથી મરજી પ્રમાણેનું છુટાપણું સઉ સઉએ ભોગવવું જોઇએ, એવા વીચારની તેઓની હાલની ફીલસુફીને લીધે, પારસીઓમાં જુના અને જાણીતાં વરતમાન પતરોનાં જુવાન માલેકો અને અધીપતીઓએબી એકનું જોઇ બીજાએ એ મારગ અખતેઆર કીધો. તેઓ એક બીજાનું જોઇ એવુંજ સમજતા જણાય છે કે બને તેમ છુટાપણાથી ધર્મની અને ધર્મને નામે રસમો પાળનારાંઓની તહરેવાર રીતે ઠઠ્ઠા મશકેરી કરવી; કેમકે તેમ કરવાથી સુધરાવાલાઓમાં પોતે ખપે અને તેથી પારસી જુવાનીઆઓની તેઓને ઘરાકી વધે. એથી કરીને પારસીઓમાં કોઇ રીતનો કસો કાબુ છે નહી. પારસી વરતમાન પતરો અને માસીક ચોપાનીઆંઓ ચલાવનારાઓ મધેનાં કેટલાએકો જે પ્રપંચ અને દાવપેચ વાપરે છે તે સમજુ માણસોને તરત જણાય છે, તેટલું છતાં તેઓ પોતાને પ્રમાણીક લખનારાઓ કહેવાડે છે!

આવા છકેલ લખનારાઓને આસરો આપવાથી પારસીઓ પોતાની અને પોતાની ઓલાદની અને ધર્મની બરબાદી પોતાને હાથે ખરીદી લે છે.

પારસીઓના સુધારકોનું નામ ધારણ કરી આવા જુવાનીઆઓએ જ્યારે જોયું કે પારસીઓ પોતાની અસલ રીતોને હજુ છોડતા નથી તે છોડાવવી જોઇએ, તેમજ મુકતાદના ૧૦ દીવસોમાં શુંશું ક્રીયા કરવી કરાવવી જોઇએ, તે વીરો રાહનુમાય મંડળીના અધીકારીઓ પોતે તેમ કરવાનું એક વખત કરીને બંધાએલા છે તેને હવે કેમ છોડાવવું જોઇએ, તેના ઉપાયો તરીકે એવું સમજાવવા માંડયું કે "પારસીઓ ધર્મને નામે ભોળાઇથી એવું માને છે કે ગુજરી ગયલાં તેઓનાં બેસીઓ ચોકસ વખતે આ દુનીઆમાં આવે છે, એ વીચાર કેવળ બેહુદો અને હશી કરવા જેવો છે: કેમ કે રવાંનોને નામે જે ક્રીયા કરવામાં આવે છે તે કાંઇ રવાંનો નથી પણ ફરોહરો છે, તેથી વગર સમજવે તેનો રવાનો કહે છે. પારસીઓનાં ધર્મપુસ્તકોનું કાંઇ ઠેકાણું નથી; તેમાં ગાથા શીવાય સરવે લખાણો પાછલા વખતના છે," ઇત્યાદી.

## મુકતાદની તકરાર.

પ્રથમ મુકતાદને લગતી તકરારો થયલી; તે વખતે એ મંડળી તરફથી એવું કહેવામાં આવેલું કે હીંદુસ્તાનમાં આવ્યા પછે જે રવાયતોને નામે કેતાબો બનેલી છે તેમાં જેમ જેનાં વીચારમાં આવ્યું તેમ લખાણ થયલું છે, તેથી બને તેમ ઇરાનનાં લખાણ ઉપર આધાર રાખવો. એ પછી વળી એવું ઠેરવ્યું કે ઇરાનમાં થયલાં લખાંણો કરતાં અવસ્તામાં થયલાં લખાંણોને સત્તાભરેલાં ગણવાં. જ્યારે અવસતાની સહાદતોથી મુકતાદનાં ૧૦ દીરસો છે અને તે વખતે ગુજરી ગયલાંઓ પોતાના બેશીઓનાં મકાનમાં મેહેમાન તરીકે આવે છે—(આવાં લખાંણો ભેદભરેલાં અને અલંકાર છે: હીંદુઓનાં શાસ્ત્રમાં

"શરાધ" "પીતરૂ" વીગરૈની બીનાં પારસીઓની એ ક્રીઆને કેટલીએક મળતી આવે છે: વળી ફરોહર વીશે એક ઇંગ્રેજે લખેલો રેસાલોબી એ વીશે ઘણી સમજ પાડે છે: મુસલમાન લોકો અને ખરીસતીઓબી ચોકસ દીવશોએ પોતાનાં ગુજરેલાંઓની ઇઆદમાં ક્રીઆઓ કરે છે કરાવે છે)—આવી દલીલો બાહેર પડવાથી—તેમજ ગુજરેલાંઓની ઇઆદમાં મુકતાદનાં દીવશોની ક્રીઆ કરવાની ફરજ વીશે દસ્તુર સાહેબ જામાસ્પજી મીનોચેરજી અને બીજાઓએ જુદે જુદે વખતે કાપેલી વાએજો તેમજ એ દીવશોમાં ગુજરેલાંઓની ઇઆદ કરવાની ફરજ વીશે એરવદ જીવણજી જમશેદજી મોદીએ ફરોહર વીશે એક કીમતી અને વીદ્વતાભરેલો રેસાલો લખી ગુજરેલાં ખેશીઓની ઇઆદ કરવાની ફરજ વીશે તેમજ એ દીવશોમાં શાહાનામાંનાં જાહેર વાંચન કરવાથી—આપણી રાહનુમાઇ કરનારા અને તેઓનાં એક ધર્મગુરૂ એરવદ શેરીઆરજીએબી એ વીશે "ગુજરેલાંઓનાં નાંમગરન" એવે મથાળે પોતાના પંથનાઓ અને ચેલાઓ આગળ એક વાએજ કરી સંભળાવી હતી. જેમ કેહવત છે કે "શાપે ચેન ગળી તે ગળે તોબી અને પાછી કાહાડે તોબી શાપનું મરણ થાય," તેમ આપણા સુધારાવાલાઓનો હાલ થયો. તેઓ જો એ ક્રીઆ કબુલ રાખે તો પોતાનાં આગલાં બોલેલાં ઉપર ટીકા થાએ—જો એ ક્રીઆ નાકબુલ રાખે તો તેઓ વીશે બધી તરફથી પડેલી દલીલો તેઓની આડે આવે છે. એજ મારગ તેઓએ બેહતર જોયો કે આપણેબી એ વીશે કાંઇ બોલીએ, તેથી ગુજરેલાંઓનાં નાંમગરન ઇઆદ કરવાં જોઇએ એવું સમજાવયું. હવે સવાલ એ છે કે પારસીઓ ગુજરેલાંઓની ઇઆદમાં જે નાંમગરનો હમેશાં બોલે છે તે અમસથાં નહી પણ તેની ચોકશ ક્રીઆઓ સાથેજ હોય છે. ત્યારે તે કારીઆ સાથે કરવી કે અમસથાં નાંમોજ બોલી જવાં? તેમજ ગુજરેલાંઓનાં રવાનો નહી પણ એ તો તેઓનાં ફરોહરો છે. તો એ નાંમગરન તે ગુજરેલાંઓનાં ફરોહરોનાંજ કેહવાય કે નહી? અને તે પરમાણે પારસીઓ કરે છે અને કરાવે છે તે હવે વાજબી છે કે નહી? જો ક્રીઆ અને ભણુતરની શાથેજ એમ કરવું જોઇએ, એવું કેહવામાં આવે તો એ કારીઆ અને ભણુતરતો "પાછલા વખતનું બનાવટ ભરેલું છે" તેનું કેમ? તેમજ ગુજરેલાંઓનાં નાંમગરન ઇઆદ કરવા ગાથાઓમાં કઇ જગે ફરમાવેલું છે? જો તેમ નહી હોય તો પાછા લોક લાજને મળતા થવામાં ગેરવાજબીપણું છે કે નહી? કહેવત છે કે "બડે ઘરમે પેઠનાં સેહલ, પણ નીકલનાં બોત કઠણ" તેવો હાલ એ આપણને સુધારનારાઓનો થયો છે અને થશે.

## બંદગી વીશે ટીકા અને તેથી થયલી અસર.

આપણને સુધારનારાંઓએ ગાથા શીવાયના "અવસ્તા પાછલા વખતમાં બનેલા છે તે બહાલ રાખવાને આપણે બંધાયલા નથી અથવા સંભાલ રાખવી જોઇએ" આવું કારણ દેખાડી પારસીઓ જેઓ પોત પોતાના મકાનોમાં તેમજ ધર્મની જગાઓમાં દરરોજ પોતાની ફુરસદ મુજબ બંદગી કરતા હતા તે વીશે ટીકા કરવાનું ચાલુ કીધું. આથી ઘણાંઓએ બંદગી કરવાનું છોડી દીધું, તેમાં ઘણું કરી ઇંગ્રેજી શીખી સુધરેલાંમાં ખપનારાંઓએ તો બંદગી કરવી તે તો એક જાતનો ઢોંગ છે એવું સમજી છોડી બેઠાં. એ મધેનાં કોઇએક પોતાના અંતઃકરણના સમાધાન સારૂ બંદગી કરવાની ઇચ્છા કરે, પણ તેની ઠેકડી થશે એવું સમજીને તેઓ છોડી દે છે.

હીંદુસ્તાનમાં સરકારી કેલવણી ખાતાંઓમાં ધર્મ-નીતીની કેળવણી નહી આપવાથી લોકોની હાલત કેવી થઇ છે અને થાય છે, તે આપણા સત્તાવાળાઓ હવે સમજવા લાગ્યા

છે. જે વીશે કેળવણીખાતાંનાં કમીશનેબી ભલામણ કીધી હતી. તેથીજ માજી વૉઇસરૉય લૉર્ડ ડફરીને એ વીશે એક ઠરાવ બહાર પાડી લોકોને ધર્મની અને નીતીની કેળવણી આપવા અને તે કેમ આપવી જોઇએ તે વીશેની સુચનાં જાણવાનું નકી કીધું છે. એજ બીના સાબેત કરે છેકે ધર્મ વગર આપણાં પારસી ટોળાંની હાલત કેવી થઇ છે અને હજુ પછે તે કયાં અટકરો, તે કહેવું મુશકેલ છે.

## રાહનુમાય મંડળીના દસ્તુર અને તેમના ફતવા.

આપણા શુધારાવાળાઓએ પારસીઓની ધર્મ ક્રીયા એને કાનુંનો વીશે ટીકા કરી તે છતાં ઘણાંએકો હજુ તેને માને છે, અને માનતા હતા, તેનું કારણ એજ હતું કે રાહનુમાયવાળાઓ કાંઇ ધર્મગુરૂઓ નથી, તેઓ એક વખતે જે સમજાવે છે તે બીજી વખતે ફેરવી તોળે છે, તેથી તેઓના કહેવાપર પુરતો ભરૂશો રખાય નહી, એવો વીચાર તેમને આવ્યો તેથી રાહનુમાયવાળાઓએ પોતાની મતલબૅ પાર પાડવા સારૂ એરવદ શેરીઆરજી દાદાભાઇ ભરૂચાને પોતાના ધર્મગુરૂ તરીકે ચોકસ સરતોથી પગાર આપતા કરી રાખ્યા. આ કહેવાતા ધર્મગુરૂ સ્વતંત્ર છે, એમ એ રાહનુમાયવાળાઓ જાહેર કરે છે, તોપણ તેઓના ચોકસ લખાણ આપણા સુધરેલા રાહનુમાયવાળાઓ પ્રથમ તપાશી તેમાં પોતાની મરજી પ્રમાણે વધઘટ કરી શકે છે, એમ જણાયું છે. તેઓ જાણે પોતે મોટા ધર્મગુરૂઓનાં ઉપરી બીશપો અથવા સત્તાધારી પોપ અથવા દસ્તુરાંન દસ્તુરો હોય એવું પોતપોતાને માટે સમજતા દીસે છે, ને એને તેઓના આ ધર્મગુરૂ કોઇવાર ટેકા આપેછે અને કોઇવાર પોતે સ્વતંત્ર દેખાડવા છુટા પડે છે. ટેકા એવી મતલબનાં આપે છે કે "આગલા વખતમાં જે જે ધર્મને લગતી બાબદો તે ધર્મ ગુરૂઓજ સમજાવતા હતા, પણ તે વખતે ઘણું કરી સરવે રીતનો ઇલમ ધર્મગુરૂઓનાજ હાથમાં હતો. હાલ વખત ફેરવાઇ ગયો છે, તેથી સમજુ અને શીખેલા પારશીઓ તે કામ બજાવે તે વાજબી છે." દરએક ધર્મમાં હમેશ ધર્મને લગતી બાબદો ધર્મગુરૂઓનાજ ઉપરીપણાં નીચે સમજાવવામાં આવે છેઃ તેથી હંમેશાં બીજાઓ કરતાં તેનો દરજ્જો ચહડતો રાખેલો સરવે ધર્મમાં છે. જંગલી માણસોમાંબી ચોકસ ધર્મની ક્રીયાઓ છે, તે કરવા કરાવવા તેઓ મધેનાં ચોકસ આશામીઓજ હોય છે, તે તેઓના ધર્મગુરૂજ કહેવાય છે; એ બીના સરવેને જાણીતી છે. રાહનુમાય મંડળીનાં આગળાં તથા તયાર પછી એ૦ શેરીઆરજીના લખાંણોનાં ઇશારા આ ચોપડીમાં અમે કર્યા છે, તે લખાંણોનાં કેટલાંએક ખુદ ફકરાઓ અમોએ તારવી કાહાડીને જેટલા બની શકયા તેટલા આ ચોપડીને છેડેનાં વધારામાં તીકકા શહીત આપેઆ છે, કે જેથી વાંચનારાઓની ખાતરી થાય.

એ૦ શેરીઆરજીને નામે આજ દીન સુધી જે જે લખાંણો બહાર પડયાં છે તે ધીરજે વાંચવાથી કોઇબી માણસ, જે પોતાના ધર્મને ચાહનારો અને તેને માન આપી ચાલનારો હશે, તેને વીચારનાં વમળમાં નાખશે. એ૦ શેરીઆરજીના સમજાવ્યા મુજબ, ફકત ગાથાજ જરથોસ્તનાં કહેલા છેઃ તેથી ગાથા શીવાય બીજા અવસતા જેવા કે યજશને, વીસપરદ, વંદીદાદ, ખોરદેહ અવસતા, યશતો, આફરીનગાંન, વીગેરે પાછલા વખતનાં દસતુર મોબેદોએ બનાવેલા છે, તેથી ગાથાના જેટલું માન આપવા અથવા કબુલ રાખવામાં ઘણી સંભાળ રાખવી જોઇએ. "ગાથા એ કવીતારૂપી અથવા અરજરૂપી ભકતી છે તે કાંઇ ફરમાન હુકમક્રીઆ અને કાયદો દેખાડનારૂં પુસ્તગ નથી. એ પછે જે જે બાબદો તેઓએ સમજાવી છે તે ઉપરથી જરથોસ્તી ધર્મ જેવું જાણે કાંઇ છેજ નહી એવો વસવસો મનમાં ઉતપંન થાય છે. તેઓના સમજાવવા પ્રમાણે ગાથામાંથી જરથોસ્તી ધર્મ કેમ માનવો તે કાંઇ જણાતું નથી. તે પ્રમાણે જોતાં તો જાણે એવું ઠરવું જોઇએ કેઃ—

એક પારસીને જરથોસ્તી ધર્મનો કહેવાડવા સારૂ સુદરેહ કુસતી પેહેરવા જેવું કશું નથી, તેમજ તે પેહેરાવતી વખતે જે ક્રીયા કરવામાં આવે છે તે કશું નથી, એટલુંજ નહીં પણ એક ધર્મગુરૂ તરીકે દસતુર કે મોબેદ જેવું કાંઇ નથી. અગીઆરીઓ અને આતશખાનાઓ જેવું કશું નથી. દુખમાઓ કે ગુજરી ગયલાંઓને અવલ મજલ પોહોચાડવાની ક્રીયા જેવું કશું નથી. ગુજરેલાંઓની યાદમાં દરૂન, આફરીનગાન જેવું કશું નથી. જશનો અને ગંભારો જેવું કશું નથી. ફરેસતાઓની યાદ કે ફરેસતા જેવું કશું નથી: તેથી પારશીઓએ જે રોજ માહોનાં જુદાં જુદાં નામો આપેલાં છે, તે ભુલભરેલું છે. અજીયું ને ચોખ્ખું દશતાન કે સુવાવડી સ્ત્રીઓ, અને ચોકસ પહરેજી જેવું કશું નથી. જ્યારે દસ્તુર મોબેદો કે ધર્મના મકાનો જેવું કશું નથી, ત્યારે મોબેદો જે જે ક્રીયાઓ કરે છે તે કશું નથી. ટુંકમાં જરથોસ્તના ગુજરવા પછી જે જે દસ્તુર મોબેદોએ પ્રસીધ કરેલું ધર્મને નામનું લખાણ, તે ભુલ ભરેલું છે!

એ રીતે ગાથા સીવાયના લખાણોમાં જે જે ધર્મ સંબંધી બાબદો આવેલી છે, તે પાછલા વખતમાં જરથોસ્તી ધર્મ તરીકે ઉભી કીધેલી જેવી થઇ જાય છે. બાકી જરથોસ્તે સમજાવેલી બાબદો ફકત નીતી અને નશીઅત સીવાય કશી રીતની બીજી ક્રીયાઓની ફરજ પાડે તેવું લાગતું નથી. પણ કોઇબી ધર્મમાં કાંઇબી ક્રીયા વગર સાદી રીતની નીતી અને નશીયતો જેવું છે નહી. નીતી અને નશીઅતોની બાબદોમાં ઘણાંએક કવીઓ, ફીલસુફો અને બીજાં લખનારાઓએ સેંકડો પુસ્તકો લખ્યાં છે. એ વાંચવાથી ધર્મને નામે જે અગત તે કદી સરતી નથી અને સરસે પણ નહી. ફકત "ખોદા, ખોદા," કરી મોઢેથી બોલવાથી બંદગી કીધેલી કહેવાતી નથી, પણ પાદીઆવ કુસતી કરીને પવીત્રાઇથી બેશીને અથવા ઉભા રહીને ધર્મના ફરમાન અથવા રીવાજ કાએદા પ્રમાણે તે કરે તોજ બંદગી કીધી એવો પોતાના આત્માને સંતોશ મળે છે. એ રીતે પાદીઆવ કુસતી એક પ્રથમની ક્રીયા છે.

પરોફેસર હારલેએ યજશને ગાથા સાથનો તરજુમો ફરેંચ ભાશામાં કીધો છે તેનો ગુજરાતી તરજુમો થયલો છે, તેમાં ગાથાના તરજુમામાં જગે જગે નોટમાં જણાવ્યું છે કે આ લખાણ જરથોસ્તનું પોતાનું નથી. તેમજ અવસતા અને ગાથા વીશે એક છુટી બાબદ તેણે લખેલી છે તે જુઓ.

એ ઉપરથી આપણા રાહનુમાયવાળાઓ અને તેઓનાં એક ધર્મગુરૂ એ૦ શેરીઆરજી શું વીચાર આપશે? ગાથામાં અમસાસપંદો વીશે જણાવેલું છે. હવે અમસાસપંદોનેબી ફરેસતાઓના એક ભાગ તરીકે જરથોસતીઓ માને છે, ત્યારે ફરેસતાઓ કાં નહી હોવા જોઇએ? આપણા રાહનુમાયવાળાઓ અને તેઓના ઉપર લખેલા ધર્મગુરૂ એ શેરીઆરજી બીજી વખતે એવું સમજાવે છે કે ગાથા જરથોસ્તે અને તેના સાગેરદોએ, બંધે મળી, લખેલા છે. હવે સવાલ એ છે કે જ્યારે જરથોસ્તના સાગેરદોનું લખાણ સત્તા ભરેલું છે તો તે સાગેરદોથી ઉતરતા આવેલા સાગેરદોનું લખાણ વગર સત્તાનું કેમ કહેવાય?

જરથોસ્તી ધર્મ પાળનારા આગલા ઇરાનીઓ અથવા હીંદુસ્તાનમાં થઇ ગયલા કોઇબી જરથોસ્તીઓ એવું સમજેલાજ નથી કે, અવસતાના લખાણોમાં ફકત ગાથાજ

જરથોસ્તના છે. બાકી બીજા બધા અવસતાનાં લખાણો જરથોસ્ત પછીના દસતુરોનાં છે. પણ એ પ્રમાણે કહેનારા કેટલાએક યુરોપીઅનો હતા અને છે. યુરોપીઅનોએજ જરથોસ્તી ધર્મ વીશે અને આગલા ઇરાનીઓ વીશે જે લખાણો કીધાં છે અને કરે છે, એથી તેઓએ બીન સ્વારથે નવેસરથી જરથોસ્તી ધર્મની કીરતીને નવો જનમ આપ્યો છે અને આપે છે; તેમજ આગલા ઇરાનીઓની ગુમ થયલી ખુબીઓને નવેસરથી તાજી કીધી છે અને કરે છે. તોપણ તેઓ કાંઇ જરથોસ્તી ધર્મ પાળનારાં તેમજ તે પાળનારાંઓની ઇમાનદારીમાં ખલલ થવાની જોખમદારી રાખનારાઓ નથી.

## શેઠ સોરાબજી શાપુરજી બંગાલીનું મત.

એ વીશેની બાબદો લખતાં શેઠ સોરાબજી શાપુરજી બંગાલી પોતાના "ચુંટી કાઢેલાં લખાણો"ના વાલમ પેહેલામાં લખે છે કે "યુરોપીઅનોનાં સરવે વીચારો કબુલ કરવા સંભાળ રાખવી. જેમ જે ધર્મ પાળે તેજ ધર્મવાળો હર કાંઇ બાબદો રદ કરવાને આચકો ખાય છે તેમ યુરોપીઅનોને દરકાર નથીઃ તેથી તેઓની શોધ એક કીસતીની માફક ગણાવી જોઇએ. જેમ તેઓ ઘડીમાં જમીન અને ઘડીમાં પાણી જોય છે ને ઘડીમાં તેઓને રસતો દેખાય છે અને ઘડીમાં તેઓ પાછા ગુંચવાય છેઃ તેથી ઘડીમાં તેઓ એક બીજાને જુદો રસતો બતલાવે છે."

શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ પોતાની જુવાનીના વખતમાં જરથોસ્તી ધર્મ અને પુરાતન ઇરાનીઓના હેવાલો વીશે પારસીઓની જેવી સેવા બજાવી છે તેવી આજ સુધી કોઇબી પારસીએ બજાવી નથી, તે એ શેઠનાં "ચુંટી કાઢેલાં લખાણો"નાં પહેલા વાલમમાં ખુલ્લી રીતે જણાય છે. તેવણે અવસતા વીશે આગલો કે પાછલો એવો કશો ફરક જણાવેલો નથી; તેમજ કુદરતની રચના અને કુદરતી ચીજોથી માણસ જાતની હુસીઆતીનો નીભાવ છે. "જરથોસ્તીઓ આતશ-પાણી-જમીન વીગેરેની ખોદાઇ બખશેસની સ્તુતી કરે છે,* તે તેનાં પેદા કરનારને ઉપકાર માનવા થકી છે. મહાતમા અરદેશર બાબેકાનનાં વખતમાં પારસીઓનો ખાલેસ મહજબ પાછો ચાલુ થયો અને તેના રાજમાં પારસી ધર્મને પાછી મજબુતી મળી."

આવા વીચાર ધરાવનારા એ શેઠ હાલના વખતમાં કેટલાએક ઉછાછળા અને ધર્મ જેવી બારીક બાબદોથી નવાકેફોને મળતા રહે અને તેઓને ઉત્તેજન આપે, એ અચરત સરખું તેમજ પારસીઓ અને તેઓનાં બારીક અને પવીત્ર ધર્મનાં હવે માઠાં ભાગ્ય સમજવાં જોઇએ.

## ગાથા વીશેનાં ફેરફાર મત.

આપણી રાહનુમાઇ કરનારા અને તેઓનાં ધર્મગુરૂ એ૦ શેરીઆદજીએ પ્રથમ સમજાવ્યું કે ગાથા જરથોસ્તના લખેલા છે, પણ પછી કાંઇ જુદી સમજ પડવાથી ગાથા જરથોસ્તના અને તેના સાગેરદોના બનાવેલા છે એવું સમજાવવા માંડયું. આ પાછલો વીચાર તેઓને કેમ સુજ પડયો, તેની સમજ પડતી નથી. ખ્રીસ્તી લોકની "બાઇબલ" કાંઇ ખુદ

---

* થીઓસોફીક રીત જોતાં સુર્થ, ચંદ્ર, આતશ, વગેરેની બાહારથી દેખાતી પરસતેસ અહુરમજદને પીછાનવાના ગુપ્ત મારગો છે; પણ તેનો ખુલાસો આ ઠેકાણે કરી શકાતો નથી.

તેનો પેગમબરેજ લખી નથી, પણ તેના મરણ પછી તેનાં સાગેરદોએ પોત પોતાને નામે કેટલાએક જુદા જુદા ભાગો લખેલા છે: તેથી અવસ્તાબી એમજ બનીઆ હશે એવું તો સમજવામાં આવ્યું નહી હોય? તોપણ ક્રીસ્તી લોકો બાઇબલને પોતાના પવીત્ર પુસતક તરીકે કબુલ રાખે છે એજ દાખલો આપણા સુધરી ગયલાઓ, જેઓ "આ તો આગલું અને આ પાછલું લખાણ છે" એવું કહે છે, તેઓને ધડો લેવા જેવું છે. એજ દાખલાથી તેઓ પોતાના વીચારમાં ખોટા પડે છે.

એક ધર્મના ધર્મગુરૂની ફરજ બને તેમ પોતાના ધર્મ ઉપર મજબુત એતેકાદ રાખી ચાલવા ચલાવવાની છે. પણ આપણા નવા નીકળતા સુધરેલા ધર્મગુરૂઓ પોતાના સુધરેલા વિચારવાળા મળતીઆઓના મતને મળતા થવા જતાં એથી જુદે રસતે દોરાય છે. તેઓના ફતવા પ્રમાણે જાણે ધર્મ જેવું કશું નથી, અને જે છે તેમાં આપણી મરજી માફક ફેરફાર કરી શકીએ એવું ઠરે છે સુધારાવાળાઓ એવો કંઈ વીચાર રાખતા જણાય છે કે પારસીઓ અસલથીજ પારકી નકલ કરતા આવ્યા છે: તેથી હાલના વખત પ્રમાણે યુરોપીઅનોની નકલ શા સારૂ નહી કરવી જોઈએ?

ક્રીસચીઅન ધર્મના ધર્મગુરૂઓ આપણા સુધરેલા ધર્મગુરૂઓના જેવા પોતામાંજ ધર્મ ઉપર ટીકા કરનારા હતે તો આજે એ ધર્મ જે એવું શીખવે છે કે એક કુમારીકાને પેટે ખોદાએ પોતાના છોકરાને જનમ આપ્યો અને ફકત તેની ઉપરજ ઇતબાર રાખ્યાથીજ તેઓનું તારણ થશે, વીગેરે, તે વીશે ટીકા કરી આજે એ ધર્મની હસતી નાબુદ કીધી હતે. પણ તેઓ એક ધર્મગુરૂ તરીકે સારી પેઠે સમજે છે કે ધર્મની અંદર કેટલીએક બાબદો સાધારણ સમજમાં નહી ઉતરે એવી અલંકાર અને ભેદમાં હોય છે: તેથી તેઓ આવી બાબદોને ખોદાનો હોકમ સમજે છે અને તેમજ સમજાવી સંભાળ અને તજવીજથી અને ઓસીદરાજીથી માણસોનાં મનને વસ કરી શકે છે.

## પારસી ફંડોના ટ્રસ્ટીઓને એક સુચના.

મરહુમ શેઠ નવરોજી ફરદુનજીની હઇઆતી સુધી એ મંડળીનાં કામકાજો જો કે પાછળથી કેટલીએક રીતે વાંધાભરેલાં જેવા લાગતાં હતાં ખરાં, તોપણ તેવણનાં ગુજરવા પછીથી એ મંડળીએ જે કેટલાંક પગલાં ભરેયાં છે, તે દીનસુસ્ત જરથોસ્તીઓને ઘણા નાપસંદ લાગેછે. એ મંડળીને જો પારસીઓની ધર્મ સંબંધી બાબત માટે ખરેજ ઉપી-ઓગી કરવી હોય, તો તેમાં દુરઅંદેશ અનુભવી ધર્મકીયાની અસલ ખુબી પીછાંણનારા પરહેજગારીનો તરીકો સમજનારા તથા ધર્મ નીતી સાથે ધર્મક્રીયાની અગત માંનનારા જરથોશતીઓની શામેલગીરી તેમાં મેળવવી જોઇએ છે. તેમજ પારસી કોમ અને તેન અકાબરોની દેખરેખ તથા કાબુ તેના પર રેહવો જોઇએ છે. પણ શું તે પ્રમાણે બને છે? એ મંડળીવાળાઓ તો ફરીઆદી તથા જડજ સાથે જુરી બી પોતેજ, એ પ્રમાણે કામ કરતા જણાય છે. પારશી કોમ તથા પારશી અકાબરો તેનાં વીચાર તથા કાંમો વીશે જાણ તેજ કરેછે? તેવું તો કંઈ જણાતું નથી. અકાબરો સઉ ધર્મની ફીકર ને કોરે નાંખી પોતપોતાનુ રોડવા પડ્યો છે. આજે તો સઉસઉને ઘેરનાં એખલપેટાપણાંનાં લાગતા વળગતા કેહવાયછે.

આપણી પારસી પંચાતનાં માંનવંત અધીકારીઓમાં ડહાપણ અને દુરઅંદેશી હોય તો તે શાહેબોએ હાલની રીતે ધર્મ ઉપર દામાડોલ વીચાર ધરાવનારાં તેમજ સંસારી રીત-ભાતોમાં યુરોપીયનો બની જવાની દોડાદોડી કરનારાંઓ તરફની હાલત જોઇને પારસી ધરમખાતાંઓની જે પુંજી તેઓ હશતક છે, તેનું કોઇ એવું તરશદીદ કરે કરાવે કે ભવીશનાં વખતમાં આવા કોઈ આચાર વીચારનાંઓ એ પુંજીનાં તરશતીઓ થાય તે વખતે એ પુંજીનો પોતાનાં આચાર વીચાર મુજબ ઉપીયોગ નહી કરી શકે પણ હાલમાં જેમ કરવામાં આવે છે, તેમ જરથોશતીઓની અને જરથોશતી ધર્મની જુની રીતભાતો જળવાઈ રેહ તેમ બંદોબશત કરવો જોઇએ છે.

## નવી ઢબની કેળવણી પામેલા અથોરનાનોની ફરજ.

આજનાં કેટલાએક ભલા યુરોપીયનો દીન ઉપે કાંઇને કાંઇ નવી ને નવીજ અસલી ઇરાંનીઓ અને જરથોશતી ધર્મની ખુબીઓ વીશેનાં હેવાલો પ્રગટ કરતા જાએ છે. એક જગે એ૦ શેરીઆરજી એવી મતલબનું સમજાવે છે કે આગલા ઇરાનીઓ ધર્મનાં અભી-માનમાં ધર્મમાં અથવા ધર્મને નામે તરેહવાર જાનવરોનેબી દાખલ કરી ગયા છે. એ૦ શેરીઆરજીને પોતાની ધર્મ સુધારાની ઉલટમાં એ વીચાર બેહુંદો લાગતો હોય, પણ એ વીશે કેટલાએક કાબેલ યુરોપીયનોનાં વીચાર પરમાંણે એ એક જરથોશતી ધર્મની બીજી ખુબીઓ જેવી એક ખુબી છે. એવું જણાવી ગયા છે અને જણાવે છે, તેઓનાં નામો તેમજ તેઓનાં વીચારો કેવા મોતેબર છે, તે વીશેનાં દાખલાઓ તેઓનાં લખાણોમાંજ આપવાથી લંબાણ થવાની અડચણને લીધે એ વીશે "જરથોશતી ધર્મની મોતેબરી" એવે નામનું એ૦ દોરદીનું ચોપાંનીઉ વાંચવાથી ખાતરી થશે. આપણા શુધારક પારસીઓ અને આપણા નવા કેળવાએલા અથોરનાનો પોતે ધર્મની મતલબ શું, તેમાં સંસાર સાથે મીનોઇ ખુબી શું છે, તે વીશે પોતાનું હાલનું અભીમાન છોડી દઇને ધીરજે હાલમાં થીઓસોફીકલ સોસાયટી તરફથી પ્રગટ થતાં તહરેવાર બાબદોનાં લખાણો, વગર તાશુબીએ વાંચશે તો તેથી તેઓ પોતાને તેમજ ધર્મ સંબંધી બાબદનાં ખોલાશાઓ કરવા કે જાણવા અને મેળવવાથી ઘણો ફાએદો કરી શકશે.

આપણાં કેળવાયેલા અથોરનાનો જેવા કે એ૦ કાવશજી એદલજી કાંગા અને એ૦ જીવણજી જમશેદજી મોદી જેવા ઉદ્યોગી અને ઉલટમંદ અથોરનાનોનો વધારો થવાથી અથોરનાન ટોળાને માન છે, તોપણ આવા કેળવાયલાઓએ પોતાની ફરજ કરતાં બાહેરનાં સુધરેલાં પારસીઓની મરજી સાચવી તેઓને પસંદ પડતા આચાર વીચારો તરફ ઢળવાની વલણ મુદલ રાખવી જોઇતી નથી. જોકે એવા અથોરનાનો પોતે સ્વતંત્ર છે, તોપણ તેઓ બીજાંઓની મરજી સાચવવાની ધારેણાંથી કામ કરશે અથવા કરયા જશે, તો જરથોશતી ટોળો તેઓથી જે મોટી આશા રાખેછે તે પાર પડી શકનાર નથી. પારસીઓના ધર્મ સંબંધી વીચારની હાલની દામાદોલ હાલતમાં, એવા સાહેબો જો ચાહે તો કાંઇબી સારો ફેરફાર કરી શકે પણ તે માટે પેહલી જરૂર, સ્વતંત્રપણુ વીચારો આપવાની, તેમજ પારસી ધર્મ તથા તેના કીયા મારગોની અસલીઅતને વલગી રેહવાની છે.

## ઇજદ અમશાસપંદની આરાધના વીશેના ટીકા.

જરથોસ્તી ધર્મ વીશે મરહુમ ડોકટર વીલસને કેટલુંએક વીરૂધ લખ્યું હતું. તેમાં યજદ અમસાસપંદોની આરાધના વીશે ટીકા કીધા હતા. તે વખતે તેના જવાબમાં "રાહનુમાય જરથોસ્તી" નામનું માસીક ચોપાનીયું મરહુમ શેઠ નવરોજી ફરદુનજીએ તથા મરહુમ દસતુરજી સાહેબ એદલજી દોરાબજી સંજાણાએ બહાર પાડયું હતું; તેમજ મરહુમ શેઠ દોસાભાઇ મુનસી તરફથી "તાલીમે જરથોસ્ત," મરહુમ અશપંદીઆરજી રબારી તરફથી "હાદીએ ગુમરઆંન" તથા મરહુમ નોશરવાનજી "દુરબીન" તરફથી "નેરંગે હાએ કલમકશ" અને એક ઇરાની તરફથી "ચશમક" તથા પાછલથી "સુરયોદય" નામનાં ગ્રંથો વીગેરે બીજા કેટલાંએક પરચુતણ લખાણો બહાર પડેઆં હતાં. તેમાં યજદ અમસાસપંદોની આરાધના વીશે ઘણા મોતેબર વીચારો આપેલા છે. પણ આજે મરહુમ ડોકટર વીલસન જીવતો હતે તો, તેને વધારે ટીકા કરતાં, પારસીઓજ તેના મતને કેવો ટેકો આપે છે તે વીશે તેની મુરાદ બર આવતે. તેમજ હવે પછી આવી કોઇ તકરારો ઉતપંન થશે, ત્યારે આપણા સુધારાવાલાઓનાંજ આયતાં હથીઆરોથી તેઓને લડવાનું સેહેલ થશે. કહેવત છે કે "મારા દોસતોથી મને સંભાલો" એ કહેવત પારસીઓજ પોતાના ધર્મ વીરૂધમાં પુરી પાડે છે.

કોઇબી પારસી જે હંમેશાં જંગલમાંબી રહેતો હોય તેને પુછો કે ખોદા એક છે કે ઘણાં છે, તો તે સવાલ કરનારને ધીકારીને એટલુંજ કહેશે કે, "તું જંગલી છે કે એકથી વધારે ખોદા છે એવું તું સમજે છે?" પારસીઓ પોતે એકથી વધારે ખોદા છે એવું કદી જાણતાજ નથી; તેઓ સુરજ, મીહ્ર, ચંદ્ર, આતશ વગેરેની શેતાએશ કરેછે, તે એટલાજ વાસતે કે એનેજ મલતી જાહેર અને ગેબી હસ્તી માણસના ભીતરમાં છે જેની મારફતે અહુરમજદની પીછાન થાય.

પ્રોફેસર સ્પીગલે એક રેસાલો લખી જરથોસ્તી ધર્મની ફીલસુફી વીશે એવું જણાવ્યું છે કે—"જરથોસ્તી ધર્મનું બંધારણ અને મતલબ એવાં છે કે એક ખોદા જે કુલે પેદાએશોને પેદા કરનાર છે તે જાણે સ્વતંતર શેહેનશાહ જેવો છે અને ફરેસતાઓ તેની હકુમતમાં કામ કરનારા અમલદારો જેવા છે," એટલે તમાંમ જાહેર અને અનદીઠ પેદાએશ તેનેથી ઉતપંન થયલી છે: તથી તે એક કુટુંબનાં વડા તરીકે છે. આવી મતલબો આપણી રાહનુમાઇ કરનારાઓને પસંદ હોય એમ દીસતું નથી. તેઓ તો જાણે એક એવો ધર્મ ઉભો કરવા માગે છે કે જેમાં જગતમાં પૈદા થવાની ફીલસુફી, માણસની હસ્તીની ફીલસુફી, કોઇ કાયદાઓ કે ફરજનું બંધારણ હોયજ નહી, અને તેમ છતાં તે "જરથોસ્તી ખાલેસ ધર્મ" કહેવાય.

## ધર્મ કોણ સુધારી શકે?

શેહેનશાહ અકબરે જુદા જુદા ધર્મના ધર્મગુરૂઓને ભેગા કરી તેઓ વચ્ચે એક બીજાના ધર્મની મોતેબરી વીશે તકરાર ચલાવીને શેવટે એક નવો ધર્મ ઉતપંન કીધો હતો; તે મધે ઘણીએક બાબદો જરથોસ્તી ધર્મ મધેથી દાખલ કીધી હતી; જેવું કે મહીનાઓ અને દીવશોનાં નામો, જશનો, વીગેરે. એ ધર્મમાં કીરીઆઓનો ભાગ જાણે

હતો નહી, તેથી તેને ખાલેસ. ધર્મ એવું નામ આપયું; પણ તે થોડાજ વખતમાં પડી ભાગ્યો હતો : કારણ કે તે એક રાજ સતાને લીધે ઉભો કરેલો હતો.

તે મુજબ આપણી રાહનુમાઇ કરનારાઓ પણ શું પોતાની મરજી પ્રમાણેનો નવો જરથોસ્તી ધર્મ ઉતપંન કરવા માગે છે ? એમ૦ શેરીઆરજીએ, એક વગર જરૂરનું લંબાણ લખાણ લખી-અસલી ઇરાનીઓ અને તેઓના ધર્મની ઉતપંતી સમજાવવાની તજવીજ કીધી એમ કરવાની તેઓની ધારણા કદાચ એવી હશે કે પોતે જે ધપે ધરમ પલાવવા માગે છે વીશેની સમજ આપવી અને એવું બનલાવવું કે, અસલથીજ કેટલુંએક ફેરફાર થતું આવેલું છે અને તેમાં ઘણીએક સુધો પણ થયલી છે. પારસીઓ પોતાને યજદાંપરસ્ત કહેવાડતા હતા. પારસીઓ યજદાંપરસ્ત છે, એવું વારંવાર આપણી રાહાનુમાય સભાએબી જાહેર કીધું છે, તે છતાં યજદાંપરસ્ત બોલની મતલબ અનેક ખોદાઓને માનવાની નીકલે છે, એવું એમ૦ શેરીઆરજીએ શોધી કાઢયું છે. તેની મતલબ એવી દીસે છે કે જરથોસ્ત પછીથી ફરેસતાઓની સેતાએશ થઇ, તે અનેક ખોદાઓને માનવા બરાબર છે.

સાસાનીઆન પાદશાહોનાં વખતનાં શીક્કાઓ અને તેઓની કારકીરદી વીશે કોરાવેલી પેહેલવી તખતીઓ ઉપર હમેશાં યજદાં અને યજદાંની વીગેરેના બોલો આવેલા છે, તેનો અર્થ યજદાંને માનનારો અથવા યજદાંપરસ્ત એવો કરવામાં આવે છે.—(એ વીશે જુઓ શેઠ સોરાબજી શાપુરજીએ બનાવેલાં "ચુટી કહાડેલાં લખાણો"—પુ૦ ૧ લું.)

## નયાયની અદાલતમાં પારસીઓ સોગંદ કેમ લેશે ?

એમ૦ શેરીઆરજી ગાથા શીવાયના બાકીના અવસતા પાછલા વખતના છે એવું જણાવે છે, તે પ્રમાણે જો સરવે પારસીઓ માને, તો હવે પછીની અવસતા ભાશામાં છપાવી અને છપાઇ ગયલી દરએક ચોપડી રદ બાતલ કાં નહી કહેવાય ? તેમજ આજ સુધી કોર્ટ-બી બાબદોસર ચોકસ સોગંદ લેવા પારસીઓના હાથમાં અવસતાની ચોપડીઓ આપવામાં આવે છે, તે પ્રમાણે સોગંદ લીધેલા અને લેતાઓએ ખોટી રીતે કોરટને ઠગી એમ કાં ન ઠરે ? તેથી હવે બને તેમ તબલા-સારંગી સાથની ગુજરાતી બંદગી અથવા ધર્મ પુસ્તકો તઇઆર કરવાં જોઇએ ; તેમ નહી થશે તો કોઇબી સોગંદ લીધેલા પારસી ઉપર તે ખરૂં બોલે છે એવો ભરૂસો રહેશે નહી. એ વીશે સામો ધણી વાંધો લેઇ એવું કહી શકશે કે પારસીઓ જેને ધર્મ પુસ્તક માની સોગંદ લે છે તે તો પાછલા વખતનું બનાવટ ભરેલું છે એવું પારસીઓના સુધરેલાંઓજ કહે છે : તેથી પારસીઓએ પોતાના ધર્મ પુસ્તક ઉપર સોગંદ લીધેલા વાજબી નથી, એવો વાંધો લે તો તે અનઘટતો કેમ કહેવાશે ?

## એ મંડળીનાં આગેવાનોનાં ધચુપચુ વીચારો.

આપણા મરહુમ ધરમી શેઠ ન૦ મ૦ કામાજીની યાદગારીમાં સ્થાપેલી ધર્મની નીશાલના છોકરાઓને ઇનામ આપવા સારૂ એક જાહેર સભા મલી હતી. તે સભાના સરનશીનની ખુરશી આપણા બુઝોરગ દસ્તુરજી શાહેબ ડોકટર જામાસ્પજી જામાસ્પ આશાજીના-એ લીધી હતી. લાએક છોકરાઓને ઇનામ આપી મજકુર દસતુરજી સાહેબે એક ભાશણ

કરતાં એવું જણાવ્યું હતું કે, ગુજરાતી હરૂફે છપાયલી અવસતાની બંદગી ઘણી રીતે અશુધ હોય છેઃ તેથી આપણી અવસતાની બંદગી ખુદ અવસતા (જંદ) હરૂફેજ છપાવવી જોઇએ. આ તેવણના બોલવાને તે મીજલશના એક આગેવાન શેઠ ખ૦ રૂ૦ કામાંજીએ ટેકો આપી અવસતાની બંદગી જંદ હરૂફે છાપવાની ઘણી અગત જણાવી હતી. એથી સમજુ પારસીઓમાં તહરેવાર વીચારો ઉતપંન થયા હતાઃ કેમકે એ શેઠ જેવા પદેલ કઢેલ તથા ઠરેલ છે, તે છતાં કેટલાએકો જેવો ધર્મનો નાશ કરવાનીજ મતલબો રાખે છે તેવાઓને પણ ટેકો આપી પોતે "દહીમાં અને દુધમાં પગ" રાખે છે; એ ઘણું અચરતી ભરેલું દેખાયું.

એક બીજું અચરતી ભરેલું એ જણાયું કે આપણી રાહનુમાઇ કરનારાઓને હુસતક ધર્મ સંબંધી અપાતી પોતાની મતલબ પ્રમાણેની કેલવણી લેતાં છોકરાંઓને ઇનામ આપવા સારૂ ફરામજી કાવસજી હાલમાં એક મેલાવડો થયો હતો, તેમાં શેઠ ખ૦ રૂ૦ કામાજીએ એવું જાહેર કીધું હતું કે "આ મંડલી વીશે કેટલાકોને એવો વીચાર ઉતપંન થયો છે કે આપણી પુરાતમ જંદ અવસતાથી થની બંદગીઓ છોડાવીને આપણી હાલની ભાશામાં બંદગી કરવાને મંડલી નેમ રાખે છે. પણ મારે અતરે જણાવવું જોઇએ કે મંડલીની આવી કશી મતલબ હતી નહી અને છે નહી." એથી સાંભલનારાંઓમાં મોટી અચરતી ઉપજી હતી, અને એ મંડલીએ પોતાની ભુલ સુધારેલી જાણીને તેઓને મોટી ખુશી ઉપજી હતી. અચરતી એટલાજ વાસતે ઉપજી કે જે મંડલીનાં અધીકારીઓ અને તેઓના ધર્મગુરૂઓ એવુંજ સમજાવતા હતા, અને સમજાવે છે, કે "બંદગી સમજીને ચાલુ ભાશામાં કરવી જોઇએ, અમથું બડબડવું તે નકામું છે, ફલાનું તો જરથોસ્તનું ને ફલાનું તે પાછલું," એવું એવું કહી જેઓએ અવસ્તા ઉપરથી લોકોના મન ઉચાટ કરી અવસ્તામાં બંદગી કરવાની અગત ઓછી બલકે નાલાયક જેવી કરી નાંખી, તેઓજ તે પાછી કરવા ફરમાવે, તો સવાલ થાય છે કે સમજીને બંદગી કરવી તે અવસ્તાના અરથો શીખીને કરવી કે કેમ ? અથવા તે શીખીનેબી બંદગી કરે તો તે પાછલા વખતની બનાવત છે એમ કેહેવાયઃ તેથી તે ઉપર લોકનું એકીન કેમ બેસે? મદારી લોક તહરેવાર હાથ ચાલાકી અને હીકમતોથી ખેલ કરી લોકોને રાજી કરે છે, તેમ એ આપણી રાહનુમાઇ કરનારા ગ્રહસ્થો પણ લોકોની બેદકારીનો લાભ લેઇ પોતાની આંગલીઓની ઇશારતથી તેઓને નચાવતા દેખાય છે.

પારસીઓએ ઇરાનનું રાજ ધર્મને વાસતેજ છોડયું હતું, તેમજ તેમાંનાં કેટલાકો પોતાનું વતન તજીને હીંદુસ્તાનમાં ધર્મ જાલવવાજ સારૂ આવી વસ્યા હતા. તેઓએ ઘણી એક રીતની મુશીબતો અને મુફલેશી ભોગવવા છતાં ધર્મ ઉપરનાં પીયારને લીધે, તેમજ પોતે એક મોટી શેહેનશાહત ભોગવી ગયલાઓની ઓલાદના છે એવી વાજબી મગરૂરીને લીધેજ, તેઓએ સંતોશી રહી માન જાલવી રાખ્યું હતું. પણ હાલમાં થોડાં વરસ થયાં પારસીઓ સુધરી ગયા છે એવી રીતની સમજ તેઓમાં ઉતપંન થઇઃ તેથી તેઓ સમજવા લાગ્યા છે કે ધર્મના વહેમને લીધે પારસીઓએ ઇરાનનું રાજ ખોયું, તેમજ પોતાનું વતન છોડી હીંદુસ્તાનમાં આવી વસવાથી હેરાનગતી ભોગવી. એ તેઓની ભુલ સુધારવા તેમજ જે ધર્મને લીધે તેઓએ રાજ ખોયું તેનું વેર લેવા સારૂ હવે તેનો બને તેમ પોતાની મરજી માફક નાશ કરવાનીજ સરવે રીતની તજવીજો તેઓ કરવા લાગ્યા છે. આપણી રાહનુમાઇ કરનારાં અને તેઓના ધર્મ ગુરૂ આ૦ શેરીઆરજી જો જરથોસ્ત પછીનાં નજીકનાં જમાનામાં પેદા થયાં હતે તો ધર્મને નામે જે જે ભુલો જરથોસ્ત પછીનાં ઇરાની પારસીઓએ કીધી છે, તે કરતે નહી; તેમજ ઇરાનનું રાજબી જતે નહી ! બીજી રીતે કહીએ તો, એવણુ જો જર-

થોસ્ત પછી નજદીકના જમાનામાં પેદા થતે તો જરથોસ્તી ધર્મ જે અતયાર સુધી અકાશીદ હસતી ભોગવે છે તે તે વખતથીજ ખતમ થઇ જતે. હાલમાં તો જરથોસ્તી ધર્મ પોતાના ચેલાઓની બેદરકારીને લીધે નાચાર થઇ આપણી રાહનુમાઇ કરનારાં અને તેઓના ધર્મગુરૂ એ૦ શેરીઆરજીની દયા ઉપરજ પોતાની જીંદગીનો આધાર રાખે છે.

પારસીઓ હીંદુસ્તાનમાં આવી વસ્યા અને તેઓએ ઘણુંએક સુધી મુશ્કેલી ભોગવી, તે દરમીઆન ધર્મ સંબંધી બાબદોમાં તેઓએ કાંઇ ભુલ કરી હોય તો તે કાંઇ માનવા જેવું છે. પણ પારસીઓએ પોતાના પેગમબર જરથોસ્ત પછીનાં વખતથી ખુદ ઇરાનમાં, કે જે જગે સેંકડો વરસ સુધી તેઓએ મોટી જાહોજલાલી ભરેલું રાજ કીધું ત્યાં, તેવા વખતમાં, તેઓ ધર્મ ભુલી ગયા, અથવા ભુલ કીધી હોય, એવી શોધ એ૦ શેરીઆરજીએ પોતાનો નવો ધર્મ ઉભો કરવાની મતલબ સારૂ જણાવી કાં નહી હોય? એ બીના પારસીઓનેજ નહી પણ આગલા ભલા ઇરાનીઓનેબી મોટાં અપમાન ભરેલી છેઃ કેમકે જરથોસ્તી ધર્મની મોતેબરી વીશે બોલતાં ઘણાએક યુરોપીઅનો અને બીજા વીદવાનોએ આગલા ઇરાનીઓનાં ડહાપણ વીશે ઘણું ઉંચુ મત લખીયું છે અને લખે છે. મુસલમાનોના પેગમબર હજરત મહમદે ઇરાનીઓની કાબેલીઅત વીશે તારીફ કીધેલી છે. ત્યારે શું એ સરવે જણાઓએ ભુલથી પોતે વીચારો આપ્યા છે અને આપે છે? પણ આ૦ શેરીઆદજી અને રાહનુમાયવાલાંઓ શીવાય એ ભુલ કોઇને જણાઇ નહી અને જણાશે પણ નહી, એજ સંતોશ ભરેલું છે.

## "ડોકતર"—દસતુરોની હાલત.

કોઇ એવો સવાલ કરશે કે પારસીઓના મોટા કહેવાતા દસતુરો શું કરે છે? તેઓ આગલા દસતુરો કરતાં વધારે પ્રવીણ કેહેવાડવા સારૂ પોતાના દસતુર ખેતાબની સાથે "ખાન બહાદુર", "સરદાર બહાદુર", "ડોકટર", "સમસુલ ઓલમા", એવા એવા ખેતાબોન લાંબાં પુછડાં પોતા સાથે જોડે છે, તે છતાં ધર્મનું ડુબાડુબ થાય છે તેને તેઓ વાજબી ધારે છે કે? એ સવાલનો જવાબ એ છે કે, પારસીઓમાં તેઓના ધર્મનો બચાવ કરવાની ફરજ ધરાવનાર કોઇબી દસતુર છેજ નહી. જેઓ મોટા દસતુરજીઓ કહેવાય છે તેઓને કોઇબી રીતે ફરજ પાડી શકાય એવો કશો આધાર પારસીઓ પાસે છેજ નહીઃ તેથી જેની મરજીમાં આવે તેમ તે ચાલે છે, અને પોતાની મરજી પ્રમાણે ગમે તેને દસતુર તરીકે કહીને કોઇ વખતે પોતાને ત્યાં ધર્મ કીરીઆ સારૂ બોલાવે છે, અથવા નહી પણ બોલાવે. તે દસતુરોનો દરજ્જો સાચવવા અને તેઓના ગુજરાણ સારૂ પારસીઓ તરફથી કાંઇ જીવ જેવું મલતું નથીઃ તેથી તેઓ "ઓવાથી જીવે અને કરમે ખાય" એવી હાલતમાં પારસીઓના ઓશીયાલા તરીકે રેહે છે. તેઓમાંથી પોતા તરફ મેહેરબાની બતલાવનારાઓની ખુશામદ અને તાબેદારી જેવી રીત વાપડવાની તેઓને ફરજ પડે તેમાં નવાઇ નથી. એટલું છતાંબી કોઇ વખતે તેઓ પોતા તરફથી લખાણો કરે છે, તે છપાવવા વીગેરેના ખરચનો તેઓને કશો આશરો મલતો નથીઃ તેથી પોતાની ગાંઠનો ખરચ કરી લોકોને મુફત આપવું પડે છે. તેમજ તેઓ કોઇ વખતે ધર્મ સંબંધી બાબદો વીશે પોતાની સમજ માફક એકુ વાયજ કે ભાશણ આપે છે, પણ તે સાંભલવાની પારસીઓમાં જાજી દરકાર નથી. એટલુંજ નહી, પણ તે દસતુરોએ જણાવેલી બાબદો આપણા ધર્મભ્રષ્ટ સુધરી ગયલા પારસીઓના આચાર વીચારની કાંઇ વીરૂધની હોય છે તો તેનું વેર લેવા સારૂ "તારાજ કોદરા અને તારોજ દારૂ" એ કહેવત માફક પારસીઓનાજ પઇસાના આસરાથી પારસી ધર્મ અને પારસી

સંસારનો નાશ કરવા સારૂ તેઓ પાસે જે આયતી કલમ છે, તે મરજી પ્રમાણે ચલાવીને તેઓની તહરેવાર જાહેર કે ખાનગી નાસેશી કરવાને તેઓ મંડી જાય છે, અથવા તો. તેઓ જાણે કાંઇ જાણતા નહી હોય તેમ તેનો જવાબ આપવાના અખાડા કરી જાય છે, અને પોતાનીજ મતલબ પ્રમાણે લખાંણો ચાલુ રાખે છે. એ વીશે એક જાહેર દાખલો એ છે કે જરથોસ્તી ધરમ અને કીરીઆ ઉપર એતેકાદ વધારનારી મંડલી કેટલાએક ભલા જરથોસતીઓએ ઉભી કીધી છે, તેમાં ભેલાઇ તેને મદદ આપવાની દરેક જરથોસતીઓની ફરજ છે, તેમજ આપણાં કેલવાયલા અથોરનાનોએ તેમાં સામેલ થઇ જરથોસ્તી ધરમ અને તેની કીરીઆઓમાં સમાએલી ખુબો તેમજ જરથોસતી તરીકે ચાલતી ગુનગારી રીતભાતો વીશે સમજાવવાની પોતાની ફરજ જાણીને મદદ કરવી કરાવવી જોઇએ, તેવું કશું જોવા કે જાણવામાં આવતું નથી. તેનું કારણ પેલી કેહેવત પ્રમાણે "નગારખાંનાંમાં સીસોલીનો અવાજ શું સંભલાએ?" હવે આપણા પારસીઓ સુધરી ગયાં: તેથી પારસી કે પારસી ધરમ તરીકેની રીતભાતો તેઓએ તજી દીધી, અને તજી દેતાં જાય છે. તેઓની પક્ષમાં દંન ઉપર દંન વધારો ને વધારોજ થતો જાય છે. તે છોડીને ધરમની કીરીઆઓ વીગેરેની ફરજમાં પાછું આવવાને તેઓને હવે ભારી પડે છે. તેથીજ એ મંડલીની હીલચાલ કે તેમાં અપાતાં ભાશાણો વીશે આપણાં સુધરી ગએલાં પારસી કે પારસણો જાણે કાંઇજ જાણતાં નહી હોય તેમ તેમાં સામેલ થવાનાં અખાડા કરે છે. આપણ દર વખતે જોઇએ છીએ કે કોઇ સુધારાવાલાઓ તરફથી કાંઇ ભાશાણો હોય છે તેમાં સામેલ થવા પારસી કે પારસણો (જો કે દાબદબાણ થવાથી) વધારે હાજરી આપે છે; તેમજ એક બે સીવાય આપણા નીઉસપેપર અને માસીક ચોપાનયાના લખનારાં જેઓ નવા સુધારાનેજ ટેકો આપવાને પોતે બંધાઇ ચુકેલા તેઓ એ મંડલી વીશે પોતાનાં લખાણોની મારફતે લોકોને પોતાની તરફથી સારી સમજુત આપી શકતાં નથી. વળી આપણાં કેલવાએલા અથોરનનોને એ મંડલી તરફથી પઇસા વીગેરેની મદદ કે ઉતેજણ મલતું નથી: તેથી તેઓ એવુંજ ધારતા જણાય છે કે, આપણે હવે સુધરેલાંઓનીજ પક્ષમાં રહીશું તો આપણા વીશે તેઓ પોતાનાં વજનતરોની મારફતે આપણી તારીફ કરતા રેહશે.

## ગુરૂજીના ચેલા તેજ ગુરૂજીના ગુરૂ.

જે પારસીઓ આ૦ શેરીઆરજીને ધર્મગુરૂ કહી તેઓ કહે તેમ ચાલવાને ચેલા બને છે; તેજ ચેલાઓ આ૦ શેરીઆદજીનાં બોલેબોલ લખાંણોને પોતે તપાસી પસાર કરીને આ૦ શેરીઆદજીના ગુરૂ બને છે. તેઓને પુછનાર કોઇ નથી. પુછનાર નીકલે છે તો તેને કશો આશરો મલતો નથી. કોઇ વખત કોઇ બહાર પડી તેઓની કાંઇ ચુક બતલાવે છે તો તેની વીરૂધ "સભા જીતી આવેલા બ્રાહમણ"ની ચાલ ચલાવવામાં આવે છે!

## તેમનો નવો પંથ.

જરથોસ્તી હોઇને જરથોસ્તી ધર્મ ઉપર શક લેઇ જાય, અથવા જુદદીનોની રાહ રસમ અખત્યાર કરે, તેને "ગુનેગાર" કહયો છે, એવું આપણી રાહનુમાઇ કરનારાઓએજ આગલ આપણને સમજાવેલું છે. હવે એ લોકો પોતેજ જરથોસ્તી ધર્મ ઉપર શક લેઇ જાય છે. ફલાનું તો ભુલ ભરેલું છે, ફલાનું તો પાછલથી બનેલું છે. એવું કહેવું, તેમજ યુરોપીયનોની રાહ રસમ અખતીઆર કરી તેઓની માફક પીઆનો વજંતર સાથે "બંદગી"ને નામે મોજ મારવી; ધર્મમાં જણાવેલી અને તે પ્રમાણે આજસુધી ચાલતી

રાહ રસમને તરક કરવી; ટુકમાં, ધર્મ જેવાં બંધારણની કોઈબી રીતની ફરજને ના કબુલ કરવી, અને તે છતાં ધર્મ અને ધર્મીપણું બતલાવવું: એથી તેઓનાજ જણાવ્યા પ્રમાણે તેઓ "ગુનેગાર" કહેવાય કે નહી? એ સવાલનો જવાબ તેઓ એવોજ આપશે કે "આગલ હમોએ જે કહ્યું હતું તે આપણાં ધર્મ પુસતકોનાં લખાણોથી, તેમજ દસતુરોનાં સમજાવવાથી કહયું હતું, પણ હવેથી હમારા નવા ધર્મના નવા ધર્મગુરૂઓની નવી શોધ પ્રમાણે એ સરવે લખાણો ધર્મ પુસતકોને નામે પાછલા વખતના બનેલાં છેઃ તેથી તેમાં જણાવેલી બાબદો માનવી કે નહી પણ માનવી, તે વીશે કશો ગુનાહ લાગતો નથી; તેમજ દસતુરોનાં સમજાવવા ઉપર કશો ભરૂસો રાખવો નહી; કેમકે તેઓ પોતાનું પેટ ભરવા સારૂ ધર્મને નામે કેટલીએક ફરજો સમજાવે છે. તેને હવે હમો સુધરી ગયલાંઓ માનવાના નથી."

આપણી રાહનુમાઈ ઈચ્છનારા "સમજીને બંદગી કરવા"ના કારણમાં એવું જણાવે છે કે પારસીઓ હવે સુધરી ગયા છે, તેથી તેઓનો એતેકાદ ધર્મ ઉપરથી ઉઠી જાય છે, તે પાછો બેસાડવાની જરૂર સમજીને બંદગી કરવાથી બર આવશે, તેમજ તેઓએ જે યુરોપીયન કેલવણી લીધી છે તેને અનુસરતી રીતે વજંત્રનીજ બંદગી હવે તેઓને માફક આવશે, અને તેથી તેઓ પાછા ધર્મચુસ્ત નહીં બનશે તો ધર્મી તો બનશેજ. પણ તેઓ ખરી વાત જણાવતા નથી, જે આ છે :—

હાલનાં વખતમાં પારસીઓ ચાકરી કરી પઈસા મેલવે છે, તેમજ કોઈ વડીએલોની આયતી દોલત મેલવે છેઃ તેથી તેઓ પોતાની રીતભાત, સાદાઈ, ગંભીરપણું ભુલી જઈને મોજ મજાહ અને રમત ગમત સાથનો એશઆરામ, એજ ખરી જીંદગી ગુજારવાનું સાધન સમજે છે. તેવાઓને ધર્મની જરૂર શું? તેઓ "સમજી"ને બંદગી કરવાથી—ખરૂં પુછાવો તો ગીત ગાવાથી—કાંઈ ધર્મી બનવાના નથી. તેમજ એ૦ શેરીઆરજીના નવા ધર્મ પ્રમાણે પેગમબર જરથોસ્તે સમજાવેલા ગાથા પ્રમાણેનાજ ધર્મ પ્રમાણે તેઓ ચાલે અને ચાલશે એવુંબી કદી તેઓથી બની શકશે નહી. કહેવત છે કે "નાચવા નહી ગમે તો આંગણું વાકું" તેમ એ આપણી રાહનુમાઈ કરનારાંઓ અને સુધરી ગયલાંઓએ પોતેજ લોકોને ધર્મ ભ્રષ્ટ કીધા છે યા નહીં તે લોકો બરાબર જાણે છે. તે ભુલ સુધારવા હવે ખાલી ફાંફાં મારી નવી નવી ભુલો કરતાં જાય છે અને તેને સબુન પરવરી કરવા સારૂ મંમતથી વલગી રહેવા માંગે છે. એક મરતબે એવું કબુલ કરીએ કે સમજીનેજ બંદગી કરવી, તો પછી બીજી રીતની સરવે કીરીઆઓનાં ભણતરો, જે મોબેદો અને દસતુરો કરે છે અને તેઓ પાસે કરાવવામાં આવે છે, તેબી સમજીનેજ કરવું કરાવવું, કે જેમ ચાલે છે તેમ ચાલવા દેવું? જેઓને જે કામ સમજવાની સરવથી પેહલી જરૂર તેઓને તો ગાફેલ રહેવા દેવા, અને જેઓને નહી જરૂર તેઓને સમજ આપવી, એ કેવું કઢંગું છે? એ બીના આપણી રાહનુમાઇ કરનારાંઓને ગુચવાડામાં નાખે તેવી છે. એ વીશે તેઓ શું એવો ખોલાસો કરશે કે ગાથા શીવાય બીજા અવસતા અને કીરીઆઓ કાંઈ જરથોસ્તે લખેલા નથીઃ તેનું ગમે તે થાય તેની તેઓને દરકાર નથી? કોઈ એવું પુછે કે ગાથામાં જણાવેલી બાબદો પ્રમાણેનું પારસીઓ પાસે શું કોઈ ધર્મ પુશતક છેજ નહી? તો ફકત ગાથાનેજ ધર્મ પુસતક ગણવાથી તેમાંથી ધર્મની ચાલુ રીતભાતો જેવું કશું મલતું નથી, ત્યારે તેનું શું કરવું?

અહીં એકજ દાખલો આપણી રાહનુમાઈ કરનારા ધર્મ સુધારકોને અને તેઓના નવા ધર્મના નવા ધર્મગુરૂની જાણમાં લાવવાને બસ થશે. તે એ છે કે પારસીઓ પોતે જેને ધર્મપુસ્તક તરીકે માને છે, જેનો બોહોલો ઉપયોગ ખુદ રાહનુમાય મંડલીની પ્રગટ કીધેલી

“જરથોસ્તી ધર્મ નિતી”ની ચોપડીઓમાં તેમજ દરેક ભાશાણોમાં ખુલ્લે ખુલ્લો કરવામાં આવ્યો છે, અને આવે છે જે હાલ પારસીઓ પાસે ગમે તેવી હાલતમાં બચી રહયું છે, તે સરવેનું એક ભેગું દફતર “અખબારે સોદાગર”ના સાહસીક અને ધર્મી માલેકોએ છપાવી પ્રગટ કીધુ છે. એ મહાભારત દફતરના સેંકડો સફાઓ થયા છે. જેઓની મરજી એકંદર લેવાની નહી હોય તેઓ સારૂ છુટા છુટા ૪ ભાગ કીધા છે, જે દરેક ભાગ સેંકડો સફાનુ દફતર થાય છે. એ તમામ લખાણો મધે પાંચ ગાથાઓ માટે પચાસથીબી ઓછા સફા રોકાયલા છે. જરથોસ્ત જેવા કુદરતી અને અસાધારણ ચમતકારીક મનશકતી ધરાવનાર, અહુરમજદને પોહોચેલા અશો નર, જેની અચુક મનશકતી વીશે સર્વે વીદવાનો અચરતી બતાવી તારીફ કરી ગયા છે, અને તારીફ કરતા જાય છે, તેવા એક પેગમબરે પોતાની નજદીક પોણી સદીની લાંબી હઇઆતીમાં શું ફકત પચાસ સફા જેટલુંજ લખાણ કીધું, અને તેબી તેણે પોતે અને તેના ચેલાઓએ મળીનેજ કીધું? શું તેટલામાંજ તેની જીંદગી ખતમ થઇ? જો એમજ હોય તો, કેટલાકો કહી ગયા છે અને કહે છે તેમ, જરથોસ્ત પેગમબર જેવું કશું નથી; ફકત એ તો ભોળા લોકોને ઠગવાને ધરમગુરૂઓએ રચેલું કલપીત છે! તેમજ આખા ધર્મ જેવુંબી ગાથામાંથી કાંઇ બરાબર મળતું નથી તેનું કેમ? છુટા છુટા બોલો મોગમમાં અથવા ભેદમાં અને અલંકાર રીતે મળે છે. વળી ઘણુંક તો સમજવાને હાલના નામીચા વીદવાનોબી પોતાને અશકત જણાવે છે. જો ગાથાને જરથોસ્તી ધર્મનું પુશતક માનીએ, અને બાકીનાને “પાછલા વખતનું બનેલું” અથવા રસમ તરીકે તેમાં ઉમેરેલું માનીએ તો, એકડા વગરના મીડા જેવું દેખાય છે. એકડાનો આંક લખી તે સાથે ગમે તેટલાં મીંડાં વધારીએ તો તે એકના આંકને લીધે તે મીંડા સાથે એક સંખીઆ ગણાઇ શકાય છે, પણ તે સંખીઆમાંથી એકનો આંકડોજ કાઢી નાખીએ તો ખાલી ૦ (સુન) બાકી રહેછે. તેમજ ગાથા સીવાય બીજા અવસતા કાઢી નાખીએ તો તેમાંથી કાંઇ મતલબ જણાતી નથી. જો પાછલું લખાણ આ૦ શેરીઆરજી સમજાવેછે તેમ, દેશ-કાળની મતલબ પ્રમાણે વધાર ઘટાડ થયું હોય, અને તેમાં કેટલુંએક ભુલભરેલું હોવાથી હવે રદ કરીને નવે સરથી આપણે પણ ગાથાઓને આધારે દેશ-કાળને અનુસરતું નવું બનાવીએ તો, શું તે ભુલ હમણાજ જણાઇ? તે ભુલ આગળ કેમ નહી જણાઇ? એના જવાબમાં એવું કેહનારાઓ પણ આજે મળી આવશે કે “આગલા ઇરાનીઓ તો ધર્મની ઝુમમાં લીન થઇ ગયા હતા. અને આકાશીઓ (અનેક ખોદા)ને માનવા લાગ્યા હતા, તેમજ હીંદુસ્તાનમાં આવી વસેલા પારસીઓ ચાલ્યા. પણ તે ભુલ હાલના ‘સુધરેલા અને કેળવણી લીધેલા’ વખતમાં જણાઇ અને ઘણી બારીક તપાસ અને શોધ કરવાથી રાહનુમાયવાળાઓને અને આ૦ શેરીઆરજીને જણાઇ. આગળના સઘળાજ ધર્મગુરૂઓ શોધક બુધીનાં નહી હતા અને તેઓનું જ્ઞાન પણ કોતા હતું. હવે હમો ગાથા પ્રમાણેનોજ નવો ધર્મ ઉતપન કરીએ છીએ અને તે ચાલુ ગુજરાતીમાં હમારા નવા સુધરેલા ધર્મગુરૂઓ બનાવશે તેને હમો ધર્મ પુશતક તરીકે માનીશું. તેમજ હવે પછે ઘણું કરી પારસીઓની ભાશા ઇંગરેજી થશે, તેથી જેમ જેમ હમોને જરૂર પડશે તેમ ગમે તેમ ફેરફારો, અને વધાર ઘટાડ કરી ઇંગરેજીમાં નવું ધર્મ પુસતક બનાવીશું. કેમકે ઇંગરેજોની કેટલીએક રમત ગમતો અને એશ આરામોની હમે નકલ કીધી છે અને કરીએ છે: તેથી હમો સુધરી ગયલા કહેવાઇએ છીએ, તો પછી ઇંગરેજોનીજે ઢપે ચાલી તેઓ સાથે ભેળાઇ જઇશું તો ઇંગરેજોની માફકનાં સરવે હકો હમોને મળશેઃ તેથી બીજા દેશીઓ કરતાં હમારો દરજ્જો વધી જશે અને

તેમ થવાથી હમો સુખી થઇસું. તેવું સુખ કાંઇ જુની ઢપના જરથોસ્તી ધર્મમાં રહેવાથી અમોને મળવાનું હતું ?" એવું કેહેનારાઓને જરથોસ્તી ધર્મ ની કાંઇ દરકાર હોય નહી. તેઓને મનથી મોજ મજાહ રમત ગમતો એજ મોટો ધર્મ અને એજ જીંદગી ગુજારવાનું સુખ છે. તેઓ મોજ મજાહ સારૂં જીવે છે. તેથી હવે તેઓ ધર્મની ફરજ જેવું કશું માનતા નથી. ખાલી "બખડીને બંદગી કરવા" કરતાં ગમે તે વખતે તેઓના જીવનો શોખ પુરો પાડવા હવે તેઓ સારંગી, વગેરે વજાડીને કે રમત ગમતો કરીને રાતે કે દીવસે જીવને ખુશી કરે છે. "આગલા જંગલી અને ભોળા વેહેમી લોકોને" આવો મોજ ખબર નહી; તેથી તેઓ તરેહવાર "વેહેમો"ને ધર્મ કેતા ગયા છે, એવો જેઓનો વીચાર હોય તેઓ આ સુધરેલા જમાનામાં "જંગલી અને વેહેમી" કેમ બની શકે વારૂ?

ધર્મ અને ધરમીપણું એટલા વાસતે છે કે તે ચોકસ રીતે માણુસોનાં મનનાં તહરેવાર ઉભરા અને ફાંટાઓને આંકુશની હદમાં રાખે. તેની ઉપર વીસવાસ રાખવાથી મુશકેલીનાં તેમજ ખુશીનાં વખતમાં અંતકરણને સંતોશ મળે છે, તેને આજે તહરેવાર રૂપ આપવામાં આવે છે. આપણુને સુધારનારાંઓ ધર્મ સુધારકોને નામે ખેલાડીની માફક ધર્મના ચોકસ ભાગોનાં તેમજ એકંદર ધર્મના ભાગો ભજી બતાવે છે. તેઓએ અને નવા નીકળતા સુધરેલા ધર્મગુરૂઓએ આગલા ઇરાનીઓ અને તેઓની અને તેઓના ધર્મની ઉતપતી વીશે કાંઇબી જરૂર વગર તેમજ કાંઇબી સતા ભરેલા આધાર વગર પોતાની મતલબ સારૂ તહરેવાર કલ્પનાઓની બનાવટો ઉભી કીધી છે. ફલાણું તો એમ હશે, અને ફલાણું તો તેમ હશે, એમ ધારી સકાય છે, એ વીસેનાં મોજુદ સાંધણ આપણી પાશે રયાં નથી, વગરે એવી એવી સમજાવટને પોતે સચાઇનું રૂપ આપી ધર્મ જેવી બાબદને જાણે સાધારણ દરરોજની અને દર વખતે મરજી પ્રાણે ફેરવાતી બાબદ હોય તેમ બતલાવવાની બનતી તજવીજો કીધી છે, અને કરે છે. એ બીના વાંચવાથી ધર્મ જેવી બાબદો થોડી અગતની અથવા નહી સરખી તેમજ મરજી ઉપર આધાર રખાતી લાગે છે. તેઓના વીચાર મુજબ ફકત પાંચ ગાથાઓનાં થોડાક સફામાં જરથોસ્તી ધર્મ હતો અને છે. પણ પારસીઓ તેમજ બીજા વીદવાનો માની ગયા છે, અને માને છે, કે જરથોસ્તી ધર્મની મતલબનાં જુદાં જુદાં ૨૧ પુસતકો હતાં, જેને ૨૧ નુસકો કહે છે; પણ પારસીઓ ઉપર પડેલા હાંદેસા અને જુલમને લીધે તે બધું ફના થઇ ગયુ છે. તોપણ પારસીઓ જે રીતે હાલમાં ધર્મને માને છે તે તેવાં આગલાં લખાણોને અધારે, તેમજ તેઓના વડવા જેમ ચાલી ગયલા તેજ આધાર પકડીને તેઓ ચાલે છે. કેટલીએક ધર્મ સબંધી બાબદોમાં તેની સતા વીશે મત ફેર પડે છે, તો જો કે જેમ ચાલતા આવ્યા તેમ ઘણાએકો ચાલે છે. ધર્મ જેવી બાબદો મરજી ઉપર તેમ બોલી જવા ઉપર નહી, પણ એકીનદારી પર આધાર રાખે છે. ધર્મની બાબદો ઉપર એકીન નહી હોય અને તે મરજી પ્રમાણેજ ચાલવાની હોય તો ધર્મની કશી અગત છેજ નહી. એ ખુલ્લી રીતે જાણીતું છે, તે છતાં એ૦ શેરીઆરજી જણાવે છે કે જરથોસ્તના પાંચ ગાથાઓ ઉપરથી તેને આધારે પાછળથી મરજી મુજબ કેટલુંએક નવું બનાવીને તેના ૨૧ નુસકો કીધા હતા. એ નુસકો મધેથી પાછલા વખતમાં જેમ જે ઓછી અગતનું જણાતું ગયું, તેમ તેમ તેને લોકો પડતું મુકતા અથવા વીશારી મુકતાં ગયાં; એમ હોવાથી તે સરવે ગુમ થઇ ગયું. એ શોધ કઇ સતાથી એ૦ શેરીઆરજીએ કીધી તે કાંઇ જણાતું નથી. જે ઓછી અગતનું જણાયું તે જો પડતું મુકયું હોય તો હાલમાં તેઓ જણાવે છે તેમ ગાથા શીવાયના બીજા બધા અવસતાઓ વગર અગતના પાછળથી બનાવેલા તેમજ અનેક ઇશ્વર વાદ-

વીચારથી ભરેલા છે, તેને તેઓએ કેમ જાલવી રાખી જરથોસ્તી ધર્મને મોટો કલંક લગા-ડયો? શું તેઓએ અંધારામાં ચાલી આજ સુધી પારસીઓને અંધારામાં ચલાવી ખોદાના ગુનેહગાર કીધા અને પોતે થયા? અફસોસ! રાહનુમાયવાલાઓ, આ૦ શેરીઆરજી અને તેઓના ચેલા (અથવા ગુરૂઓ) પારસીઓને ધર્મનું ઉજરડું દેખાડવાની ઉલટ આમી તેઓને કેવાં અંધારામાં લઇ જાય છે તે સમજી શકાતું નથી. એટલું છતાં તેઓ પોતે ધર્મ સુધારકો અને સમજુ ધર્મીઓ પોતાને માને છે! જેમ એક વાણીઓ ઓછું તોલી સામા ધણીની અકલ ઉપર હસે છે, તેમ આપણું ભલું ઇછનારાંઓ આપણને તહરેવાર વમલમાં હોમાવી પોતે મોજ મારે છે! તેઓ કહે છે કે હાલના વખતમાં પારસીઓ પોતાના ધર્મની ખુબી જેવી રીતે સમજે છે તેવી રીતે આગલાંઓ કોઇ સમજતાં નહી હતાં. જો તેમજ હોય તો "સમજીને બંદગી" કરવાની તકરાર વજુદ પામતી નથી. આવા બોલો જેમ તેઓ સુધરી ગયાનો બહારથી ચલકતો દેખાવ દેખાડે છે તે માત્ર ખાલી બોલો છે, તે તેઓની રીત ભાતોથી ખુલ્લું જણાય છે. જેમ એક નકટાએ સોને નકટા કરી પોતાની સંફમાં વધારો કીધો હતો, તેમ આપણી રાહનુમાઇ કરનારાંઓ અને સુધારાવાલાંઓ પોતે ભુલ ભરેલા મારગ ઉપર ચાલ્યાં તો ખરાં, પણ તેમાં બને તેમ બીજાંઓને ઉમેરવાની દરએક તક્કે કોશેસ કરેછે. આપણાં જુવાન પારસી અને પારસણોને હવે રમત ગમત અને મોજ-મજાહ ગમે છે. ધર્મની અગત એજ કે જેથી કોઇબી રીતની ફરજમાં નહી રહેવાય એ તેઓની મરજી અને ઉલટ છે. કહેવત છે કે "દરદીને ભાવ્યું તેવું વેદે ફરમાવ્યું" તેમ તેઓની મરજીને આ૦ શેરીઆરજી પોતે પોતાનાં લખાણો અને ભાશણોથી ટેકો આપે છે. આ૦ શેરીઆરજીને જમાનાના એક્કા કાબેલ કહી છાપડે ચડાવવામાં આવે છે, તેમજ આ૦ શેરીઆરજીને મોટો પગાર તેઓ આપે, તેથી આ૦ શેરીઆરજી તેઓને એક બારગી મોટા ધર્મી અને ધર્મ સુધારકો કહે તેમાં અચરત થવા જેવું કશું નથી!

હવે આ૦ શેરીઆરજીનાં કહેવા પ્રમાણે જે જે ઓછી અગતનું જણાયલું તેને તેઓએ પડતું મુકયું: તેથી તે વીસરી ગયાથી નહી સરખું થઇ પડયું. જો એમજ બનયું હોય તો હાલ સુધી જે અગતનું ધારીને જાલવી રાખ્યું તે તો બરાબર અસલ હાલતમાંજ રહેવું જોઇએ. પણ તેમનાજ જણાવવા મુજબ તેમ તો કશું છેજ નહી. હાલમાં જે બચેલું છે તેબી ઘણીએક રીતનું અધુરૂં અને અસંપુરણ છે. ઘણીએક બાબદો અ-ધુરી રહી ગયલી તેમજ એક મતલબની બીના જુદે જુદે કટકે જુદી જુદી જગામાં જોવામાં આવે છે. તે શું અસલ એમજ હતી? અને એવાંજ અધુરાં લખાણો રાખી તેઓ તેની ખામી વીશે અજ્ઞાન રહયા હતા? બીજી રીતે આ૦ શેરીઆરજી સમજાવે છે તેમ તેઓ પોતાની મરજી પ્રમાણે ગમે તેમ વધ ઘટ કરી ધર્મ જેવાંની અગતને ઓછી કરતા હતા, તો તવારીખ સંબધી બાબદોમાંથી તેઓ શું બેદરકાર રહયા હતા? શું ઇરાનમાં મોટું દબદબાભરેલું રાજ તેઓએ કીધું, તે દરમીઆન તેઓમાં કોઇ વીદવાનો નહી હતા? શું રાજ રીતભાત વગરનું હતું, અને તે શું તેઓ પીંડારાઓની માફક લુટફાટથીજ ચલાવતા હતા? પારસી પાદશાહોની સેજસાજ તવારીખ પાછલથી શાહનામાંની અને બીજી કેતાબો મુસલમાનોથી લખાઇ, તેમાં હખામનીઆન વંશ વીશે એક બોલબી આવ્યો નથી, જે વંશે ઇરાનમાંજ નહી પણ તે વખતની જણાયલી આખી દુન્યાંને પોતાનાં બલથી ધુજાવી મેલી હતી, તેમજ સાસાનીઆન વખતની તવારીખબી ઇરાની મુસલમાન લખનારાઓની ઘણી અધુરી હતી. ઉપલા બંન્ને વંશોની કારકીરદી વીશે યુનાની અને રૂમી વીગેરે લોકો, જે અસલથીજ ઇરાનીઓના શતરૂ જેવા હતા, તેઓએ દુશમન છતાં

ઇરાનીઓ વીશે લખ્યું છે તેટલુંજ લખાણુથી પારસીઓની મોટાઇ બતલાવવા તેમજ પારસીઓને મગરૂર કરવાને બશ છે. તો પછી ખુદ ઇરાનીઓએ લખેલું હતે તો તે કેવું હતે? અને શું તેવું લખાણ ઇરાનીઓએ કાંઇ કીધુંજ નહી હશે? અને કીધું હોય તો તેનો નાશ કેમ અને શાથી થયો? શું તે ઓછી અગતનું ધારીને લોકોએ પડતું મુકવાથી? ઇરાનની તવારીખનું એકબી પુસતક ખુદ ઇરાની પારસીઓથી લખાયલું છેજ નહી, અને લખેલું હોય તો તેનો નાશ કોણે અને શાથી થયો?

આ૦ શેરીઆરજી સમજાવે છે તેમ અશો જરથોસ્તે પાંચ ગાથામાં પોતાના ધર્મનું ખોખું અથવા તેનો પલાન બનાવ્યો, તેટલામાંજ તેની જીંદગી ખતમ થઇઃ તેથી તે ખોખાંને સંપુરણ ઇમારતમાં તઇયાર કરવાનું કામ તે પછેનાંઓએ પોતાની મરજી પ્રમાણે પુરૂં કીધું. જો એમ હોય તો તેથી તે ઇમારતનો અથવા તેમાં વસનારાંઓને શું શું નુકશાન થયું; તેઓની નીતી તનદરૈસતી અને સંસાર વેહવારમાં તેથી કેવા ફેરફારો થયા; અને તેઓ પાધરે કે આડે રસતે ચાલવાથી તેઓની ચઢતી કે પડતી થઇ, તે પણ જાણવાની જરૂર છે. હીંદુસ્તાનમાં આવી વસેલાં પારસીઓમાં કબીશો કરવો કે નહી વીગેરેની તકરાર વખતે કેટલાકો એવું કહેતા હતા કે કબીશો કરવો તો જોઇએ, પણ એ કામ પારસી રાજની સત્તા શીવાય બની શકે નહી. આવા વાંધા કરતાં જો ખુદ ધર્મ વાધાં ભરેલો અને બનાવટી હતો, તો તેને પારસી પાહદશાહતના વખતમાંબી કેમ ચાલવા દીધો હશે? શું તેઓને રાજપાટ ચલાવવાની ખટપટને લીધે ધર્મ જેવી બાબદની તેઓએ દરકાર કીધી નહી? જેમ હાલમાં "સુધરી ગયલાઓ" યુરોપીયનોની કેલવણી અને તેઓની રમત ગમતની નકલ કરવાની ખટપટમાં પડવાથી પોતાના ધર્મની અને પોતાના પારસીપણાની રીતભાતોની દરકાર કરતા નથી, તેમજ તે ઇરાનીઓએબી કીધું હતું? જેમ હાલમાં કહેવામાં આવે છે કે ધર્મની સમજણમાં હાલના પારસીઓ ઘણા આગલ વધી ગયા છે (!) તેમજ તે ઇરાનીઓ, જેઓને "ભોલા" અને "અજ્ઞાન" સમજાવામા આવેછે; તેઓને માટે અમસયુંજ બોલાતું હતું કે તેઓ ધર્માભીમાની હતા?

જરથોસ્તી ધર્મમાં તે પાલવાથી તેનાં પાલનારાંઓની ચોખી નીતી, તનદરોસતી અને સંસાર સુખ, આવતી દુન્યામાં રવાનને મુકતી મલવાનો ભરૂસો દરશાવનારીજ સરવે બીના જણાવેલી છે. ખરેખર જીંદગી નીભાવવાનો તે એજ ધર્મ છે; અને પારસીઓજ નહી પણ બીજા ધર્મ પાલનારા વીદવાનો તેમજ યુરોપીઅન ખ્રીસતી ધર્મગુરૂઓ, કે જેઓ પોતાના ખ્રીસતી ધર્મનો બીજા ધર્મો કરતાં ચહડતો ગણી તેમાં બીજાંઓને વતલાવવાની અનેક તદબીરો કરે છે, તેવા સુધાં જરથોસ્તી ધર્મની મોતેબરી વીશે તારીફ કરેછે અને કરી ગયા છે તે શાથી? શું ફકત પાંચ ગાથાઓનાં બનાવેલાં ખોખાંથીજ કે તમામ અવસતા અને બીજી તેને આધારે રચાયલી બીના અને ચાલતી રીતભાતો સાથે તેઓએ તેને જોવા અને જાણવાથી? એ સવાલોના જવાબો આપણા સુધરી ગયલાં અને તેઓના ધર્મગુરૂઓએ ખોલાસાથી આપ્યા નથી તે આપવા જોઇએ.

## "ઓ ભીંગા—ઓ નહીં ભીંગા!"

આજનાં યુરોપીઅનોની દરરોજની નવી નવી શોધોએ માણુસજાતનાં શરીર સુખ માટે તહરેવાર ઉપાયો શોધી કાઢયા છે અને કાંઢે છે. આતમજ્ઞાનને બાજુ રાખી જોઇશું કે, એવાજ ઉપાયો હજારો વરસ આગમજ જરથોસ્તી ધર્મમાં બતલાવેલા છે, એ વીશે જ્યારે તેઓ સમજે છે ત્યારે જરથોસ્તી ધર્મની મોતબરી અને ખુબી વીશે તેઓ આફરીન

કરે છે. (જરથોશતી ધરમમાં, તનદરૂશતી જાલવવાની ખુબી અને જરથોશતની ફીલસુફી વીશે ડાકતર ખ૦ ફ૦ ખોરીએ બનાવેલાં "તનદરૂશતી" નામનાં ચોપાંનીઆં તથા દશતુરજી સાહેબ હોશંગજીએ પુનાંમાં બજમે રોજે બેહેરાંમ નામની મંડલીમાં કીધેલાં ભાશાંણોનાં ચોપાંનીઆઓ જુઓ.) પારસી લોકો એવું સમજતા હતા કે તેઓના ધર્મની રીત ભાતો અને કીરીઆઓ બાલ કરતાં બારીક છે, પણ આપણાં સુધરી ગયલાંઓ અને તેઓનાં એક ધર્મગુરૂ આ૦ શેરીઆરજી એ વીચારને ખોટો જણાવવા સારૂ જરથોસ્તી ધર્મના બાલેબાલ ખુલ્લા કરી, પીખી નાખી, લોકોની ભુલ સુધારે છે, અને એવી બારીકી માન-નારાંઓ જે અધર્મીપણું બતલાવે છે તેઓને ધર્મના ખરા રસ્તા ઉપર લાવનાર પોતાને કેહેવડાવે છે. જેમ એક છાકટ સીધીભાઇને ખજુર ખાવાનો શોખ થઇ આવ્યો, પણ જે ખજુર ખાવાનો હતો તે એક ગલીચ જગામાં વેરાઇ પડયો હતો, તેમાંથી લઇને ખાવા સારૂ પોતાનાં મનનું સમાધાન કરવા સારૂ તે ખજુર લેઇને તેનાં વાંટા પાડી તપાશીને પોતેજ "ઓ નહી ભીંગા, ઓ ભીંગા" એવું કહી તે સઘલો ખજુર ખાઇ ગયો, તેમ એ આપણા અને આપણા ધર્મના ખેરખાહ આ૦ શેરીઆરજી જરથોસ્તી ધર્મનાં જુદા જુદા વાંટા પાડી, આતો ગાથાનું છે, આતો પાછલનું પણ ગાથાને અનુસરતું છે, આતો તેઓએ ધર્મની જુમમાં વગર સુંધ બુધે ઘુસાડી દીધેલું છે, એવી એવી રીતનો ધર્મબોધ આપેછે. જો ખ્રીસ્તીઓનાં તેમજ મુસલમાંનોનાં ધર્મગુરૂઓ આ૦ શેરીઆરજીની માફક પોતાનો ધર્મ સમજાવે, તેમજ પોતાનાજ ધર્મ ઉપર શકમંદ અને દામાદોલ વીચારના હોય અને તે વીચાર બીજાંઓને સમજાવી તેઓને ધર્મ ઉપરનાં એકીનમાં દામાદોલ બ-નાવે, તો પછી તે ધર્મોવાલાઓ તેઓની કેવી વલે કરે? દરએક ધર્મને માનનારાં તેના ચેડવેલા પેગમબરને નામે તેણે ફરમાવેલું કબુલ કરીને ચાલે છે. જેમ જેની મરજીમાં આવે તેમ ધરમ પુસતકોમાં વધાર ઘટાડ કરે, તેનેબી લોકો ધર્ન તરીકે માને એવા બેવ-કુફ ઇરાનીઓ નહી હતા. તેઓ એ ધર્મને પવીતર સમજીને તે પ્રમાણે ચાલતા હતા. પેગંબરોથી ઉતરતાઓ પેગંબરના જેવી સમજ નહીં હોવાને લીધે ધર્મ સમજાવામાં ભુલ કરે; પણ ધર્મ પુસ્તકો ખોટાં છે કે ધર્મ ખોટો છે એમ કહેવાય નહી. આગલા ઇરાનીઓએ કોઇ જુદી જુદી બાબદો ઉપર પોતાની તરફથી કાંઇ શરેહ કીધી હોય, તે કાંઇ ખાંમી ભરેલીબી હોય, પણ અસલ બાબદો સાથે તેને કશો સબંધ નથી. કોઇ બાબદો તેઓએ એક મરતબે વધારી ઘતાડી પણ હોય, પણ તે અસલ છે એમ ગણાયજ નહી. એવી વધારેલી બાબદોને અવસતાની બંદગીઓ આગલ કે પાછલ પઢાય છે. જો તેવી બાબદોને અવસતાની વચમાં પઢવી પડે છે તો તે મોહડેથી નહી પણ મોહોડું બંધ કરી મનમાં (બાજમાં) પઢવામાં આવે છે. આવું વધારનારા તે સાધારણ પેટ ભરનારાં અને પેટને વાસતે બીજાંઓને રાજી રાખનારાં જેવાંઓ નહી; પણ તન અને મનથી પવીતર પરેજગાર અને ગુપત વીદયા જાણનારાં અશો લોકો હોય છે, અને હતા. તેઓ પાદશાહોનેબી જોઇતી વખતે શીખામણ દેઇ શકતા હતા, અને તેઓ બીન ગરજુ અને સંતોશી હોવાને લીધે પાદ-શાહોબી તેઓને માન આપતા હતા. જેમ હીંદુઓમાં મહાત્માઓ અને ૠશીઓ, ખ્રીસ્તીઓમા સેન્ટ, મુસલમાનોમાં સૈયદ અને પીરો થઇ ગયા છે, અને તેઓના કહેવાને તે ધર્મના લોકો માન આપી ચાલે છે, તેમજ જરથોસ્ત પછીના ધર્મગુરૂઓ હતા. આવા લોકો દુનીઆઇ લોભ લાલચને સારૂ નહી પણ આતમજ્ઞાની એલમે હેલાઇ જાણનારા માહા વીદ્વાનો હતા, તે તેઓના સમજાવેલા ધર્મજ્ઞાનથીબી સાબેત થાય છે. રાહનુમાય મંડળી અને આ૦ શેરીઆરજી ગાથા સીવાય બીજા અવસતાને એક રસમ તરીકે ઉમે-

રાયલા જણાવે છે તે છતાં વલી એવુંબી જણાવે છે કે પાછલથી પાજંદ, પેહેલવી, ફારસી ભાષાઓમાં જે જે ઉમેરાયલું છે, તે કરતાં તે ચઢતું સમજવું જોઈએ. એ વીચાર આ૦ શેરીઆરજીએ પોતાની ફીલસુફી જણાવવાની મતલબથી કે ધર્મી લોકોને ઉચકેરાતાં નરમ પાડવાની મતલબથી. જણાવ્યો હોય. જે રસમ તરીકે પાછલથી ઉમેરાયલું હોય તે એક સરખુંજ ઓછી અગતનું હોવું જોઈએ. જે વખતે અવસતા ભાશા બોલાતી હતી તે વખતે અવસતા ભાશામા રસમ ઉમેરાઈ, અને જે વખતે પાજંદ, પેહેલવી, ફારસી ભાશાએ બોલાતી હતી તે વખતે તે ભાશાઓમાં રસમો ઉમેરાઈ, ત્યારે જે રસમ તરીકે ઠરે તે પાછલું કે આગલું સરવે ઓછી અગતનું ઠરવું જોઈએ. જો અવસતા ભાશાની રસમ પ્રથમ ઉમેરાઈ અને ત્યાર પછે ઉપલી બીજી ભાશાઓની રસમ ઉમેરાઈ, તેથી તે પ્રથમની રસમ ચઢતી ગણાતી હોય તો હાલમાં આ૦ શેરીઆરજી પોતાનો નવો ધર્મ ગુજરાતી ચાલુ ભાશામાં ઉભો કરવા ધારે છે, તે સરવેથી પાછલની રસમ કહેવાયઃ તેથી તે પાજંદ, પેહલવી, અને ફારસી ભાશાઓની રસમોથી પણ ઓછી અગતની કાં નહી કહેવાય? તેઓ જો એમ કેહેવા માંગતા હોય કે આ જમાનાની વીદ્યા, નવી શોધો, અને સુધારાને આધારે ફારસી કે પાજંદ જમાના કરતાં આપણ વધારે સુધરયા છીએ, તેથી એવો ફેરફાર કરવાને આપણ વધારે લાયક છીએ,—તો આપણે પુછીશું કે આ ચાલુ જમાનામાં બાહાર આવેલી વીદ્યાનો એક દોકડો પણ એરવદ શેહેરીયારજી જાણે છે કે?

## કીરીઆઓ.

રાહનુમાય મંડળી અને આપણા ધર્મ સુધારક આ૦ શેરીઆરજી આવા પાછલાં લખાણો વીશે એવું કહે છે કે આપણાં હીંદુસ્તાનમાં આવી વસેલા વડવાઓએ પોતાની કમસમજને લીધે ખરૂં કે ખોટું સરવેને એક સરખું સમજીને તે જાલવી રાખયું હતું, તે એટલાંજ વાસતે કે હવે પછીની તેઓની ઓલાદમાંથી કોઈબી માયનો પુત ધર્મ-જ્ઞાન વીશે પુરતો અભયાસ કરીને તેમાંથી સારૂં કે માઠું નીવડી કાઢશે. એ તેઓની અગમચેતી પ્રમાણે હાલમાં આપણા ધર્મ સુધારકોમાં કોઈ કાં નહી પેદા થયો હોય? તેથી જેમ પવીતર જરથોસ્તનાં પેદા થવાથી ખુદરતે મોટી ખુશી જણાવી હતી કે "શોકરાના હમારામાં જરથોસ્ત જેવો આશ્રવન પેદા થયો છે," તેમ આપણા ધર્મ સુધારકોએ તેવા કોઈ એરવદના પેદા થવા વીશે કીધું હતું કે નહીં તે આપણ કહી શકતાં નથી. જેમ એક ગામડીઆની ભેંસે એક કોઠીમાં પોતાનુ મોંહોડું ઘાલ્યું પણ તે પાછુ કહાડતી વખતે તેમાં સીંગડા આડાં નડયાં; તેવી ભેંસની એ હાલત જોઈને ગામડીઆંઓને અંદેશો પેદા થયો કે હવે કેમ કરવું; તેમાંથી એકે સલાહ આપી કે આપણા ગામમાં સરવેથી સમજુ લાલ બુજરગ છે તેને બોલાવો, તે ઉપાય બતલાવશે. તે પ્રમાણે લાલ બુજરગને બોલાવી લાવ્યા; તેઓ આવી પેલાં ગામડીઆંઓને તરત હુકમ કીધો કે ભેંસનું ડોકું કાપી નાખો. તે પ્રમાણે ડોકું કાપી નાખ્યું. પછી હુકમ કીધો કે હવે કોઠી ભાંજી નાખી તેમાંથી ડોકું બહાર કાઢો. એટલું કરી તેઓએ પેલાં ગામડીઆંઓને શીખામણ દીધી કે હું નહી હતે તો તમારૂં શું થતે! એજ રીત હાલના વખતમાં એવા ધર્મગુરૂઓ નહી હોત તો, આપણું તો સમજ્યાં, પણ તેઓનાં સુધરી ગયલા ચેલાઓનું શું થતે?

આપણા વડીલોએ જે જાલવી રાખ્યું તે કાંઈ એવા વીચારથી નહી કે તેઓ ધર્મ વીશે અજ્ઞાન છે તેથી તેઓ કાંઈ સમજતાં નથી તેથી, પણ જે તેઓએ જાલવી રાખ્યું તેને તેઓ પોતાનાં અંતઃકરણથી પવીતર અને સાચું માનતાં હતાં તેથી. ધર્મ ઉપરનાં

એતેકાદ અને પ્યારને લીધે ઘણું એક સંકટ તેઓએ ખમ્યું હતું. તે સંકટ ધર્મ ઉપરનાં એતેકાદને લીધે તેઓને ભારી લાગ્યું નહી હતું. આજ સુધી ધર્મને લગતા કામોમાં જે ક્રીઆઓ કરવામાં આવેછે તેને બારીકીથી તેઓએ જાલવી રાખી હતી અને રાખે છે. આ૦ શેરીઆરજી જણાવે છે કે આપણા વડવાઓએ ધર્મ સમજવાની દરકાર નહી કરતાં ક્રીઆઓ ઉપરજ વધારે ધ્યાન આપ્યું હતું. એ બીના એક બારગી ખરી હોય, તોપણ તેમાં તેઓ વાજબી હતાં; કારણ કે લોકોનો મોટો ભાગ ફીલસુફી સમજી શકે નહીં, તે ફીલસુફી ક્રીઆઓથીજ જલવાઇ રહે છે. તે છતાં તેઓ હાલના વખતની માફક ધર્મ ઉપર બેદરકાર નહી હતાં, પણ ઘણાંજ સુસ્ત હતાં. શું ગરીબો કે શકતીવાંનો તે માનતાં અને ચાલતાં હતાં, તેઓએ ક્રીઆ મારગ સાચવી રાખ્યો હતો, પણ હાલના કેહેવાતા સુધરેલા અને શીખેલા વખતમાં એ ક્રીઆઓના ભેદો અને મતલબ શું હતી અને છે, તે વીશેનો ખુલાસો કોણ કરી શકે છે? શું રાહનુમાય મંડલીનો એકબી મેમબર કરી શકશે? કદી નહી. ઘણું કરીને મોબેદીના કામમાં થતી ક્રીઆ એ૦ શેરીઆરજી જેવા પણ એક મોબેદની બરાબર કદી કરી શકશે નહી. એ વીશે વધારે જણાવવા કરતાં કેટલીએક વખતે કેટલાક યુરોપીઅન વીદવાનો અતરે આવ્યા હતા ત્યારે તેઓએ જરથોસ્તી ધર્મની ક્રીઆઓ જોવા અને જાણવા માંગી હતી. તે કરી બતાવવા સારૂ ચોકસ જાણીતા મોબેદોએ તેમજ દસતુર એરચજી સોરાબજી મેહેરજીરાણા વાલાએ તે કરી બતાવી હતી. આ એકમારગી અને વગર લાગવગવાલા દસતુર એરચજી જેઓ એક પાકા મોબેદ તેમજ આપણા અવસતા પેહેલવી અને ફારશી જાણવામાં જેવા પુરવીણ છે તેવા હાલમાં આખી હીંદુસ્તાનમાં કોઇ દસતુર કે મોબેદ નથી, એ વીશે આ૦ શેરીઆરજીથીબી ના કહેવાઇ શકાશે નહી. આ મોબેદ (તેમજ દસતુર) પોતાની જીંદગી એકાંત રીતે તે ક્રીરતારની બંદગીમાં પોતાના વતન નવસારીમાં ગુજારે છે. રાહનુમાયવાલાઓ આ૦ શેરીઆરજીને ધર્મગુરૂ કેહેવાડે છે તે છતાં ક્રીઆ વીશે તેઓ આવા એક મોબેદની બરોબરી કરી શકે કે? ક્રીઆઓને લીધેજ ધર્મ ઉપર એતેકાદ રહી શકે છે. ક્રીઆ વગર કોઇબી ધર્મ એક ધર્મ તરીકે ચાલી શકે નહી. પણ આ૦ શેરીઆરજી જો તેમ સમજાવે તો તે એક ફરજ તરીકે તેઓનાં ચેલાઓએ માનવું જોઇએ. તેમ તો તેઓએ કરયું નથી, તેથી આ૦ શેરીઆરજીને પોતાને તેમજ તેમના ચેલાઓને માટે ટુંકો અને ટચ રસતો એજ છે કે ક્રીઆ મારગ તેમજ તે કરવા કરાવવાની ફરજ કાંઇ જરથોસ્તે કહી નથી, એતો પાછલા વખતની રસમ છે, એવું કેહેવું, એટલે બધી પંચાતી મટી જાય!

પ્રોફેસરો વેસત તથા દારમેસતેતર, જરથોસ્તી ધર્મની ક્રીઆઓ અને બીજી બારીકીઓ સમજવા માટે એવું જણાવે છે કે એ વીશે પેહેલવી અને ફારસી પુસ્તકો તપાસવાની ઘણી જરૂર છે, તેમજ પેહેલવી, પાજંદ અને ફારસી વીગેરે ભાશાઓમાં ધર્મને લગતી બાબદોનાં જે જે લખાંણો થયલાં છે તેને જાલવી રાખવા સારૂ તે છપાવી જાહેર કરવાં જોઇએ. પેહેલવી વીગેરે ભાશા ઉપર હાલનાં સર જમશેદજી મદરેસાના વીદયારથીઓ જોઇતું ધ્યાન આપતા નથી અને યુરોપીઅન કાયદે અવસતાનો અભયાસ કરે છે એ કેટલીક રીતે ભુલ ભરેલું છે, એવી સોખામણ પ્રોફેસર દારમસતેતરે આપણા વીદયારથીઓને દીધી હતી.

## "અમતો કેહેને વાલે—કુચ કરને વાલે નહીં તો!"

આપણા લોકોમાં ગુજરેલાંઓ પાછલ જે ક્રીઆઓ કરવા કરાવવામાં આવે છે તે ખરચો જાણે મોબેદ દસતુરોએ પોતાના પેટને વાસ્તે ભમાવી ફતવા આપેલા હોય તેમ

સમજીને તેઓએ ફરીઆદો કીધી. એ વીશે સુધરેલાંઓના ધર્મગુરૂ આ○ શેરીઆરજીએ તેઓને ટેકો આપ્યો કે ફલાનું તો ગુજરેલાં સારૂ અને ફલાનું જીવતાંને સારૂ. એવા ભાગો થયા તોપણ જેમ આ○ શેરીઆરજીએ સમજાવ્યું છે તેજ પ્રમાણે જીવતાંઓની ફરજ તરીકેની આપણાં સુધરી ગયલાંઓ ચાલે છે કે ? જે ચાલુ કીરીઆ કરવા કરાવવાની જીવતાંઓને ફરજ છે, પછી તે સરવે પોત પોતાની સંપજ પ્રમાણે કરે કરાવે; એ પ્રમાણે આપણાં સુધરી ગયલાંઓ કરે છે કે? રમત ગમત અને મોજ મજાહ એ તેઓની કીરીઆ મારગ છે. તેમ ખરચ કરવો જોઈએઃ તેથી આવી ફરજ તેઓથી કેમ અદા થાય ? સેંકડો રૂપીઆ ખરચ કરી તહરેવાર પકવાનો કરે અને તેની ઘટતી કીરીઆ કરવા ધર્મગુરૂને બે આના, પાવલો, અરધો કે એકુબે રૂપીઆ આપવા પડે, તો તે વીશે તેઓ ધર્મને નામનાં ખરચો વીશે ફરીઆદ કરે છે. તેઓને ધર્મ કે ધર્મગુરૂ જેવું કશું જોઈતું નથી. ધર્મગુરૂઓને કાંઈ ચોકસ લવાજમો કે પગાર આપવો નહી, તેમજ પોતાની મરજી પ્રમાણે કાંઈ કીરીઆ કરાવે તેનુંબી કાંઈ જીવ જેવું તેઓને આપવું નહી; અને મોંહાડેથી ધર્મીપણું બતલાવવું કે હવે હમો ધમ સમજનારાં ધર્મી થઈ ગયાં છીએ! જ્યારે કીરીઆ વીશે જીવતાંની કે ગુજરેલાંની ફરજ તરીકે કાંઈજ કરવું નહી તો પછી ધર્મગુરૂઓનું કામજ શું છે ? અને ધર્મને લગતી કીરીઆ કરવા કરાવવાની કોઈ ફરજ જાણેજ નહી તોપછી ધર્મ અને ધર્મગુરૂઓની જરૂરજ કયાં રહી? આ○ શેરીઆરજીએ લોકોની મરજી સાચવીને જીવતાંઓની કે ગુજરેલાંઓની ફરજીઆત વીશે સમજાવ્યું ખરૂં, પણ તે પ્રમાણે તો તેઓનાં ચેલાઓ ચાલતા નથીઃ તેથી તે વીશેનો જોખમ કોઈની ઉપર પડે નહી તે વાસતે એકજ વાકયમા અથવા આંચકામાં આખી ઇમારતને જમીન દોસ્ત કરવાનો ઉપાય એજ બતલાવયો છે કે એવી કીરીઆ કાંઈ જરથોસ્તે બતલાવેલી નથીઃ એ તો બધી પાછલી રસમો છે!

આપણા સુધરી ગયલાં ધર્મ સુધારકોને કોઈબી રીતે ધર્મ કે સંસારની રીતભાતના કાયદાની અને કુદરતના કાયદાની દરકાર નથી. ફકત સરકારી પીનલકોડ (ફોજદારી ધારા)થીજ બીહીને ચાલવું. ફકત ધર્મ ઉપર ઉપકાર કરવા અથવા તેની નાચારી હાલત ઉપર દયા બતલાવવા સારૂજ તેઓ જરથોસ્તી અથવા પારસી કહેવાય છે અથવા કેહેવાડે છે!

## ઉઠેઆણું.

પારસીઓમાં ગુજરી ગયલાંઓની કીરીઆ મધે તરીજે દીને પાછલા પોહોરે "ઉઠેઆણું" એવે નામની મીજલસ મલે છે, એ વીશે આપણા ધર્મ સુધારકોએ ફરીઆદ કીધી કે ઉઠેઆણું હીંદુ લોકની રસમ છે; તે કરતાંબી જો ઉઠીઆંણાંને નામે જે કીરીઆ કરવામાં આવે છે તે તરીજે દને પાછલા પોહોરે નહી કરતાં પાછલી રાતે કરવી કરાવવી જોઈએ. એ બાબદો ધર્મ પુસતકોમાં કેમ જણાવેલી છે, તે વીશે જુદા જુદા દસતુરોનાં જુદાં જુદાં મત પડયાં હતાં, તોપણ ઉઠેઆણું બોલ જેવું કોઈબી પુસતકમાંથી જણાયું નહી. એ ભાંજગડ ઉઠાડવાનું મુલ કારણુ એજ હતું કે આપણાં સુધરી ગયલાંઓએ જેમ પાઘડી બદલી ફેંતો અને ફેંતો બદલી તોપી પેહેડવાની ફેશન કાઢી, નવા નવા અવતારો અને સોંગો લીધા, તેમ પારસીઓ જામો પીછોડી પેહેડી કોઈ ઘંભીર કે ખુશીની મીજલસમાં જાય એ રીત તેઓનાં સુધારાને માફક આવતી તેઓને જણાઈ નહી. જોકે પારસીઓ જેમ જામો પીછોડીનો પોશાક પેહેડે છે, તેમ ખ્રીસ્તી પાદરીઓ એક જાતનો કોટ ગરદનથી પગ સુધીનો લાંબો પેહેડી તે ઉપર કમ્મરબંધ બાંધે છે, તેમજ કોરટોમાં બેરીસતરો એક જાતનો ઝાભો એવોજ લાંબો પેહેડી ઉભા રહે છે. એવી રીતે યુરોપીઅનો

પેહેડે તેની ફીકર નહી. પણ પારસી રીતભાત તેઓને અકારી લાગે છે: તેથી જેમ તેઓએ પાઘડીને અનાજ ભરવાની પાયલી ઠેડવી, તેમ જામાને બઈરાંઓનાં ઘાઘરા કહી તે પેહેડનારાઓની થેકડી કરવા લાગ્યા, અને તેઓનાં સરેસતા પ્રમાણે "ઓમાંજી ગેમાજી" જેવાઓના મતોનાં હારે કતાર ચરચા પતરો પ્રગટ થવા લાગ્યાં. કોઈ કહે કે એ રીત ઘણી કઢંગી લાગે છે. કોઈ કહે કે કાલો કોટ અને પાટલુનનો પોશાક સારો લાગે છે. કોઈ કહે કે શાદી અને ગમીના વખતમાં પેહેરવાનાં જુદા જુદા કોટો જુદી જુદી ફાશીનના બનાવવા જોઈએ. આ લખનારાંઓએ પોતાના ગરીબ ભાઈબંધો તરફ નજર રાખી હોય એવુ દીસતું નથી. જે તેઓને માફક આવયું હોય તે આખી કોમને કેમ માફક આવે? કલમબાજો તેમજ એવાં કેટલાંએક પંતુજીઓ જેઓને દુનીઆંદારીનો કશો અનુભવ નહી તેમજ રોટલી મેલવવાની જેઓને ફીકર નહી તેવાં છોકરાંઓ ધર્મ અને સંસાર જેવી બારીક બાબદો વીશે પોતાનું મત આપવા નીકલી પડે—તેઓ બીનઅનુભવીઓ છતાં અનુભવીઓને શીખવવા નીકલી પડે છે! આટલી ચરચા છતાં ઉઠેઆનાની મીજલસમાં જામો પીછોડી સાથે પાછલા પોહરે જવાનું કાંઈ કમી થયું નથી, અને તે ચાલુજ રહે તો વાજબી છે, કારણકે પારસીઓમાં જે હજારો અને લાખોની સખાવતો દર વરસે થાય છે તે એ ઉઠેઆનાની મીજલસમાં અને પાછલા પોહોરેજ ભગાય છે. એથી નુકશાનના કરતાં અતીશય લાભ પારસી ટોલાંને થાય છે. એમ છતાં આ૦ શેરીઆરજીએ એવો ચુકાદો આપ્યો કે ઉઠેઆનું પાછલા પોહરે કરવાને કશી હરકત નથી અને તે વાજબી છે. પોતાનાજ પસંદ કીધેલા ધર્મગુરૂએ પાછલા પોહોરનું ઉઠેઆનું વાજબી ઠેડવવા છતાં, આપણા સુધરી ગયલા ધર્મ સુધારકો હજી તે પ્રમાણે ચાલતા નથી, તેનું કારણ એજ કે જો તે પ્રમાણે ચાલે તો હાથના કીધેલાં હઈડે વાગે તેવી હાલત થઈ પડે. એક તો એકે તે મીજલસમાં જામો પીછોડી પેહેડવી જોઈએ, બીજું તો એકે એક મરતબે તેઓએ ના કહયું કે પાછલા પોહોરે નહીં કરતાં પાછલી રાતે કરવું અને તે પ્રમાણે તેઓ કરવા લાગે તો તે લોકોની નજરમાં ભુલ ભરેલું ઠડે. જો એ ભુલ તેઓ સુધારે તો લોકો જે તેઓનાં કેટલાંક કામોને ભુલભરેલાં જણાવેછે તેણી લોકોનું બોલવું વાજબી ઠડે. આવી કઢંગી હાલતમાં આવવા કરતાં પોતાના પસંદ કીધેલા ધર્મગુરૂના મતને કબુલ કરવુંજ નહી એજ મારગ તેઓએ સંભાલી રાખ્યો. પણ એમાં અચરતી ભરેલું તો એજ છે કે એ૦ શેરીઆરજી જેમ સમજાવે તેમ સરવે લોકોએ ચાલવું, પણ સુધારાવાલાંઓએ ચાલવું નહી; તેથી એવું કહેછે કે "કાજીજી તો કહેનેકા, કુચ કરનેકા નહી." શું શુધારાવાલાંઓએ લોકોને ચલાવવાનો બોધ જુદો અને પોતે ચાલવાનો જુદો રાખયો છે? હવે એ૦ શેરીઆરજીના ભાશનોનાં બોલે બોલ અને અક્ષરે અક્ષર રાહનુમાયવાલાઓ તપાસીને પોતાની મતલબને મલતું નહી હોય તે ગમે તેમ ફેરફાર કરી કરાવી શકે છે. તે છતાં એ બાબદ દેખાઈતી પોતાની વોરૂધની તેઓએ કેમ પસાર કીધી હશે, તેમજ એ૦ શેરીઆરજીએ પાછલા પોહેરનું ઉઠેઆનું જરથોસ્તના ફરમાવેલા ગાથાઓના કયા આધારે વાજબી ઠેડવ્યું હશે? તે સમજ પડતી નથી. કેમકે ગાથા શીવાયનાં બીજા અવસતાઓમાં ફરમાવેલી કીરીઆઓ, જેને પારસીઓ પોતાની ફરજ તરીકે સમજીને કરે કરાવે છે, તે તો ફકત પાછલી રસમ છે, અને તે ફરજીઆત નથી એવું એ૦ શેરીઆરજી કહેછે. આ૦ શેરીઆરજીએ પાછલા પોહોરનું ઉઠેઆનું વાજબી ઠેડવ્યું છે તેનો આધાર આ૦ શેરીઆરજી પાસે એવોજ હશે કે દેશ-કાલ લોક સ્થીતી ઉપર વીચાર કરી પોતાની મરજી પ્રમાણે ફેરફાર કરવાને એ૦ શેરીઆરજીને પોતાના નવા ધર્મે છુટ આપી છે. પણ

દેશ-કાલ અને લોકસ્થીતી તરફ જોતાં તો પાછલા પોહોરે ઉઠેઆનું નહી કરવાથી તેમના જ-જમનોને લાભ થાય છે, કેમકે એ ફરજથી તેમના જજમાનો મોકલા થાય છે અને પાછલા પોહોરે તેઓ ઉઠેઆનું નહી કરે તો તેથી ધર્મખાતાઓમાં આપવાની કેટલીએક રકમ તેઓની બચે છે..

## તનની પાકીજગી.

જરથોસ્તીઓમાં તનની પાકીજગી વીશેબી એ૦ શેરીઆરજીએ પોતાની યુરોપ્યન ફીલસુફી પ્રમાણે એ બાબદો પર પોતાની તરફનો ચુકાદો આપ્યો છે. એ ચુકાદો એક ધર્મગુરૂ પોતાના ચેલાઓને બોધ કરીને તે ધર્મની રીતભાતો પ્રમાણે ચાલવાની તાકીદ આપે તેવી રીતે નહી, પણ કોઈ પરભાડો ધણી જેમ કોઈ પારકા ધરમ વીશે પોતાની મરજી પરમાંણે વીચાર બાંધી તે પ્રશીધ કરે તે પરમાંણે છે. જરથોસ્તીઓમાં તનની પાકીજગી સાથે મનની પાકીજગી અને કરણી સામે બોલ ચાલની પાકીજગી એ ત્રણ બાબદોની ખુબી એક સરખી રહેવી જોઇએ. એજ બાંબદો ઉપર જરથોસ્તી ધર્મનો મુખ્ય પાયો રચાયો છે. એ પાકીજગીથી ચાલવાને લીધેજ જરથોસ્તી ધર્મની મોતબરી અને ખુબી વીશે પારકા ધર્મના વીદવાનો જરથોસ્તી ધર્મની તારીફ કરી ગયા છે, અને કરે છે. પણ હાલના આપણાં સુધરી ગયલાંઓને આવી બાબદોની બારીકીથી ચાલવાને ઘણું કઢંગું લાગે છે. આવી બારીકીથી યુરોપીઅનો ચાલતાં નથી તેથી આપણા ધર્મની પવીતર રીત તેઓને કઢંગી લાગે છે. તેઓનો સુધારો તો એવોજ જોઇએ કે યુરોપીયનો જે નહી માને તેને માનવામાં આપણે સુધારામાં આગલ વધેલાં નહી પણ સુધારા વગરનાં કહેવાઇએ. તેમજ મનની પવીતરાઇ અને મન ઉપર કાબુ રાખવાથી છુતાપણું ભોગવાતું નથી. વાસતે એ વીશે પોતાના ઠેડવેલા ધર્મગુરૂને અરજ કીધી હોય કે એ વીશે જેમ છુટાપણું ભોગવાય તેમ તેઓએ રીપોરટ કરવો કે તેથી લોકોને બતલાવવાને સવલ પડે. આ૦ શેરી-આરજી એક શીખેલા અને પુરત્રીન ધર્મગુરૂ છે તેઓએજ હમારા સુધારાને ટેકો આપ્યો છે એવું લોકોને બતાવાને ઠીક પડે, એ ઉપરથી એ૦ શેરીઆરજી એ બાબદો હાથ ધર-તાંજ બોલી રીતે જણાવે છે કે એ બાબદો કાંઇ જરથોસ્તે પોતે ગાથામાં જણાવી નથી, એ તો પાછલી રસમ ઉભી થયલી છે. એ વાત સરવે કોઇને ધ્યાનમાં રાખવાને તેઓએ ભલામણ કીધી. એ બાબદોમાં કાંઇને કાંઇ ખાંમી તો તેઓને દેખાઇ; તેથી તેઓ એ બાબદને ધર્મની નહી, પણ આપણા વડવાઓ અને આપણાં બુજોરગોએ ઠેડવેલું એવું દર જગે કહેવા માંડયું અને તેઓ દેશ-કાળ-સ્થીતી પ્રમાણે રસમો દાખલ કરીને ચાલ્યા હતા, અને આપણે તો હાલના "ચઢતી વીદયાના જમાના"માં વસ્યે છીએ, તેથી આપ-ણેબી દેશ-કાળ લોકસ્થીતી પ્રમાણે આપણી મરજી મુજબ ચાલવું. એવી મતલબ તેમાં રાખવામાં આવી.

## ધર્મ ગટાપરચા જેવો કાયદો એવો રાહનુમા મંડળીનો અભીપ્રાય.

ધર્મે ફરમાવેલી બાબદો, દેશ-કાલ સ્થીતી અને લોકસ્થીતી પ્રમાણે ગમે તેમ ફેરફાર થતી હોય તો અસલ ધર્મનું પ્રમાણ અને ખુબી રહેજ નહી, અને તે ધર્મ કહેવાયજ નહી; પણ તે મરજીનો ધર્મ કહેવાય. સંસાર વેહવારમાં તેમજ રાજદવારી બાબદોમાં દેશકાલ, અને લોકસ્થીતી પ્રમાણે ફેરફાર થાય છે, તે સાથે ધર્મને કાંઇ લાગતું વલગતું નથી. એજ રીતે ધર્મમાં ગમે તેમ ફેરફાર થઇ શકતો હોય તો નામદાર અદલ ઈંગરેજી રાજમાં જ્યારે તહરેવાર કાયદાઓ અને સુધારાઓ થાય છે તે વખતે કોઇનાંમી ધર્મની લાગણીની કશી

દરકાર કરવામાં આવે નહી. જો તેમ બને તો પારસીઓમાં પ્રથમ બનવુ જોઇએ. રાજકરતા અમલદારો એવું બાહાનું લાવે કે પારસીઓનાં મરણ પામેલાંઓને ઠેકાણે પાડવાની રીત જંગલી છે, તેથી તેઓને દાટવાં જોઇએ. તેમજ બીજી ધર્મને લગતી કોઇબી બાબદોની છીટ પારસીઓ બત્તલાવે તે કબુલ નહી રાખવાને સરકાર વાજબી ઠેડવે; તે સાથે તેઓને જો એવું બાહનું મલે કે એવી બાબદો પારસીઓનાં પેગમ્બરે અથવા પારસી ધર્મમાં ફરમાવેલી નથી, પણ એતો સરવે પારસીઓના વડવાઓએ દાખલ કીધેલી છે, અને તેને માનવું કે નહી માનવું તે વીશે કશો ગુનાહ કે સવાબ નથી, એવું સુધરી ગયલાં પારસીઓ અને તેઓએ થેડવેલા તેઓના ધર્મગુરૂઓજ કહે છે, તો પારસી ધર્મનું વજનજ કયાં રહ્યું? અફસોસ !! ગોયા આવી બાબદો સમજવાને પારસીઓમાં કાંઇ સમજ હોય નહી અને તેઓ જંગલીપણાથીજ એવું એવું માની પકડી બેઠાં છે, તે છોડવવા અને તેમાં વધઘટ કરાવવા સારૂ પોતાની હમેશની રીત પ્રમાણે એ૦ શેરીઆરજીએ લંબાણ તાહેલું કીધું છે. તેમ છતાં પણ કોઇ કોઇ બાબદોમાં તેઓના સાથીઓને કાંઇ હરકત નહી થાય એવી બાબદો હોય છે, તેને જરથોસ્તની ફીલસુફી, આપણા ધર્મની ફીલસુફી, એવું અકસમાતથી જણાવેલું દેખાય છે; તેઓના મત મુજબ જે બાબદો જરથોસ્તની કહેલી નથી એટલું છતાં, કારણ કે તે પાછલાં લખાણોમાં છે. જરથોસ્તી ધર્મની મોતબરી અને ખુબી જે છે તે એ પાછલાંજ લખાણોમાં છે. પણ સવારથ માણસોને આંધલાં કરેછે.

## મરણ વેલાની પવીત્રાઇ.

આપણાં લોકોમાં કોઇ માણસ મરણ પામે છે ત્યારે તેની છેલ્લી હઇઆતીની હવે **આશા બીલકુલ રહી નથી એવું તપાસીને** તેને પવીતર કરવા સારૂ નીરંગ લગાડીને નવાડવામાં આવે છે. એને મલતી રીતે હીંદુ કે મુસલમાનો પણ કરે છે તેની દરકાર નહી કરતાં, યુરોપીયન તેમ કરતાં નથી, તેથી પારસીઓએબી તેમ કરવું નહી જોઇએ, એવી મતલબથી આપણા સુધરી ગયલાંઓએ એ વીશે ફરીઆદ કીધી હતી કે એ ચાલ જંગલી છે, નહી મરતાને મારી નાખે તેવી છે. આથી તેઓનાં ધર્મગુરૂ એ૦ શેરીઆરજીએ એ બાબદ વીશે એવું જણાવ્યું છેકે આપણા લોકોમાં કોઇ બીમાર પડે છે તેને તે વખતે નવાડવું નહી જોઇએ; પણ ધર્મની છીટ મનમાં રાખીને તેને આપણા લોક નવાડે છે. આવું બોલવું પારસીઓને જંગલી થેડવવા બરાબર છે: કેમકે બેમાર માણસને કોઇ નવાડતું નથી, પણ મરણની છેલી ઘડીએ નવાડે છે, તે તેની સદંતર **આશા નહીજ હોય** એવુંજ હોય છે તે વખતે નવાડે છે. એ બીનાં જરથોસ્તી ધર્મની પવીતરાઇ પ્રમાણે તેને ગુજરતી વખતે પવીતર કરવાની મતલબ છે. તે ખુબી ભરેલી છે.

## સુઘડાઇ.

તેમજ આપણા લોકો નોરોજના દીવસોમા તેમજ જસનો કે કોઇનાં રોજગારના દીવસોમાં જે જગ્યાએ કીરીઆ કરવી હોય તે જગયા, તેમજ બહારના ઓટલા સીડીઓ ધોઇને સાફ કરે છે. એવી કીરીઆની બાબદો આપણાં સુધરી ગયલાંઓને પસંદ પડતી નથીઃ કારણકે યુરોપીઅનો કાંઇ આવી કીરીઆ કરતાં નથી. તેથી આવી કીરીઆ કરનાર-કરાવનારા વીશે તેઓએ તહરેવાર ઠેકડી કીધી હતી. તેઓનુ બાહાનુ એ હતું કે ઘડી ઘડી ઘર ધોવાથી સરદી થાય છે. ઘર ધોવું એ વીશે પારસીઓ એવું સમજે છે કે તેથી પવીતરાઇ સચવાય છે. એ ઘર ધોવાની રસમ વીશે મુંબઇના હેલથ આફીસર ડોકટર વેરે થોડાં વરશ પર મુંબઇના મ્યુનીસીપાલ કમીશનરના રીપોરટમાં સારી વખાણ

કીધેલી છે. પણ પવીતર જગા કરી તે જગામાં કીરીઆ બંદગી કરવી-કરાવવી એ રેવાજ ગોયા જંગલી હોય તેમ પારસીઓ ઉપર ઉલટું બોતાન મુકવામાં આવયું છે.

## કુવાનું પાણી.

જરથોસ્તી ધર્મની ખુબી પ્રમાણે પાણી હમેશ નીરમલ અને પવીતર રાખવું અને તે વાપડવું; કાંઇબી ગલીચી કે નજીસાઇ તેમાં જણાય તે પાણી વાપડવું નહી. આવી ખુબીને લીધે પારસીઓ ધર્મ કીરીઆનાં તેમજ બંદગીનાં કામમાં કુવાનુ પાણી સ્વચ્છ સમજીને તે વાપડે છે. તે કુવાના પાણીમાં કાંઇ હરકત કે ખામી જણાય છે તો તુરત તેનું પાણી કાઢી નાખી તે કુવો ગલાવે છે અથવા ચોકસ દહાડા તે કુવાનું પાણી વાપડવાનું બંધ રાખે છે. વલી દુન્યાના મોટા ભાગમાં કુવાઓનુંજ પાણી વપડાય છે અને તે સ્વચ્છ સમજવામાં આવે છે. મુંબઇમાં પ્રથમ વીહારનુ તલાવ નહી હતું ત્યારે સરેસતાની રીતે સરવે લોકોના ઘરમાં કુવા હતા, તેનું પાણી વપડાતું હતું. મુંબઇમાં વસતીના વધારા સાથે તે કુવાના પાણી બસ થઇ શકયાં નહીઃ કારણકે મુંબઇમાંની ઘણી જગાએ નીચે પથરો છે તેથી જમીનમાંથી પાણીની આમદાની પુરતી થતી નથી, તેથી વેઆરનું તલાવ બનાવી લોકોને ઘેરે ઘેરે પાણી પોહોંચાડવાની ગોઠવણ થઇ. એથી આયતું પાણી વગર મેહેનતે લોકોને મલવા લાગ્યું તેથી લોકોના ઘરમાના કુવાઓ બંધ પડયા. જેમ કોઇબી ઘર વપડાસ વગર બંધ પડે તો સાફસુફ કરવા વગર તેની અંદર નજીસાત રેહેવાથી નુકશાન થાય છે, તેમજ કુવાઓને સાફસુફ નહી રાખે તો તેમાંનું પાણી ખરાબ થાય છે. જેને તેની ગરજ હોય તેને તે સાફ કરવુંજ જોઇએ. પણ તેમ નહી કરતાં પારસીઓ જે કુવાના પાણીને તલાવના પાણીથી વધારે પવીતર સમજીને ધર્મ કીરીઆઓમાં તેમજ બંદગી વખતે પાદેઆબ કુસતી કરવા વાપડે છે, તે આપણા સુધરી ગયલાંઓને પસંદ પડયું નહીઃ કારણ કે કુવાઓ બંધ પડયાથી તેમાંનું પાણી બીગડે છે એવું જણાયાથી તેઓ પારસીઓ ઉપર ધુમ ઉતરી પડી. કુવાના પાણી વાપડનારાંઓની તહરેવાર ઠઠા કરવા પડયાં. એ તેઓની મતલબ ધ્યાનમાં રાખી તેને ટેકો આપવા સારૂ એ૰ શેરીઆરજીએ પોતાની એવી ફીલસુફી જણાવી કે પારસીઓ ગમે તેવાં બીગડેલાં કુવાનાં પાણીને પવીતર સમજે છે અને તેને ધર્મ કીરીઆઓ વીગેરેમાં વાપડે છે એ ઉલટું ગુનાહ ભરેલું છે, અને વીહારનું પાણી વધારે પવીતર છતાં વાપડતાં નથી ને ખોટી રીતે તેમાં ધર્મની છીત સમજે છે. એ૰ શેરીઆરજી જો એક ધર્મગુરૂ તરીકે કહેવા માગતે તો તેઓ એમ સમજાવતે નહી, પણ એવું કહેતે કે આપણા ધર્મનું ફરમાન પવીતર પાણી વાપડવાનું છેઃ એ પવીતર પાણી તલાવ કરતા કુવાઓનું વાપડવાનું આપણને ફરમાન છેઃ હાલમાં આપણા લોકોને આયતું પાણી મલેછે તેથી બેદરકાર થઇને ધર્મ કીરીઆ વીગેરેમાં કુવાઓનું પાણી વાપડે છે, પણ તે કુવાઓ ગલાવતાં અથવા સાફ રાખતાં નથી, એ ગુનાહ ભરેલું છે;—તો તે ધર્મ અને ધર્મગુરૂઓને તેમજ પારસીઓને છાજતું કહેવાતે. કારણ કે વીહારના તલાવનું પાણી તે કાંઇ કુવા કરતા સાફ કે પવિત્ર હોતું નથી; તે પાણીમાંબી ઘણી વખતે બીગાડ થાય છે, એવી ફરીઆદ જાહેર અને જાણીતી છે. અને પારસીઓ જાણે જંગલીઓ હોય તેમ તેઓ ગંધાતું પાણી વાપડે છે એવો દોષ તેઓ ઉપર મુકવામાં આવયો છે, તેમ થતે નહી. જો આ૰ શેરીઆરજીના ફતવા પ્રમાણે વીહારના તલાવનું પાણીબી ધર્મ કીરીઆઓમાં વાપડવાની કશી હરકત નહી જણાય તો, દરએક અગીઆરીઓમાં ધર્મ કીરીઆ સારૂ તેમજ તે કીરીઆ સમાપ્ત કરી કુવાઓમાં ચોકસ પાણી નામેછે તે નામવા વીહારના તલાવનું પાણી ભરી મુકવા સારૂ ટાંકીઓ બાંધવી પડે.

# જરથોશતી કીરીયા અને "દુરવંદો."

પારસીઓ પોતાના ધરમાં કાંઇ ધર્મ કીરીઆ સારૂ માલ ઉપર કંઇ કરેછે તે વખતે કોઇ જુદદીનનાંઓને તે માળ ઉપર જવાને અટકાવે છે, તે એવાંજ એકીનથી કે માળ ઉપર જુદદીનનાંઓ ચઢવાથી માળના પેઢીઆં, દાદર વીગેરે લાંકડાંનું હોવાથી તે લાકડાંને જુદદીનનાંઓ અડકે તો• પારસીઓના એતેકાદ પ્રમાણે પોતાની ધર્મકીરીઆ વખતે પવીતરાઇ સચવાય નહી. એવું પારસીઓ માંનેછે. આકરષણ શકતી અને મેગને-ટીઝમની વીદયા જો આપણા સુધારાવાલાં જાણતાં હતે તો એવા એવા ટોલા મારતે નહીં. એ રીત પારસીઓએ• પોતાના ધરમી એતેકાદ પ્રમાણે એક બીજાંમાં સમજીને એક બીજાંને મદદ કરતાં હતાં; પણ હવે પારસીઓ "સુધરી" ગયાઃ 'તેથી ધર્મને લગતા એ-તેકાદને તેઓ વેહેમ• સમજવા લાગ્યાં. આવા સુધરી ગયલાંઓ સાથે કોઇ ધરમી એતે-કાદવાલા પારસી જયાં એકજ ધરમાં સાથે રહેતા હોય ત્યાં પંચાતી થવા લાગી. તેથી આપણા સુધરી ગયલાંઓના હાથમાં કલમ તો છેજ એટલે પછી તેનો ઉપયોગ કરીને આવો એતેકાદ ધરાવનારાં બઇરાંઓને "કોલાઇ કુઇ," "મકાઇ દોસાં," એવાં કલપીત નામો આપી તેઓની તહરેવાર મશકેરી કરવા લાગ્યાં. સબબ યુરોપીયનો એવો કોઇ ભેદ સમજતાં નથી, તેથી પારસીઓએબી તેમ કરવું જોઇએ; ત્યારેજ સુધરી ગયલાં કહેવાય; પછી ધર્મનું કે ધરમીપણાના એતેકાંદનું ગમે તે થાય. ગોયા એ બાબદો ધ્યાનમાં લેઇ તેને ટેકો આપવા આ૦ શેરીઆરજીએ જુદદીન કોણને કહેવો અને દુરવંદ કોણને કહેવો એ વીશે લંબાણ ફીલસુફીથી જણાવી એવું ઠેડવ્યું છે કે એતો આગલા ઇરાની આપણા વડવાઓ સાથે જુદા ધર્મવાલાઓને તકરાર થતી હતી તેથી, તેમજ આવા જુદદીનો આપણા લોકોને ઇજા કરતા હતા તેથી, તેવાઓને ધર્મ કીરીઆઓથી દુર રાખ-વાની મતલબ રાખેલી છેઃ આજે તેવું કાંઇ છે નહી, બધાઓ હલીમલી ચાલે છે તેથી હવે એ છીટ રાખવી નહી જોઇએ. આવો વીચાર આપવા પછી વલી તેઓ પોતાનું બોલવું કેમ ફેરવે છે તે જુઓ. આપણી અગીઆરીઓમાં ધર્મ કીરીઆઓ થાય છે, તેમજ કોઇબી જગામાં જશન, ઉઠેઆનાં વગેરે ધર્મ કીરીઆ થાય છે, તેવી જગામાંબી પરજ્ઞાતવાલાઓ આપણા ભેગા આવી બેશે, તો તેનું કેમ કરવું, તેમજ હવે પારસીઓ શુધરીને મોટા "શાહેબો" બની ગયા ને જશે તેથી પારસી ગુજરેલાંઓને ઉચકવા સારૂ ગમે તે લોકોની પાસે તે ઉચકાવવામાં હરકત લેવાશે કે કેમ? હવે પારસી બબરચીઓ મલવાનાં નથી, તેથી ધંમબાર વીગેરેની નીઆતોમાં ખાંનુ પકાવવાનુ જુદદીનોને શોંપવામાં આવશે કે કેમ, એ વીશે આ૦ શેરીઆરજીએ નહી હામાં કે નહી નામાં એવું મોગમમાંજ જણાવ્યું છે કે, આવી જગે આવવાથી કોઇ તેને અટકાવે તો તે વાત જુદી છે, પણ સાધારણ બાબદોમાં તેમ નહી થવું જોઇએ. જયાં અટકાવાની મનાઇ નહી ત્યાં બારીક અને સાધારણ એકસરખુંજ હોવું જોઇએ, કેમકે એક જુદા એતેકાદનો અને ધર્મનો ગમે તેવોબી હોયછે તેને હીંદુ કે મુસલમાન પોતાની ધર્મ કીરીઆ વખતે શામેલ કરતો નથી, તેને દુર રાખેછે, તેમજ જરથોસ્તીઓ પણ કરતા આવ્યાછે. પણ "એ બાબદો ગાથામાં નથી, પાછલા અવસતાઓમાં છે, તેથી તે ધર્મનું ફરમાન નહી પણ આપણા વડવાઓની રસમછે," એવું દેખડાવી આપણી મરજી મુજબ આપણેબી કરી શકીએ અને કરવું જોઇએ એટલે એ બાબદનું સેવટ આવી જાય. ફલાણા દસતુરનું આ મત છે અને ફલાણાનું આ છે, એમ કહેવાની તરાદી લેવાની કશી જરૂર હતી નહી અને છે નહી. હીંદુ લોકોમાં કહેવત છે કે "માનેતો દેવ, નહીતો પથરતો છેજ," તેમ ધર્મ અને ધરમી એતેકાદ સઉ સઉનાં એકીન સાથે તાલુકો રાખેછે. એકીન નહી

હોય તો ધર્મને માનવાનું અને ધર્મ જેવું કશું છેજ નહી. આ૦ શેરીઆરજીને સુધારાવાલાઓ ફીલસુફ સમજતાં હોયતો ભલે, પણ સરવે કોઈ ફીલસુફો હોતા નથી. આજની વીદયાના ચઢતા વખતમાંબી બી. એ., અને એમ. એ.ની પદવી મેલવ્યા છતાં ધરમીપણું કે ધર્મની કેલવણી જેવું તેઓ કશુ જાણતા નથી. એ વીશે કશો સંદેહ હવે રહયો નથી. નામદાર સરકાર બી એ બીના કબુલ કરેછે કે, દેશીઓ પોતાની રીત ભાતઅને ધર્મનો એતેકાદ છોડતાં જાયછે; તેથી અંતે ઘણી ખરાબી નીપજવા લાગીછે. એક હીંદુ ગરીબ મજુર જે દરરોજ કાંઈ મજુરી મેહેનત કરે તોજ તેને તે દહાડાનું કાંઈ ખાવાનું મલે, તેવાઓ પોતાના ધરમી એતેકાદ પ્રમાણે પોતાની રોટલી કે ખાણું કોઈ પારકા ધર્મનો (પછે તે ગમે તેવો ભલોબી હોય) તે અડકે છે તો તે ખાણુ તે રદ કરેછે; જો કે તેથી તેને ભુખ્યુંબી રહેવુ પડેછે, તોપણ સંતોશથી તે ખમેછે. એ શુ બતલાવેછે ? કાંઈજ નહી પણ પોતાનો ધરમી એતેકાદ તે સાચવી રખેછે. આવા ગરીબો જેઓ સંતોશથી જીવેછે તે ધર્મ અને ધરમી એતેકાદને લીધે હોયછે. જો ધર્મને આપણી મરજી પ્રમાણે ફેરવીએ તો ધર્મ છેજ નહી. જુદા જુદા ધરમો હતે નહી તો જુદી જુદી કોમો બનતે નહી. જેમ એક મી૦ થોમસ પેન નામના યુરોપીઅને ખ્રીસ્તી ધર્મ વીરૂધ પોતાના લંખાણ વીચારે જણાવતાં એવુંબી જણાવ્યું હતું કે, પેગમ્બરે જે વખતમાં પોતાનો ધર્મ સમજાવ્યો તે તે વખતનાં લોકોએ માન્યો અને તે પ્રમાણે ચાહ્યા તેની સાથે આપણને શું લાગે વલગેછે કે આપણે તેજ પ્રમાણે ચાલીએ અને ચાલવું જોઈએ ? આવો વીચાર હવે પછે આપણા સુધરી ગયલાંઓબી આપે તેમાં નવાઇ શું ? કેમકે તેઓને ધર્મની જરૂર નથી, અને જો ધર્મ તરીકે કાંઈ માનવું તો તે એવું જોઈએ કે રબરની માફક ગમે ત્યારે વધઘટ થઈ શકે.

## જરથોસ્તી ધર્મ-નીતી.

આપણી રાહનુમાઈ કરનારા પારસીઓએ પોતાની મતલબ બર આવે તેવી રીતે ધર્મ બોધ તરીકે સ્કુલોમાં શીખતાં છોકરાંઓને કેલવણી આપવા સારૂં આ૦ શેરીઆરજીની પાસે ચોપડીઓ તઈઆર કરાવીછે, એ ચોપડીઓ બારીકીથી જેઓ તપાસશે તેઓને જણાશેકે તેમાં છુટા છવાયા નીતીના બોલો શીવાય પોતાના મતને લગતું ખાલી પીજન દાખલ કીધુંછે. રબેને કાંઈ ફારીઆઓની મતલબ અથવા કોઈ ફરેસતાઓનાં તથા રવાંનોનાં નામની કાંઈ બીના આવે તે વીશે ઘણી સાવચેતી વાપડીછે. તે છતાં આવા ધર્મ બોધો અને બીજી સમજાવતોના લખાણોમાં મોટો ભાગ પાછલાં લખાણોમાંથી દાખલ કરવામાં આવેછે. એટલુજ નહી પણ છેક પાછલા જમાનાના બરીસટી મતો સુધાં ઘુસી ગયાંછે અને તે છતાં તેને જરથોસ્તી ધર્મ નીતીનું નામ આપવામાં આવ્યું છે. આવી રીતનો ખ્રીસ્તી-ઇરાની ધર્મ બોધ આપણી પંચાયત હસતકની નીશાલોમાં મુદલ દાખલ નહી કરતાં પંચાયતના શાહેબોએ દુરઅંદેશી વાપડીને પોતાની સ્કુલોમાં પોતાના શીક્ષા ગુરૂઓ પાસે જુદા ધર્મ બોધો બનાવી દાખલ કીધાછે. એજ દાખલો આપણી રાહનુમાઈ કરનારાંઓ અને તેઓનાં ધર્મગુરૂઓ સાથે આ૦ શેરીઆરજીની સમજાવત ઉપર તેઓનો વીસવાસ નથી તે ખુલ્લું બતલાવેછે. આપણી પંચાત હસતકથી મરહુમ દાકતર ફરામજી મનચેરજી દસતુર જામાસ્પઆસાજીનાંએ બનાવેલા ધર્મ બોધનાં બેજ અંકો બહાર પડેઆ પછી, એ મરહુમ કાબેલ દસતુરનાં કવખતનાં મરણને લીધે, બીજા અંકો નીકલતા બંધ પડયાછે; તોપણ એ બેજ અંકોની સાથે આપણી રાહનુમાઈ કરનારા અને તેઓના એક ધર્મગુરૂ આ૦ શેરીઆરજીએ બનાવેલા ધર્મ બોધની સરખાંમણી કોઈબી અપક્ષપાતપણાથી કરશે તો તેને ખુલ્લી રીતે જણાશેકે જરથોસ્તી મુલ કાનુન પ્રમાણે સમજ વધારે શામાં છે, અને વખત પ્રમાણે વરતનારી સમજાવત શામાં છે.

# પાદીઆબ-કુસ્તી.

પારસીઓ જે દર ગેહમાં તેમજ ખુદરતી હાજતે ગયા પછી અને જમતી તથાં બંદગી કરવાની આગમજ પાદીઆબ કુસ્તી કરેછે; એ રીતે યુરોપીઅનો કરતાં નથી. ઘડી ઘડી કુસતી છોડવી અને પાછી બાંધવી એ ખાલી વેહેમ છે, એવી ફરીઆદ આપણા સુધરી ગયલાંઓએ કરી ને જેઓ એમ કરે તેમની ખુબ મંજાક કીધી હતી. એ બીના આ૦ શેરીઆરજીએ જાણે ધ્યાનમાં રાખી જયાંબી પાદીઆબ કુસતીની મતલબ સમજાવી છે ત્યાં ફકત "પાદીઆબ" એટલોજ બોલ વાપડયો છે, કુસતી કરવી એ બોલ છોડી દીધોછે. પાદીઆબ કુસતી એવું હમેશે પાસીઓ બોલેછે, અને પાદીઆબ સાથે કુસતી કરેછે તોજ તેઓ ધારેલી મતલબ સાચવે છે, એવું સમજે છે.

હાલમાં સુધરેલી બંદગીને નામે જે ફારસ ભજી બનાવવામાં આવેછે તે ફારસમાં પાદીઆ-બ-કુસતી કરવાની દરકાર કરવામાં આવતી નથી. જરથોસ્તી છોકરીઓની નીશાલ મંડલીની સ્કુલોમાં તેનાં કારોબારીઓ પોતે વડાઈ લેઇ એવું સમજાવેછે કે, મજકુર સ્કુલોમાં કેલવણી લેતી છોકરીઓ પાસે દરરોજ "નામ સેતાયશને"ની દોઆની બંદગી કરાવવામાં આવે છે. જો કે દેખઇતી રીતે એ બાબદ સુધારા ભરેલી કેટલાંકોને જણારો, પણ એથી બીગાડો શું થાયછે તે તેઓનાં ધ્યાનમાં હશે નહી. પારસીઓ હમેશે બંદગી કરવા આગમજ પાદીઆબ કુસતી કરે છે, પછી જંદ અવસતા ભણી તે બંદગી કરેછે, પછી છેલે દોઆ નામ શેતાયશને ભણે છે. હવે વીચારવાનું એજ છે કે આપણાં સુધરી ગયલાંઓ અવસતામાં બંદગી કર-વાની વીરૂધમાં છે, તેમજ કુસતી છોડી તે પાછી બાંધવાનીબી વીરૂધ છે, એ દેખઇતી રીત પ્રમાણે બચાંઓને પણ ગોયા એવુંજ શીખાડવામાં આવે છે કે કુસતી કરવાની કશી જરૂર નથી. તેમજ તેઓને દરરોજ જંદ અવસતા શીખવે છે, પણ તે પ્રમાણે તેઓ પાસે બંદગી કરવામાં આવતી નથી. આપણાં સુધરેલાંઓ એવું સમજતાં જણાય છે કે દોઆ નામ સેતાયશનેમાં ફકત એકજ ખોદાની બંદગી છે, પણ તેમ નથી. તેમાં ન્યાએસ, યશતો, ઇજશને તેમજ ફરેસતાઓ અને ગુજરી ગયલાંઓની તેમજ આતશ, પાણી, જમીન, ઝાડ પાન અને ગોસપંદો વીશેની બીના આવેલી છે તેનું કેમ ? તે સાથે દોઆ નામ સેતાયશને કાંઇ ગાથામાં નથી, એ તો છેક છેલ્લા વખતમાં કોઇ દસતુરે બનાવેલી છે; તેથી તેઓનાં ધોરણ પ્રમાણે તે મનમાનતી કેહેવાય નહી. કેટલાંકો બંદગી કરવા કે જમવા આગમજ કુશતી કરવાનું તો તજી બેઠાંછે, પણ ખુદરતી હાજતે ગયા પછી કે હજામત કરાવીને નાહાવું અથવા હાથ મોહોડું ધોઇ કુશતી કરવાનીબી દરકાર હવે રાખતા નથી. એવી તેઓની નજીસાતને સુધારો અને છુતાપણું સમજવામાં આવેછે.

બદનમાં સુદરો, કુસતી, અને માંથા ઉપર તોપી, પગમાં જોડા વીગેરે આખું બદન ઘંકાય એવા પોશાક પેહેડયા વગર અથવા આવા પોશાકોમાંથી એકુ પેહેડયા વગર પારસીઓ બોલે કે ચાલે તો તે ગુનાહ ભરેલું છે. સુધરી ગયલા પારસીઓ ઉગાડે માથે યુરોપીઅનની માફક કામ કરવા લાગ્યા, તેથી, તેમજ આપણી સુધરી ગએલી "કાલી મડમો" ઉગાડે માથે પોતાનાં નખરાં દેખાડવા લાગી છે, તેથી કેટલાંકોએ પોતાની નાપસંદગી બતલાવી ચરચા કીધી હતી, તેથી આપણા સુધરી ગયલાંઓએ ઉગાડે માંથે ગમે તેમ કરવાની તરફેનમાં પોતાના સરેસતા પ્રમાણે પોકારો કીધા હતા. એથી આજે જગેજગ ઉગાડે માથે ગમે તેમ પોતાના ઘરમાં તેમજ ગાડીઓ વીગેરેમાં બેઠેલાં અથવા ફરતાં પારસી-પારસણો જણાય છે, એને સુધારો અને છુતાપણું સમજવામાં આવે છે. આપણાં સુધરી ગયલાંઓની આ મતલબ ધ્યાનમાં લેઇ એ૦ શેરીઆરજીએ ઉગાડા પગ, સદરો, કુસ્તી સાથનું બદન

વગેરે બાબદ વીશે જણાવ્યું છે, પણ ઉઘાડું માથું રાખે તે વીશે કહેવા તેઓ વીસરી ગયા છે! એટલી મતલબની કાંઇ તેઓને પાછલા અવસ્તાઓમાંથી નહી પણ પતેતમાંથી મલી છે, કે જે પતેત છેક પાછલા વખતની છે. વાસતે હવે પછી કોઇ સદરા-કુસતી વગરબી ગમે તેમ ફરે તે વીશે કશી હરકત જેવું નથી, એતો પાછલા વખતની આપણા વડવાઓની સમજનું ઠેડવેલું છે અને તેઓ કરતાં તો આપણે વધારે કેલવણી પામેલાં કહેવાઇએ છીએ! થોડુંકની વાત ઉપર એક પારસીએ એવો સવાલ પુછયો હતો કે પારસીઓ જે સુતરાઉ શફેદ કપડાંનો સુદરો પેહેડે છે તેની જગ્યે ફલેનલનો પેહેડે તો ચાલે કે કેમ? એ સવાલનો જવાબ આપણાં સુધરી ગયલાંઓએ પોતેજ ધર્મના વડા ધર્મગુરૂઓ સમજી એવો આપ્યો હતો કે કોઇબી રીતે બંદન બાંકવાની મતલબ છે, પછી તે ફલેનલથી કે સુતરાઉ કપડાંથી. પણ મોટી દલગીરીની વાત તો એછે કે ખેતાબ ધરાવનાર એક "દસતુરજીએ" પણ એ મતની તરફેણમાં ટેકો આપેલો સંભલાય છે.

## અજડ-વટાલ એ સુધારો

એ રીતનો બોધ કેલવણી લેતાં છોકરાંઓને મલે છે અને તેથી તેઓ મરજી પ્રમાણે ગમે તેમ વર્તે છે. તે વીશે ફરીઆદ કરવાનું હવે કશું કારણ રહયું નથી. જો તેઓને એમ કહેવામાં આવે કે, મોહડાંમાં હાથ ઘાલીને પછી તે હાથ ધોયાવગર કશી રીતે કામે લગાડવો નહી, તો તેઓ મશકરીથી બોલે છે કે, યુરોપીઅનો તેમ કાંઇ કરતાં નથી, તેઓ કરતાંબી આપણે ચહડતાં છીએ કે? તે સાથે એવો આગલા જરાનીઓએ પોતાની સમજથી ઠેડવેલું તે ધર્મને નામે અજ્ઞાનપણાથી આપણા લોકો ચાલેલા, તેવા અજ્ઞાનો કાંઇ હુમો છીએ ? એવા વીચારથી આજે જગેજગ પારસીઓ અને સુધરી ગયલી પારસણો જાહેર રીતે મોહોડાંમાં આંગલાં ઘાલી તે હાથ ધોવાની તેમજ એક બીજાએ પીધેલું પાણીનું ગલાસ વીગરે મોહોડામાં ઘાલી થોડું થોડું તેમાંથી પીવાની કશી છીત સમજતાં નથી. એક ખાંનગી સ્કુલ જે કેલવણી આપવામાં વખણાય છે તે સ્કુલના ચહડતી ઉમરનાં છોકરાઓ પોતાના માસતરો સાથે ધારાપુરીના ગોફાઓ જોવા ગયા હતા. એ છોકરાઓએ ત્યાં જે રીતભાંતો વાપડી દેખાવ કીધો હતો, તે જોવાથી અજીય વતાડની છીત નહી રાખનારાઓબી દીલગીર થતા હતા. તેઓ ગલાસોમાં પાણી, દારૂ કે સોડા નામી થોડું થોડું તેમાંથી એક બીજા સાથે હુચીને પીતા હતા, તેમજ એક બીજા ઉપર તે ધોલતા હતા, અને મોંહોડામાં પણી વીગરે લેઇ તે એક બીજા ઉપર પચુકડી મારતા હતા, અને જમતી વખતે ચાવલ વીગરે સરવે ભેગા એક ભોંણે બેસી કરડીને કસીબી છીટ વગર અજીથીને ખાતા હતા. એવો દેખાવ તેએના "માસતરો" જોઇને હરાતા હતા ! એવુ કરવામાં તેઓ મોજ, છુટાપણું અને એક તરાહનો **સુધારો** સમજતા હતા? કોઇ એમ ધારશે કે તેઓ નાદાન બચાંઓ હશે, પણ તેઓમાંના ઘણા ખરાતો ઉમરે પોંહોચેલા "મુછાલા બચાઓ" હતા. એક મરતબે તેઓ નાહાંનો હતા! એવું કબુલ રાખીએ તો જેઓએ શુદરે કુશતી પેહરન કીધેલી તેઓના માબાપ તરફથી તેઓની સુઘડાઇની સાધારણ કેલવણી તો મલેલી હોવી જોઇએ. પણ જે શીક્ષકો તેઓની સાથે હતા તેઓ તો નાદાન નહીં હતા? પણ ખરી વાત તો એ છે કે ખુદ શીક્ષકોજ એવી ચાલને ઉતેજન આપનારા સુધારાવાલા હોય છે, તેઓ આગલ રહી એવા રકારોને ઉતેજન આપેછે. તેઓને જે "ધર્મબોધ" આપવામાં આવેછે તેને "અધર્મ બોધ" કહેવામાં કશું ખોટું નથી. બહારના લોકોનાં દેખાવથી, તેમજ પોતાના ઘરમાં તેઓના વાલીઓ જે રીતભાંતો હવે વાપડે છે તે જોવાથી, ધર્મબોધની અસર તેઓમાં કશી રહેતી નથી.

# મુકતીફોજ અને પારસીઓ.

આગલા વખતમાં ખ્રીસ્તી પાદરીઓએ પારસીઓને પોતાના ધર્મમાં વટલાવવા સારૂ જરથોસ્તી ધર્મની વીરૂધ કેટલુંક લખાણ કીધું હતું, તે વખતે પારસીઓ તરફથી જરથોસ્તી ધર્મના બચાવમાં અને ખ્રીસ્તી ધર્મની વીરૂધમાં ઘણીએક તકરારો થઇ હતી. તેમાં મોટો ટેકો યુરોપીયનોનાજ મતનો જરથોસ્તી ધર્મની મોતેબરી વીશેનો હતો, અને તેવો ટેકો દીનપરદીન વધારે ને વધારેજ મલતો જાય છે. એવું હોવાથી ખ્રીસ્તી પાદરીઓ જરથોસ્તી ધર્મ વીશે ચુનોચરા કરવાનું છોડી દેઇને એવોજ ભરૂશો રાખી બેઠા છે કે જરથોસ્તી ધર્મની વીરૂધ પારસીઓને સમજાવવાથી કાંઇ વલવાનું નથી, પણ હવે જેમ બને તેમ ઇંગ્રેજી કેલવણીનો ફેલાવો કરવો કે તેથી પારસીઓ યુરોપીઅન રીતભાતો તરફ સરવેથી પેહેલે ઢલશે, અને જેમ જેમ તેઓ યુરોપયન રીતભાતો અખત્યાર કરે તેમ તેમ તેઓની તારીફ કરવી કે હવે પારશીઓ સુધરી ગયા છે. એ પ્રમાણે કરવાથી પારસીઓ ઘણા હરખ પામીને બને તેમ પોતાના ધર્મની રીતભાતો તજતા જશે: તેથી અંતે વગર મેહેનત અને ખરચે પારસીઓ ખ્રીસ્તી ધર્મની રીતભાતો પ્રમાણે પોતાની રાજી ખુશીથીજ ચાલશે. હાલમાં મુકતીફોજને નામે કેટલાંક યુરોપીઅનો પોતાના ધર્મના વધારા સારૂ પોતા ઉપર તરેહવાર સખતીઓ ખેંચીને જે દેખાવો કરે છે તે ઉપરથી આપણાં સુધારાવાલાં પારસીઓએ ઘણું શીખવાનું છે. જ્યારે તેઓ પોતાની યુરોપીયન રીતભાતો અને પોશાકો તજી દેશી હીંદુ રીતભાતો અને પોશાકો અખતીઆર કરેછે ત્યારે પારસીઓ પોતાની રીતભાત અને પોશાક-તજી "જંગલા" તેમજ "મડમો" બને છે! મુકતીફોજવાલાં કરીસચીયનોથી પારસીઓએ થોડે ખરચે મીતાહાર ખોરાક પર અને સાદાઇથી રેહેતાં શીખવાનું છે, એટલુંજ નહી, પણ તેઓ માફક પોતાના ધર્મ ઉપર 'જાનફેશાની' કરવાને કીયા સુધારાવાલાં પારસીઓ મેદાન પડયાં છે? ઓર તેઓ એવું કરે છે કે જેથી તેમના ધરમનો પાયો લુલો થાય. તેઓ દુર અંદેશી વગર એકથી બીજે છેડે જેમ ગમે તેમ કુદકા મારે છે. અને તેમ કુદકા મારતાં હવે ગુચવાડામાં આવી પડયાં છે: તેથી તહરેવાર ફાંફાં મારીને તેમાંથી બહાર નીકલવાની તજવીજો કરે છે. પણ મગરના જડબાંમાં ફસતા શેકાર માફક તેઓ વધારે ને વધારે અંદર ફસતા જાય છે. તેઓએ "બકરીને કાઢતાં ઉંટ પેસાડયું" છે.

## લસર-પસર મત.

આટલું ખુલ્લું જાણવા જેવા છતાં આપણા સુધારકો એવું કહે છે કે હવે પારસીઓ પોતાના ધર્મની ખુબી સમજવા લાગ્યા છે અને ધરમી બની ગયાં છે; બીજી ગમથી કહે છે કે ફકટ ગાથાજ જરથોસ્તી ધર્મપુસ્તક તરીકે છે અને બીજા અવસતાં પાછલા વખતમા બનાવેલા દેશકાલ પ્રમાણેની રસમ તરીકેનાં છે; ત્રીજી તરફથી કહે છે કે, આતશ અને ફરેશતાઓ વીગેરેની સેતાયશ કરવી તે અનેક ખોદાને માનવા બરાબર છે; ચોથી તરફથી કહે છે કે, અવસ્તામાં બંદગી કરવી તે અનેક ખોદાની પરસતેસ કરવા જેવું છે; પાંચમી તરફથી વલી એવું કહેછે કે હમો કાંઇ અસતામાં બંદગી કરવા વીશે વાંધો લેતાં નથી. આવી રીતના ધર્મ

બોધો કયા શયાણા માણસને ખરા ધર્મ મારગે ચલાવી શકે અને ચલાવશે? શયાણા પારસીઓ તો રહયા, પણ કોઇ ભોટ ગામડીઆને વમલમાં ગોટાં ખવાડે તેવું છે. પારસીઓ પોતાના ધર્મનાં ફરમાવેલું છે એવું સમજીને જે જે રીતભાતોમાં શવાબ કે પાપ સમજે છે, તે તે રીતભાતોને લીધેજ પારસીઓ દરેક રીતે સ્વછપણું જાલવે છે; અને એ રીતભાતો ધર્મમાં ફરમાવેલી છે એવુંજ યુરોપીયન વગેરે વીદવાનો સમજીને જરથોસ્તી ધર્મની અને તે પ્રમાણે ચાલનારાં પારસીઓની વખાણ કરેછે; અને અચરતી બતલાવેછે કે જે નવી નવી કેટલીએક શોધો હાલમાં થાય છે તે વીશે હજારો વરસ આગમજ જરથોસ્તી ધર્મમાં તે જણાવી છે. આવી ગુણગારી બાબદોથીજ જરથોસ્ત જેવા માહાતમા પેગમ્બરની મનશકતીની તારીફ થાય છે એ તારીફનાં સબુનો આપણાં સુધારકોને મનથી ગોયા જરથોસ્તને અપમાન ભરેલા લાગે છે, તેથી તેઓ જણાવે છે કે ફકટ ગાથાજ જરથોસ્તાનાં બનાવેલા છે, બાકી બીજું લખાણ પાછલા વખતની દેશકાલ પ્રમાણેની રસમોનું છે. આવું કહેવાથી તેઓ જરથોસ્તની ખુબીને શું ઝાંખી નથી પાડતા? "લેને ગઈ પુત અને ખોઇ આઇ ખસમ", તેમ ખાલેશ ધર્મ ઉતપંન કરવા જતાં જે ભલું અને ફાયદા ભરેલું આજ સુધી ચાલતું આવેલું તે પણ હવે તેઓ ખોઇ બેશે છે!

## આતશ વિશે મત.

પારસીઓ માને છે કે જરથોસ્તની આગમજથીજ ઇરાનમાં આતશની શેતાયશ થતી હતી, અને એ રીતમાં કેટલીક કીરીઆઓનો જરથોસ્તે વધારો કીધો હતો (એ વીશે એ॰ જીવનજી જમશેદજી મોદીનો તેમજ દશતુર શાહેબો જામાસપજી તથા પેશોતનજીનાં પરશીધ કીધેલા રેશાલાઓ જુઓ; તથા આતશની ખુબી વીશે ડાકટર પેસ્તનજી નવરોજી પાવડીનું પુસ્તક, મી॰ મનસુખનો રેશાલો; મી॰ નશરવાનજી ફરામજી બીલીમોરીયાનું એ વીશેનું ઇંગ્રેજી ચોપાન્યું, ઇત્યાદી જુઓ.), અને જે જે આતશકદેહો હતાં તેમાં તે કીરીઆઓ દાખલ કીધી હતી. તેમજ પવીતર જરથોસ્તનું મરણબી એક આતશકદેહમાંજ થયું હતું. પારસીઓ આતશ પરસ્ત નથી, આતશને તેઓ એક ફાયદો આપનારી ચીજ જાણેછે. ઘણીએક જગે અવસતામાં આતશના કેબલા વીશે જણાવેલું છે, એવું ઘણાએક વીદવાનો પોતાનું મત આપી ગયા છે, એ મતો કાંઇ જેવાં તેવાંઓના નહી પણ ખુદ ખ્રીસ્તી ધર્મગુરૂઓ સુધાનાં છે. એટલું છતાં આપણા સુધારકો તે વીશે જાણે કસું જણાતાંજ નહી હોય તેમ,—અથવા તો જેઓ એ વીશે લખી ગયાં છે તેઓએ મોટી ભુલ કરીને લોકોને ભમાવ્યા હોય તેમ, તેઓ વીચાર રાખતાં જણાય છે. આવાં મત આપનારાંઓએ પારસી ધર્મ ઉપર ઉપકાર નહી પણ અપકાર કીધેલો તેઓને હવે કાં નહી લાગવો જોઇએ? પણ એથી તો ખુદ પારસી ધર્મ વિશે તેઓનું બેખબરાપણું ઉંઘાડુ પડેછે.

## માસીક—હાલતવાલી ઓરતો.

જરથોસ્તી ધર્મ પ્રમાણે એક ઓરત કુદરતી દસતાનના વખતમાં દુર એલાયદી રહે છે. એ રીત ગમે તેવી ગુણગારી છે તેની દરકાર નહી કરતાં, યુરોપીયનો તેમ કરતાં નથી, તેમજ હવે પારસી સ્ત્રીઓ ઇંગ્રેજી "ચહડતી કેલવણી" લેવા લાગી છે તેથી, એ રીત તેમને પસંદ આવે નહીં, સબબ કે દસતાનના વખતમાં એકાંત એલાયદુ રહેવું પડે તો આપણી કેલવાયલી સ્ત્રીઓને હવે પછી જે ચાકરી ધંધો કરવો છે તેમજ છુટાપણાંથી રજ મત ગમતો અને મોજમજા કરવી છે તેમાં ખલલ પડે. તેથી પ્રથમ તો આપણાં સુધરી ગયલાં પારસીઓએ મુંબઇમાં વસતા પારસીઓનાં ઘરનાં ભોંયતલીઆઓ વીશે ફરીઆદ

કીધી. પછી તેઓ સરવે રીતે એલાયદી રહે તે વીશે ધીકાર બતલાવ્યો. વલી તેઓની નજર કોઇબી પવીત્ર કીરીઆ ઉપર નહી પડે તે રીતને ધીકારી, તેઓના કોઇ અતલગના ગુજરે તેની લાસને તેઓ સેજદો ાં નહી કરે, એવી કરાર ઉઠાવી. પણ એ વીશે હવે શું ઉપાયો કરવા એ સવાલ મુશકેલ હતો. એ મુશકેલી આશાન કેમ કરવી તે વીશે એ૦ શેરીઆરજીને એજ ઉપાય સુજેલો દીસેછે કે, ફકત ગાથાજ જરથોરતના બનાવેલા છે; બાકીના સરવે અવસતા પાછલા વખતનાં દસતુર મોબેદોએ તે વખતની તેઓની સમજ, તેમજ દેશ-કાલ-સ્થીતી પ્રમાણે બનાવેલા છે. વલી તેવણે એવુંબી જણાવ્યું કે, આવી હાલતની ઓરતોએ એકાંત સુકી ખાક પર એલાયદાં રહેવું, લીલાં ઝાડો, બાલવાના લાંકડાં, વીગેરેને અડકવું નહી, કીરીઆ થતી હોય, તેમજ કીરીઆના આતશ ઉપર તેઓની નજર પડે નહી, તેમ કરવું. એવું એવું જણાવ્યા પછે તેવણ પાછા જણાવે છે કે ઇરાનમાં વંદીદાદના જમાનામાં માળ સાથના ઘર હતાં નહી તેથી ભોંયતલીયેની સુકી જમાન એવું તેમાં જણાવ્યું છે. હવે માળ ઉપર બેસવાને હરકત નથી, તેમજ લીલાં ઝાડને અડકવું નહી, કેમકે કોઇ વખતે તેના લાકડાં બાલવામાં આવે પણ બીજી રીતે કોચ, ખુરસી, તેબલ, કબતો વગેરે કોઇબી લાકડાંની વસતુને અડકવાની કાંઇ મણા જણાતી નથી; તેમજ કોઇ ગુજરેલાંની લાસને જોવા અથવા સેજદો કરવા તેમજ કોઇ પરણુતાંઓની કીરીઆ જોવાને કાંઇ મનાઇ કીધેલું જણાતું નથી વીગેરે. એવો ખુલાસો થવાથી જરથોસ્તી ધર્મ અને તે પાલનારાંઓ ગુંચવાડામાં આવી પડયાં છે.

કોઇ સુધરી ગયલાં ભાડુત માગે છે કે માલ ઉપર એલાયદું બેસવાની જગા જોઇએ; તો વલી કોઇ ઘરવાલાંઓ જણાવે છે કે ધર્મચુસ્ટ પારસીઓ માટે એલાયદું બેસવાની જગા ભોંયતલીએ સારા બંદોબસત ભરેલી છે એ એવુંજ બતાવે છે કે જાણે ધરમના કાનુનો હાડમારીમાં આવી પડયાં. પારસીઓ સુધરી ગયાં છે, છુટાપણામાં છેક આગલ વધી ગયાં છે, એવી વાખવાખી યુરોપીયનો કરે એટલે બસ છે. ધર્મ શું કરનાર છે? એ તો વેહેમી અને અજ્ઞાન લોકેને આંકુશમાં રાખવા સારૂ બધી બનાવટો છે, એવોજ વીચાર આપણા સુધરી ગયલાં પારસીઓનો છે. એ૦ શેરીઆરજીનાં જણાવવા પ્રમાણે વંદીદાદના વખતમાં ઇરાનમાં માલ સાથના ઘરો હતાં નહી, એ તેઓની ભુતકાલ તપાશનારી શકતીથી તેઓએ જોયું હશે કે? ઇરાનમાં પરસીપોલીસ જેવા મેહેલોના ખંડયેરો બાકી રહયાં છે તે ઉપરથી ઘણા એક મુસાફરો જણાવી ગયા છે કે આવા મેહેલ આજદન સુધી કોઇબી બીજી જગા ઉપર બન્યા નથી. ઇરાંનીઓએ મોટી જાહોજલાલી ભરેલી શેહેનશાતો ચલાવી તેઓ શું ઝુપડાંઓમાં રહેતાં હતાં? તેઓ ઝુપડાંઓમાંબી રેહેતાં હોય પણ સુકી ખાક ઉપર એટલે જમીન ઉપરજ રેહતા હતાં, કંઇ ઘોલીઆ બીછાંનાં જેવુંબી જાંણતાં નહી હતાં કે, અથવા વંદીદાદનાં વખતમાં તેવું કાંઇ હતું નહી કે? તેમજ એક લીલાં ઝાડને અડકવાથી તેના લાકડાં કોઇબી દહાડે બાલવામાં આવે તેથી મનાઇ કીધી હોય તો, જે લાકડાનાં કોચ, ખુરસી, તેબલ, કબત વગેરે બનાવેલું છે તે જુનું થાય અથવા ભાગી જાય ત્યારે તે બાલવામાં નહીજ આવશે તેની જામીનગીરી શું છે? કેમકે એ૦ શેરીઆરજીએ જે જણાવ્યું છે તેમાં બાલવાના લાકડાનું નામ છે, બીજા ઇમારતી કે સરસામાનનાં લાકડાનું નામ ધર્મમાં નથી. તે વખતે તેવુંબી કાંઇ હશે નહી કે કેમ, તેબી જણાવવું હતું. પણ હવે ઉપલા સામનનાં લાંકડાને તો દસતાનવાલી સ્ત્રીઓ અડકીને તે વાપડે છે તેથી તેને

ખાડો ખોદી દાટવાં કે કેમ? જો તેને બાલે તો તેને તો દસતાનવાલી ઓરત અડકેલી છે તેનું કેમ? તેમજ તેની જગા માલા ઉપર એલાયદી કરવી તો એટલી કુંશાદે જગા સેંકડે કેટલા પારસીઓ ધરાવે છે? અને બાકીનાંઓ જે જગે રાધે તેજ જગે સુએ છે તો તેઓ એલાયદી જગા કયાં કરી શકશે? શું તેઓ પોતાની પારેજ તેને એલાયદી સુવાડશે-બેશાડશે કે કેમ? જો તેમ કરે તો તેને દુર બેસવા કે એલાયદુ રહેવાની કશી મતલબ બર આવતી નથી, તેમજ તે જો બીજા લાકડાંના સામાનને અડકીને વાપડે તો તેને ધોવો જોઇએ કે તેમજ ચાલે? કેમ કે લાકડાંની કોઇબી ચીજ અપવીત્ર થાય છે તે કશી રીતે પાક થઇ શકતી નથી, એવુ વંદીદાદમાં ફરમાંન છે તેનું કેમ? દસતાનવાલી ઓરત અપવીત્ર કેહવાય કે નહી? જો તેમજ હોય તો તેને માટે લોઢાની ખોલડી શું કામ જોઇએ? ઘરમાં વપડાતા પલંગ ઉપર સુવા બેસવાને શી અડચણ છે? તેમજ તેથી ચુલા આગલ રાંધવા સીધવાનું કામ નહી થાય તો બીજું ઘરમાનું કામ કરવાની શું હરકત છે? વળી બહાર ફરવા હરવા તેમજ રમત ગમતોમાં સામેલ થઇ પોતે રમે નહી પણ તેમાં ભેલાવાની શું કામ અડચણ રાખવી જોઇએ? રમત ગમત એજ હાલનાં સુધરી ગયલાંઓનું જીવતર છે. તે વગર એક દહાડો ખાલી જાય તો પછી તે જીવતર કામનું શું? એક સ્ત્રીને ચોકસ વખતે એલાહેદી રાખવી, એજ મોટું ઘાતકીપણું અને નીરદય કામ છે એવુંબી જણાવતે તો ચાલતે. એ૦ શેરીઆરજીનાં ફતવા પ્રમાણે પવીત્ર કીરીઆ ઉપર અને કીરીઆના આતશ ઉપર તેની નજર નહી પડવી જોઇએ, પણ કોઇ ગુજરી ગયલાંને સેજદો કરવા અથવા કોઇ લગનની કીરીઆ જોવાની કાંઇ અડચણ નથી. પારસીઓ માનેછે કે પ્રથમ પાદીઆબ કુસતી કરયા પછી કોઇબી ધર્મ કીરીઆ અથવા બંદગી કરવી જોઇએ. જો પાદીઆબ કુસતી સાબેત નહી રહે તો તે કીરીઆ કે બંદગીબી સાબેત નથી એવું સમજે છે. કોઇ ગુજરી જાય છે તેને નહવાડી પવીતર કરીને તેની આગલ બંદગી અને કીરીઆ કરવામાં આવેછે અને તેને અવલમજલ પોહોચાડનારાઓ પાદીઆબ કુસતી કરેછે. તેમજ પરણતા જોડાંને પાદીઆબ કુસતી કરાવી આશીરવાદની કીરીઆ કરનારાઓ પણ તેમ કરીને કીરીઆ કરેછે. જો કોઇ પવીત્ર કીરીઆ પર દસતાનવાલીની નજર પડવી નહી જોઇએ એવું હોય, તો તે કીરીઆ કરનારે જે પાદીઆબ કુસતી કીધી હોય તે ઉપર નજર પડે તો તે પાદીઆબ કુસતી કેમ સાબેત રહે? પાદીઆબ કુસતી કરવા વગર તો કીરીઆ કે બંદગી થાયજ નહી: તેથી પાદીઆબ કુસતી કરવી તે શું કીરીઆનો પ્રથમનો ભાગ નહી કેહવાય? તેમજ એવી કીરીઆ તે પવીત્ર કીરીઆ નહી પણ અમશતી વગર પવીતરાઇની કેહવાય કે કેમ? એટલી બધી ભાંજગડ કરવા કરતાં સુધારાવાલાઓ ખુલ્લી રીતે એમજ કાંય કેહતાં નથી કે "ધર્મ એ કાંઇજ નહી? પણ વખત અને દેશકાલ સ્થીતી પ્રમાણે ચાલવા ચલાવવા સારૂ બંદોબસ્ત કીધોલો છે, તે પ્રમાણે હાલની ચઢતી વીદયાના વખતમાંબી દેશકાલ સ્થીતી પ્રમાણે સહુ સહુએ ગમે તેમ ચાલવું. ફકત સરકારી કાયેદાઓને સંભાલવા! ગુનાહ અને પાપ-સવાબ સરકારી કાયદામાં સમાયલો છે, બીજું ધર્મ જેવું અને મંડલીના કાયદા જેવું કશું નથી," એટલું કહેવાથી બધી ભાંજગડ મટશે. જોકે જે જોવાનું છે તે તો ઘણેક ઠેકાણે તેની સપાટી ઉપર ખુલ્લું દીસે છે, પણ તે પસંદ નહી આવવાથી ઉંડાણમાં શોધ કરવાની મેહેનત કરતાં જણાવે છે. સુધારાવાલાઓ જો એવી ફરીઆદ કરતે તો તે વાજબી કેહવાતે કે દસ્તાનવાલી સ્ત્રીઓને મહલાજાસર એકાંત બેસવાને સારૂ મુંબઇના પારસીઓ ઘણી

બેદરકારી રાખેછે. પોતાના ધર્મ ફરમાન પ્રમાણે ચાલવા સારૂ જેબી ઘરમાં તેઓ રહેતાં હોય અને રહે તે ઘરનું બોંયતલીઉ દસતાનવાલી સ્ત્રીઓને બેસાહેદુ અને મહક્ષાજાસર બેસવાને લાયકનું હમેશ જોઇએ, અને તેવું નહી હોય તો તે ઘરમાં રહેવું નહી જોઇએ. મુંબઇનાં પારસીઓનો એતકાદ મજબુત હોય તો પોતાની મેલે ઘરધણીઓને હુમ કરવા–કરાવવાની ફરજ પડે. તેમ કશું•કરવા વગર ધર્મને બદનામ કરીને તેને છોડી દેવો!

## નીરંગ.

આપણા સુધરી ગુયલાંઓને ધર્મની કે તેની રાહ રસમની કશી દરકાર છેજ નહી. જરથોસ્તી ધર્મ પ્રમાણે ચાલનારાંઓ દરરોજ સુતેલાં ઉઠી કુસતી કરીને નીરંગ લે છે; એ નીરંગ લેવાની આપણાં સુધરી ગયલાંઓને ઘણી સુગ લાગી, કેમ કે યુરોપીઅનો તેમ કરતાં નથી. તેથી તે લેવાનું છોડી દેઇને એવુજ કહેવા લાગ્યાં કે દરરોજ નીરંગ લેવાનું ફરમાન અવસતામાં નથી. જ્યારે અવસતામાંથી તેની કાંઇ મતલબ નીકલી, ત્યારે તે અવસતા પાછલા વખતનાં બનાવેલા ઠેરવ્યા; એટલુંજ નહી પણ કોઇબી રીતે નીરંગ વાપરવોજ નહી એવુંજ સમજાવવા લાગ્યાં. નીરંગ શા માટે લેવામાં આવે છે, તેમાં શું ખુબી સમાયલી છે, એ વીશે મરહુમ ડાકટર ખરશેદજી ફરામજી બોરીએ બનાવેલાં "તનદરોસ્તી" નામનાં પુસ્તકોમાં ઘણું સરસ બ્યાન કરયું છે. એજ બાબદને ટેકો આપી ડાકટર પેશતનજી નવરોજી પાવરી અને ડાકટર જાંગીરજી ખરશેદજીનાએ નીરંગના ગુણની હીમાયત કીધી હતી. (ગઉમુતનાં ઉપીઓગ વીશે ડાકટર ઇઉર્જન વીલીઅમ તે વીયના યુનીવરસીતીનાં ઇરાની ભાશાનાં પરોફેસરે લખેલો રેશાલો જુઓ. તેમજ સને ૧૮૯૨ના ફેબરવારીનું "ગુલ અફશાન" જુઓ, જેમાં "બેરાગ" વાલા ભાગમાં નીરંગની બાબદમાં ખુદ એરવદ શેહેરીયારજી અને મી૦ ખ૦ રૂ૦ કામાના વીચાર જણાવેલા છે.) એ ઉપરથી આપણાં સુધરી ગયલાંઓ ઘભરાતમાં પડયાં હતાં તેથી મરહુમ ડાકટર બોરીની ભુલ તેવણનાં ગુજરી જવા પછી બતાવવા નીકલ્યાં હતાં. મરહુમ બોરીએ જરથોસ્તી ફરમાનો વીશે અતીશે વખાણ કરી હતી; તો જો કે તે મરનારબી એક સુધારાવાલા ગણાતા હતા. તેઓની હઇઆતીમાંતો તેઓની કાંઇબી ભુલ દેખાડવાની આપણાં સુધરી ગયલાંઓની હીમત ચાલી નહી, પણ પાછલથી ઉપલા બંન્ને ડાકટરોએ નીરંગની બાબદ પાછી સજીવન કરવાથી તેઓ સાથે પેલા સભા જીતી આવેલા બરાહમણની માફક "તેરી હા તો મેરી ના" જેવી તકરારો કીધી હતી. હીંદુ લોકો ગઉમુતનો કેવો ઉપીઓગ કરેછે, તેમજ દેશી વઇદો કેટલાંએક દરદો ઉપર ગઉમુતનો કેવો ઉપીઓગ કરેછે—તે વાત દેશીઓમાં જાહેર છે. તેમજ યોગના અભ્યાસીઓને "મનશુધી" માટે નીરંગ પાવામાં આવેછે, એવું યોગાભ્યાસીઓ જણાવેછે.

આપણાં સુધરીને છેક આગલ વધી ગયલાંઓ જેમ બને તેમ પોતાનીજ રીતભાતો અને બોલેલા બોલો પ્રમાણે પારસીઓને ચાલવા ચલાવવાને એક પસાર કરેલા ધારા-ની માફક તેને ગણીને તે પ્રમાણે નહી ચાલનારાંઓને અનેક રીતે સતાવેછે, તેનો એક મોજુદ દાખલો એ છે કે મરહુમ નેક ખસલતના શેઠ જમશેદજી નશરવાનજી પીટીટની ઇઆદગારીમાં તેમના સખી અને પહરેજગાર પણ દુઃખી પીતાએ પારસી-ઓનાં નાવારેસ અને નાચાર છોકરાઓની પરવરસી અને કેલવણી સારૂ લાખો રૂપીઆ ખરચીને એક "ઓરફનેજ" સ્થાપી ગરીબ નાવારેસ અને નાચાર પારસીઓ ઉપર હમેશનો ઉપકાર કીધોછે. એ "ઓરફનેજ"માં રહેતા છોકરાઓએ કેમ વરતવું તે વીશેના કેટલાક કાયદાઓ બાંધ્યાછે. તે મધે પારસીઓ પોતાના ધર્મની રીતે જેમ ચાલતા આવેલા

તે પ્રમાણે ચોકસ વખતે બંદગી કરવા તેમજ સુતેલા ઉઠવા પછી નીરંગ લેવા વીગેરેના કાયદાઓ દાખલ કીધા હતા. આથી આપણા સુધરીને આગલ વધી ગયલાંઓના કેટલાકોને ધભરાટ ઉપજ્યો. તેથી તેઓએ ફરીઆદ કીધી કે કુમલી વયના બચ્ચાંઓ ઉપર આવી ફરજ નાખવી તે એક જાતનું ઘાટકીપણું કહેવાય. એક સખી ગૃહસ્થ પોતાના ટોલાનું અને ધર્મની દીતભાતનું રક્ષણ કરવા સારૂ લાખો રૂપીઆ એકલે હાથે કાઢી આપે. તે છતાં તેને સંતોશ નહી આપતાં આવા શબદો કહેવા જેવી બેઅદબી, બેહાઈ અને નાલાયકપણું બીજું કયું હોય! યુરોપીઅનો પોતાનાં તોલાના બાલકોને કોલેજોમાં કે બોરડીંગ સ્કુલોમાં અને ઓરફનેજોમાં રાખી દર વખતે પોતાના ધર્મના ફરમાન પ્રમાણે બંદગી અને બીજી પોતાની રાહ રસમો પ્રમાણે ચાલવા ચઢ લાવવાના સખત કાયદાઓ બાંધી તે અમલમાં લાવેછે, તેબી ઘાટકીપણું કેહેવાય કે? તેમજ તેઓ પોતાની કેટલીક જુની રસમોને વલગી રહી ચાલેછે તેથી તેઓ સુધરેલાં નથી કહેવાતાં કે? કદાચ તેઓ યુરોપીયન છે તેથી ગમે તેમ કરે. પણ પારસીઓએ તો આપણાં સુધરીને છેક આગલ વધી ગયલાંઓ જેમ કહે તેમ ચાલવું જોઈએ, એમ કે? એથી હવે થોડાજ દાહેકામાં પારસીઓ અને પારસી ધર્મની આખરી જલદી આવશે.

હવે આ નીરંગની બાબદનો ફડચો પોતાની તરફેણમાં લાવવા સારૂ પોતાના ધર્મ ગુરૂઓને હોકમ ફરમાવવાથી તેઓએ પોતાની સમજ પ્રમાણે તપાશ કીધી તેઓને પ્રથમતો એમ જણાયુ કે "શું આગલા કે શું હાલના પારસીઓએ મોટી ભુલ કીધી છે, તેઓ કાંઈ સમજયાજ નથી! નીરંગ બોલને તો અવસતાંમાં ગોમેજ કહયો છે તેથી નીરંગ એ બોલજ ઘણો ભુલ ભરેલોછે! નીરંગને વાસ્તે પારસીઓ ઘણી સંભાલ રાખી નીરંગ દીનની કીરીઆ કરે કરાવેછે એ વીશે અવસતામા કશુ ફરમાન છેજ નહી! નીરંગ ચોકસ પરસંગે નાહતી વખતે લગાડવાનું કાંઈક ફરમાન અવસતામાં છે, પણ તે સરવે પાછલા વખતની રસમ સમજવી, **ગાથામાં તેવું કાંઇ છેજ નહી,"** ઈત્યાદી, ઈત્યાદી.

પારસીઓ નીરંગ એવું જે કહેછે તે તેની અંદર સમાયલા, બદી, નાપાકી અને અપવીત્રાઇને તોડવાના ગુણને લીધે છે; જેમ કે ફલાણી નીરંગ ફલાણો ભણ્યો, તેથી બદી દફે થઈને મુશકેલી આશાન થઈ, વીગેરે કહેવામાં આવે છે. તે રીતે નીરંગના ગુણને લીધેજ નીરંગ એવૂં કહેવામાં આવેછે. એ૦ શેરીઆરજીના જણાવ્યા પ્રમાણે દસતાનથી અને સુવાવડથી ફારેગ થતી આપણી સુધરી ગયલી સ્ત્રીઓ નહાતી વખતે હવે નીરંગ લેતી નથી. વારૂં સુધરેલા સુવાવડખાનાંમાં તેમ કરવાની ફરજ પાડવામાં આવેછે કે? તેઓ દરએક વસતુને તેમજ બીજાં માણસોને અડકવાથી દુર રેહ છેકે?

મોબેદો અગીઆરીમાં અને બહાર જેબી કીરીઆ કરેછે તે સઘલી કીરીઆની સંપુરણ હકીકત અવસતામાં મલી આવે છે કે? સદરા કસતીની, નાવર કે મરાતબની, ગુજરેલાંઓની ઘેહ સારવાની, અગીઆરી કે દુખમાંઓને ઈજવાની અને બીજી સરવે કીરીઆઓ કયા ગાથામાં લખેલીછે તે એ૦ શેરીઆરજીએ જણાવવું જોઈએછે. જો તે કાંઈ ગાથામાં જણાવેલું નહી હોય તો પછી જરથોસ્તી ધર્મ જેવું કાંઇ છેજ નહી. જે છે તે પાછલનું બનાવટ ભરેલું હોય તો આવી કોઈ કીરીઆઓ કરવાની જરૂરજ શી રહી? પણ એ સરવેને રદ કરવાનો સેહેલો ઉપાય એજ છેકે **ગાથામાં એવું કાંઇ જણાવ્યું નથી અને ધર્મને નામે પાછલથી ધુસાડેલું છે,** એમજ **સમજાવ્યું** એટલે "મુવાં બેહેસ્તજાઓ કે દોજખ જાઓ." પેહેલવી, પાજંદ, કે ફારસીમાં બનાવેલી કોઈ કેતાબ હોય તો કહેવું કે **એવું કાંઇ અવસતામાં નથી,** અને અવસતામાં કાંઈ હોયતો કહેવું કે **એ કાંઇ ગાથામાં નથી.** ગોલ ટોપી જેમ ફેરવીને પેહેડો તેમ સરખીજ લાગેછે.

## એ૦ શેરીઆરજી અને ફરેશતાઓ.

ફરેશતા જેવી હસ્તી છેજ નહીં—એતો અસલના લોકોએ કલપીત ઉભા કીધેલા વીચાર છે—એવું મત આપ્યાને હજીતો એરવદ શેરીઆરજીને એક વરસ ગયું નહીં, તેટલાતો જમશેદી નોરોજનાં જસંન ઉપર તેઓએ "સરોશ" વીશે એક ભાશાંન આપ્યું. જોકે સરોશબી એક ફરેશતો છે તોએ પણ તેનુ નામ તેઓને ગાથામાંથી મલી આવ્યું છે. એતલે તેનુ નામ પરશીધ કરવા, તેની ખુબી જનાવવા, તેઓને વાંધા ભરેલુ લાગુ નહી-તેઓનાં જણાવવા પરમાંને એ નામમાં ખોદાતાલાની સીફતોમાંની એક સીફત છે. એ ઉપરથી સવાલ ઉતપન થાએ છે કે, બીજા બાકીના બધા ફરેસતાઓ તે કાંઈ ખોદાતાલાની સીફતોથી જુદા છે કે ? બીચારા સરોશઈજદ ભાએગશાલી કે તેઓનું નામ ગાથામાં દાખલ થવા પામ્યું. એથી બીજા બધા ફરેશતાઓ કેવાં દલગીર થતા હશે કે, અમારાંબી નામો ગાથામાં આવેઆં હતે તો કેવું શારૂં કે તેથી અમોનેબી એ૦ શેરીઆરજીથી પાછલા વખતના દસતુરોએ ઉભા કીધેલા કે કલપીત કેહેવાતે નહી.

## નીતીનો માર્ગ કોણ બતાવે?

જરથોસ્તી ધર્મની રાહનુમાઈ કરનારાં આપણાં સુધારાવાલાંઓએ કોઈબી દાહડે પારસીઓમાં વધી પડેલી કેટલીક બદીઓ અને ગુમરાહીઓ વીશે એક હરફબી બહાર પાડેલો આપણે જાણતાં નથી. જ્યારે શેઠ નશરવાનજી ફરામજી બીલીમોરીયાએ એક ચોપાન્યા મારફતે ચુનોચેરા કીધી, ત્યારે એ લોકો કેહેવા લાગ્યાં જે હજીતો અરધી ખરાબી થઈ વાસ્તે પારસીઓએ કાંઈ ધભરાવું નહીં ! તેનું કારણ એજ કે આગલ જણાવ્યું છે તેમ જેમ જેની મરજીમાં આવે તેમ છુટાપણાંથી ચાલે એજ સુધારો થયલો અને કીધેલો સમજેછે. કોઈબી ધર્મમાં તે ધર્મનો બોધ આપનારા તેના ધર્મગુરૂઓજ હોયછે. તેઓનું એજ કામ અને ધંધોછેકે પોતે ધર્મની ઠેરવેલી રીત પ્રમાણે પવીત્રાઈથી ચાલવું અને બીજાંઓને તેમ ચાલવાને બોધ આપતા રહેવું. એ રીતને ખરા સુધરેલી જાણવી જોઈએ. તેની દરકાર અને ઘટતા ઉપાયો નહી કરતાં, આપણાં સુધારાવાલાં પોતેજ ધર્મબોધ કરનારાં ધર્મગુરૂનું કામ કરવા માગેછે, કે જેઓ પહરેજગારી, પવીત્રાઈ, અને અશોઈથી ચાલવાને "વહેમ" ભરેલું સમજેછે, બંદગી કરવી ઢોંગ સમજેછે, કોઇ દાહડેબી તેઓ પવીત્ર જગામાં બંદગી કરવા આવતાં જણાતાં નથી; ધર્મની દરએક કીરીઆઓને તેઓ ધીક્કારેછે; એટલું છતાં તેઓ જરથોસ્તીઓની રાહનુમાઇ કરનારાં પોતાને કહેવાડેછે. જે પારસીંઓ ધર્મની ઠેરવેલી રીત કીરીયાઓ કરેછે અને કરાવેછે, તેમજ અવસતામાં બંદગી કરેછે, તેઓ જાણી જોઈ ધર્મથી ઉલટા ચાલનારાં છે એવું તેઓપર બોહોતાન મુકવામાં આવેછે. આબી તેઓના તર્કશાસ્ત્રનો એક નમુનો !

## પારસી "પ્રૉટેસ્ટન્ટીઝમ."

આપણાં સુધારાવાલાંઓનાં વીચાર પ્રમાણે પારસીંઓને દરએક રીતે યુરોપીયન બનાવવાં. કેટલાક યુરોપીયનોએ પોતાનો અસલી "કેથોલીક" ધર્મ તજીને સુધારેલો "પ્રોતેસટંટ" ધર્મ નવો ઉભો કીધો હતો. તેમ પારસીઓબી હવે સુધરી ગયાં, તેથી પોતાનો જુનો અને સરવે તરફથી વખાણ પામેલો ખુબીવંત અને પવીત્ર ધર્મ તજીને "ખાલેસ જરથોસ્તી ધર્મ" નામે એક નવો ધર્મ ઉતપંન કરવા નીકલ્યા. તે ધર્મ એવો "ખાલેસ"

છે કે તેમાં કોઇબી રીતની ધર્મને નામની અડચણ કે ફરજ કે કાણ રહે નહી; તે સાથે કોઇબી રીતની કીરીયાની દરકાર તેમાં રાખવી પડે નહી. એમ કર્યા શીવાય શું પારસીઓ સુખી થનાર હતા ? એમ કરવા સીવાય હલકા યુરોપીયનો પારસીઓની વખાણ કરનાર હતા કે પારસીઓ છુટાપણામાં બીજી સરવે પ્રજાથી આગલ વધેલાં છે અને એજ પારસીઓના બાબમાં ફાયદા ભરેલું છે ? કેટલાકોએ "રાહનુમાએ માજદ-અસનાન સભા" એવું જે નામ રાખયું છે તે પણ ફેરવીને હવે "નીઉ પરસો-યુરે-જીઅન સોસાયતી" એવું નામ રાખવું જોઇએ; કેમકે મજદયસન નામથીતો પારસીઓ એશીયાના રહેવાસીઓ છે એવું જણાઇ આવેછે. તેથી પારસી-યુરોપીઅન એવું કાંઇ નામ હોયતો દરૂશત લાગે ! વલી તેઓએ પોતાના ધર્મગુરૂઓને "એરવદ" એવો એ-લકાબ આપયોછે, **પણ ગાથામાં એરવદ જેવું કશું છેજ નહી, એતો પાછલા વ-ખતનું છે;** તે રાખવા કરતાં યુરોપીયનોની માફક હવે પછી "એરવદ"ને બદલે "બીશપ" અથવા "ફાધર" એવો એલકાબ રખાયતો ઠીક લાગે ! એ નવા ધર્મને અને પારસી છુટાપણાંના સુધારાને વધારે છાજતું કહેવાશે.

## "પ્રૉટેસટંટ પ્રેયર'—'ગુજરાતી બંદગી.

વલી એ સુધારો એવી રીતે કરવો કે પારસીઓ માફક દરરોજ નહી પણ યુરો-પીયનોની માફક "ગરજ પડે" ત્યારે બંદગી કરવી ! તેઓની માફક શોધક બુધી નહી વાપડવી, તેઓના જેવી બહાદુરી કે હીમ્મત નહી બતાવવી, તેઓના જેવો ઉદ-યોગ નહી કરવો, પણ "ચાલુ" ગુજરાતી ભાશામાં બંદગી કરવાને નામે મેલાવડાઓ કરવા, તેમાં યુરોપીયનોની માફકની સરવે નકલ કરવી, કે જેથી લોકના દીલ તે તરફ ખેંચાય, અને એમ ખેંચાણ થવાથી સરવે રીતની મતલબ બર આવશે !

કેટલાકોનો આ વીચાર બહાર પડવાથી પારસીઓમાં કેટલીક ચરચા ઉતપંન થઇ. કોઈ કહેવા લાગ્યું કે બંદગી અવસતા ભાશામાં જેમ છે તેમ કરવી અને તખી દરેમેહેરોમાં કુશતી પાદીઆબ કરીને કરવી. આવા વીચાર આપનારાઓ કદાચ જાણતા નહી હશે કે અવસતાની બંદગી તો સુધરેલા પારસીઓના કેહેવા પ્રમાણે પાછલા વખતની બનાવેલી છે, અને દરેમેહેરો અને આતશખાનાંમાં બંદગી કરવાથી "આતશ પરશતો" અને "એકથી વધારે ખોદાને માનનારા" કહેવાય છે! તેમજ પાદીઆબ કુસતી કરવાથી એક જાતના "વહેમ"નો વધારો થાય અને તેમ કરવું તે એક જાતની કીરીઆ કીધેલી લાગે !

## "સમજદાર" બંદગી.

આપણા "કેલવણી પામેલા" રાહનુમાવાલાઓએ "સમજીને ગુજરાતી ભાશામાં બંદગી કરવાનો" જે રકાશ કરી બતાવ્યો છે, તેમાં સામેલ થયલાં અને હવે પછે થનારાં ઓરત-મરદો વીશે લોકો એવું ધારતાં હોય કે હવે તેઓ ધરમીપણું શીખશે અથવા ધર્મ ફરમાન પ્રમાણે ચાલશે, તો તેમાં બચીત તેઓ ભુલ કરેછે. હાલનાં કેટલાંએક જુવાનીઆંઓમાં જે ઇંતરાટ, ખાલી ધીશીઆરી, બુઆએલાપણું અને રમત ગમતો તેમજ એક બીજાનું જોઇને નકલ કરવાની ઉલટ વધી પડી છે, જે એક જાતનું "ચકરમપણું" છે, તેજ તેઓનો સુધારોછે.

કોઇબી જાહેર કે ખાનગી મેલાવડાઓ કે જયાં પૈસા ખરચીને જવાનું હોય અથવા તો મુફત જવાનું હોય, ત્યાં પેહેલાં પારસી મરદ-ઓરતો જવાને ચુકશે નહી. તેઓનાં સુધારાવાલાં વજંતરોમાં કદાચ કોઇ એવું જણાવે કે યુરોપીયનો દેવલમાં બંદગી કરેછે તે ઘણું મજાનું લાગેછે, અને ત્યાં જવાથી બચીત પોતાનો વખત ફોકટમાં જશે નહી,

તો ત્યાં પણ પારસી મરદો અને ઓરતો જયા વગર રહેશે નહી અને કેટલાંક કદાચ જવા પણ હોય! કારણ એજ કે ગમે તેવી રીતે પોતાનો વખત રમત ગમતમાં કહાડવો. ધર્મના બંધારણની તેઓને કશી દરકાર નથી. તેઓ ઘણું કરીને ચાકરી કરનારા અથવા પોતાના વડીલોના આઇતા પૈસાથી વેહેવાર કરનારા હોવાથી, તેમજ તેઓની ઓરતોને ઘરમાં કશું કામ નહી હોવાથી,—કારણકે તેઓ ઇરાનીઓ અથવા મુસલમાન ભથીઆરાને ત્યાંથી મંગાવી આઇતું જમે છે—કાંઇબી બહાનું મલતાં પોતાનો વખત કાઢવા અને સુધરેલાંમાં ખપવા, તથા એક બીજાંને મલી તેઓના ચેહેરા જોવા એવી જગોએ ઉતરી પડેછે. એવીજ કે કોઇ એને મલતી બીજી જગાએ બાહાર ફકત "બાનુઓનો મલાહજો સચવાય એવી જગા છે" એમ પાટીઉં મારેલું હોય તો બસ છે!

## ખરી બંદગી.

એક બુઝોરગ, કાબેલ યુરોપીયન ઉગમણ તરફની કેટલીક ભાશા જાણતો હતો, અને જેણે મુલ્લાંફીરોજ કેતાબખાનાંની કેતાબોનું એક લીસ્ટ બનાવ્યું છે, તે ભલો યુરોપીયન ખરીસ્તી લોકોના દેવલમાં વજંતર સાથનાં ગાયનની બંદગી વીશે એવું કહેતો હતો કે "દેવલોમાં બંદગી કરવાને બહાને ઘણાકો ફકત એક બીજાંનાં મોંહ ટીકવા તેમજ ગાયન તથા વજીંતરોથી ગમત મેલવવા સારૂજ આવેછે. દેવલની બહાર ગયા પછી બંદગી કે ધરમીપણાંની અસર તેઓમાં રહેતી નથી, તેથી આવી બંદગીમાં હું સામેલ થતો નથી; પણ હું મારી ફરજ મારા ઘરમાંજ અદા કરૂંછું. ગાયન અને વાજીંતર સાથની બંદગી કરતાં એકાંતપણે સાદી બંદગી કરવાને હું વધારે પસંદ કરૂંછું." અને તેજ ખરી બંદગી છે. બંદગી કરનારનાં બહારના દેખાવ અને મોહોડેનાં બોલો કરતાં તેના અંતકરણ સામું ખોદા જુએછે. જેનું અંતકરણ પવીત્ર હોય અને જેને પોતાના ધરમના ફરમાન ઉપર વીસવાસ હોય, તેણે સમજીને બંદગી કરવી કે સમજયા વગર ફકત વીસવાસથી અને પોતાના અંતકરણની લાગણીથી કરવી, તે બધું એકજ છે. જેનો ધરમનાં ફરમાન ઉપર વીસવાસ નથી, તે બહારથી લોકોને દેખાડવા અથવા ઠગવા સારૂ "સમજાતી ભાશામાં" કે માત્ર ગમત મેલવવા તબ્લા-સારંગીના વાજીંતરો સાથે બંદગી કરે, તે ખરી બંદગી નથી. પારસી-ગુજરાતી ભાશા અસુધ છે. તેમજ એવા કયા કાબેલ અને પવીત્ર સદગુણી પારસીઓ છે કે જેઓ ખોદા સાથે માણસોની દોસતી કરાવી આપવાને લાયકના કહેવાય; અને તેનાં કેહેવા ઉપર લોકો વીશ્વાસ રાખે; તેમજ ગાયન અને કવીતાની રચણા એવી કરી જાણે કે તેમાં અપરંપાર ખુબી સમાયલી હોય? એવો એકબી ગુજરાતી કવી આજસુધી પારસીઓમાં થયો નથી અને હાલ છેબી નહી.

સહમજીને ગુજરાતી ભાશામાં બંદગી કરવાના દાખલામાં એ લોકો એવું કહેછે કે જ્યારે પાજંદ ભાશા બોલાવા લાગી ત્યારે તે વખતના ઇરાની-જરથોસતીઓ અવસતા ભાશામાં જોડેલી બંદગી નહી સમજવાથી. પાજંદ ભાશામાં બંદગી જોડીને પોતાની ચાલતી ભાશામાં બંદગી કરવા લાગ્યાં. એ વીચારો ખરા નથી. તેઓએ કાંઇ ખોરદેહ અવસતા રદ કીધી નહી હતી, પણ તેની આગલ પાછલ થોડોએક વધારો પાજંદ ભાશામાં કીધો હતો, જે હમણાબી આપણી પાસે છે, અને જેને બંદગી કરતી વખતે અવસતા ભાશાથી જુદી સમજવા સારૂ મોંહોડેથી બોલીને નહી પણ બાજમાં, એટલે મોંહોડું બીડીને, પઢીએ છીએ, અથવા અવસતાની આગલ કે પાછલ મોટેથી ભણીએ છીએ.

પાજંદ ભાશામાં જે બંદગીનો વધારો કીધેલો છે, તેમાં આપણા એંગલો-પારસીઓની માફક "ફલાણા અવસતા જરથોસ્તનાં છે અને ફલાણા પાછલા વખતનાં છે" એવું કશું

જણાવેલું નથી. તે લખનારાઓ પોતે સવતંત્ર, પવીતર, અને ખરેખરા અશો પહરેજગારેજ હતા, નહી કે હાલનાં જેવા તેઓ હતા. હાલનાં જેવી હાલતનાં તેઓ હતે તો જરથોસતી ધર્મની હસતીબી આજે રહેતે નહી.

* પાજંદ ભાશાના લખાણોમાં જેવી ખુબીઓ સમાયલી છે તેવું ખુબી ભરેલું લખાણ ગુજરાતીમાં કરે એવો પહરેજગાર હમણા કોણ છે? શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ પાજંદ ભાશા વીશે લખતાં એવું જણાવેલું છે કે એ ભાશામાં ધર્મ સબંધીજ બાબદોના લખાણો છે અને તેથી તે ધર્મને લગતી એક ભાશા તરીકેજ વપડાઇ છે અને તેનાં સરવે લખાણો જંદ હરૂફેજ લખાયલાં છે અને તે ધર્મગુરૂઓજ વાંચે છે.

જેઓને ધર્મ ઉપર એકીન નહી તેઓ કાંઇ સહમજીને બંદગી કરવાથી ધરમી બનવાનાં નથી. એ૦ શેરીઆરજીના નવા ધર્મ પરમાણે, ગાથાઓમાં જણાવેલાં ફરમાન પરમાણે રાહનુમાયવાલાઓ પોતે અને તેઓના મેલાઓ ચાલતાં જણાતાં નથી, અને કદીબી તે પરમાણે ચાલશે નહી.

## "વજંત્ર-બંદગી" અને દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાના.

દશતુર પેશોતનજી બેહેરામજી સંજાના એક દશતુર તરીકે-કેવા કેવા વીચારો આપી શકે છે એ વીશે શકે ૧૨ મે જોવાથી શમજી શકાય છે. આપણાં ધર્મ સુધારક રાહનુમાએવાલાઓ તરફથી તેઓની મતલબ પરમાણેનો નવો પંથ ઉભો કરવા સારૂ જે ધરમ બોધ અને "તબલાસારંગી" સાથની "બંદગી" સીખવવામાં આવે છે, તે મંડળીના ઇનામ આપવાનાં મેલાવડામાં ઘણું કરી દસતુર પેશોતનજી હવે ભાગ લેવા લાગા છે. એ મેલાવડામાં પીયાનો-હારમોનીયમ સાથની ગાયણ સાંભલી દસતુરજી એટલા અંજાઇ ગયા કે તેઓએ તેને ઘટતી "બંદગી" જણાવી છે. એ ઉપરથી તહરેવાર વીચારો અને સવાલો ઉભા થાય છે. હવે પારસીઓમાં એ રીતની "બંદગી" ચાલુ થવાથી, દશતુર પેશોતનજી અને તેઓને મલતા મોબેદો બી હવે એજ રીતે "બંદગી" કરશે, કરાવશે કે કેમ તેની સમજ પડતી નથી. એવી "બંદગી"માં પાદીઆબ કુશતી કરવા કરાવવાની તો જરૂર છેજ નહી. જાહેર બંદગી કરવાનાં મકાનોની પણ એ કાંમમાં જરૂર જણાતી નથી, તેથી હવે આતશબેહરાંમ વગરે મકાંનની બી કસી જરૂર નથી હેવું થડશે કે કેમ? અથવા ધીમે ધીમે આતશ કદેહ જેવાં મકાનો નીકલી જાય, અને તેની જગા નવાં પંથના નવાં દેવલોથી કદાચ પુરાય. પણ પારસીઓનો ધરમી વર્ગ જે હવે મરણ પામયો છે, તેથી નવાં દેવલ બાંધવા કોઇ નાણા કાહાડી આપનાર સખી ગ્રહસ્થ જો નહીં મલી આવેતો કોઇ તબેલા કે સુવાવડખાનાને દેવલ કાં નહીં બનાવામા આવે? પણ તેમ નહી પણ હોયતો હવે આતશબેહરામ જેવાં જાહેર એબાદતખાનામાં વજંત્રો, જે મનની હલકી વલાણોને ઉશકેરનારા અવાજો છે, તે ગોઠવાવાં જોઇએ કે નહી? જો એમજ થતું હોય તો અવસ્તાની ચોપડીઓ આતશબેરાંમમાંથી દસતુર પેશોતનજીએ હવે બને તેમ જલદીથી રદ કરી ગાયન અને ગરબાની ચોપડીઓ જોડાવી, એબાદતખાનાઓને કંચનીખાનાં બનાવવા! તે શાથે તહરેવાર વજંતરો અને તે વગાડી જાણે એવા ગવઇઆઓ આતશબેરાંમમાં તઇઆર રાખવા જોઇએ. એ શક ભરેલી બાબદોનો ખોલાસો એક દસતુર તરીકે દશતુર પેશોતનજી કરે તો શારૂ.

દશતુર પેશોતનજીએ શને ૧૮૮૯ ઇશવીનાં શાલમાં પાક મજદીઅશની જરથોશતી કલાંમો એ વીશે છપાવેલાં ચોપાંનીઆંમાં બંદગી તો અવશતા ભાશામાંજ કરવી રવા છે એ

ઉપર ઘણી મોતેબર દલીલો આપેલી છે* * * "આપનાં પેગંમબર શાહેબ સીવાએ બીજાઓની તરફથી. જુદા જુદા જમાનાંમાં અવશતાઓ લખાએઆ છે' એમ બોલવાનો તથા લખવાનો તરીકો જે કેતલાએક અવશતાનાં વીદીઆરથીઓએ અખતીઆર કીધો છે. તે દીનદાર જરથોશતીઓને ઘણો નાપશંદ કરવા જોગ છે" એ વીશે કેતલાએક દાખલાઓ આપી પછે જણાવે છે કે "આપણાં થોડાએક, જરથોશતી વીદીઆરથીઓ પોતાની જાતે પુરતી શોધ ખોલ કીધા વગર-હમોને ઘની દલગીરી શાથે કેહવુ પડે છે કે-ઉપર જનાવેલા જુદદીન યુરોપીઅનોનાં વીચારોની નકલ કરવા મંડી ગયા છે. અને તે હાવા દીનને હાંની પોહોચાડનારા વીચારો તેઓ જરથોશતીઓમાં આપતા જાય છે. એ વાત અજ્ઞાન જરથોશતીઓને પોતાનાં ધરમના પુશતકો વીશે શકમંદ કરનારી છે. એક દીનદાર ધરમી જરથોશતી લાગણીથી વીચાર કરવા વગર જુદદીનોનાં વીચારો એક જરથોશતીએ ઉછીકા લઇ તે પરમાંણે બીજાઓને ચલાવવાની કોશેશ કરવી એ કામ ગોઆ એક આંખ વગરનુ માનશ બીજાં આંધલાં માનશને ચલાવવાનો દાવો કરે તેવું છે."

"ઉપર જણાવેલા વીદીઆરથીઓનાં વીચારો જે હમો નીચે ટુંકમાં જનાવીએ છીએ તે ઉપરથી તેઓની ધરમી લાગણીનું તોલ શેહેલાઇથી થાઇ શકશે"—"૧—અવશતા જુદા જુદા વખતો ઉપર લખાયલા છે. ૨—ગાથા જરથોશતનાં કલાંમો છે અને બીજા અવસતા પાછલથી લખાએલા છે. ૩—કેમનાં મજદા ગાથાનાં હાઓમાંથી બોલો ચુતી કાઢીને બનાવી છે. ૪—ગાથા બંદગી કરવા જોગ છે "(ઇયાને ગાથા શીવાએ. બીજા અવસતા બંદગી કરવાને લાએકનાં નથી.)" ૫—બંદગી ચાલુ ભાશામાં કરવી જોઇએ. ૬—યશતો શીવાએ ખોરદેહ અવશતા જુદા જુદા ફકરાઓ મોટા અવસતા ઇઆને ઇજશને વંદીદાદ અને વીશપરદમાંથી લીધા છે." આપનાં એતકાદથી ઉલતા ઉપલા વીચારોનાં તેકામાં જે થોડીએક દલીલો આપણાં જરથોસતી અભેઆશીઓથી રજુ થયલી છે, તે નીચે પરમાંણે." હેવી કેતલીએક દલીલો દશતુર પેશોતનજીએ બતલાવી ને તે વીશે પાછા કેટલાએક મોતબર શવાલો કીધા છે એ પછે તેઓ જણાવે છે કે—"અશો જરથોશત જેવા પેગંમબરની તરફથી જોડાએલી આપણાં અવશતાની બંદગીઓ સાચાં અંતઃકરણ શાથે પઢવા કરતાં **ચાલુ ગુજરાતી ભાશામાં અવસતા વગરની શાધારણ શકતીનાં આદમીઓએ જોડેલી બંદગી પઢવી વધારે મીનોઇ અસરવાલી અને ફાયદેમંદ કેમ માંની શકાએ!** તમારી માથરેવાલી બંદગીઓમાં જયાં જયાં ૨—૫—૮—૧૦—૨૧-ઇતીઆદી અહુનવર તેમજ જુદી જુદી શંખયામાં બીજી માથ્રના કલાંમો આપણે પઢીએ છીએ તે અહુનવર,—અશેમ અને હેવીજ ભેદી અસરવાલી બંદગીઓને બદલે તમારી ગુજરાતીમાં જોડેલી બંદગીઓમાં કીયા ગુજરાતી ફકરાઓ ફરી ફરીથી પઢવાથી અહુનવર જેવી માહા ગુનવંતી બંદગીઓની અસર હાંશલ થઇ શકશે—" એ પછે દશતુર પેશોતનજી લખે છે કે "આપનાં જરથોશતી જંદ" અભેઆશીઓના લખાંણો વાંચતાં હમો જેવા એક અદનાં જરથોશતી મજબનાં અથોરનાંનને કોઇ કોઇ વાર નાખુશી ઉપજે છે તેનો શબબ એટલોજ છે કે તેઓની રંજ અને મેહનતમાં દીનદારીનો અંશ જેહવો જોઇએ તેહવો પેવશ થઓ નથી. વલી જુદદીનોની શકમંદી શાથે આપણાં એકાદ બે વીદયારથીઓની પોતાની દીનને લગતી શકમંદી જોડાએલી લાગે છે. પણ તેમ થવું ન જોઇએ. આપણાં વીદયારથીઓએ પોતાનાં મહજબમાં જે જે શક ઉપજાવનારા સવાલો જુદદીનોએ ઉઠાવયા હોય તે સવાલો રદ કરવા માટે ઘણી જેહમત ખેંચવી એજ જરથોસતી વીદયારથી તરીકે તેઓની ફરજ તેઓએ અદા કરવી જોઇએ."

એ પછે અવશતા આગલા કે પાછલા જુદા નથી તે વીશે કેટલીએક દલીલો આપી શેવતે દસતુર પેરોતનજી જણાવેછે તે એતલું છે કે-બંદગી જેમ આપણ હમેશ કરતા આવ્યા છીએ તેમ અવશતામાંજ બંદગી કરવી જોઇએ, ઇતીઆદી.

દશતુર પેરોતનજીનાં ઉપલા વીચારો સાથે તેઓએ આપણાં ધરમ શુધારક રાહાનુમાયવાલાઓનાં નવાં પંથને.. પાછલથી તે ટેકો આપશે છે અને આપે છે, તે ઉપર વધારે ટીકા કરવાની કશી જરૂર હવે રહી નથી.

## શું ગાથાજ પ્રમાણે ચાલવું?

એ૦ શેરીઆરજી પોતાના લખાણોમાં ગાથા સીવાય બીજા અવસતા મધેથી જગેજગ સહાદતો તાંકી બતાવે છે, અને તે વીશે એવું સહમજાવેછે કે ગાથાને અનુસરતા વીચારો હોય તેટલાજ બોલો અથવા તેમાંનો કોઇ ભાગ આપણે કબુલ રાખવો. આ તેમની ફીલસુફી ધર્મથી અજ્ઞાન લોકો સીવાય સ્યાણા લોકો કેમ કબુલ રાખશે? એ૦ શેરીઆરજીના કેહેવા પ્રમાણે પેગમ્બર જરથોસ્તે જે કહયું હોય તેજ કબુલ રાખવું, તો પછી પેગમ્બરે નહી કહેલું, એવા દાખલા આપવાની શી જરૂર? ફકત ગાથામાં જે હોય તે ઉપરથીજ પોતાનો ધર્મ સમજાવવો અથવા ઉભો કરવો જોઇએ, અને તેમ નહી કરતાં ગરજને લીધે ગાથા શીવાય બીજા અવસતાઓનેબી પાછા વલગવા જવું, એ પેલું "ઓ ભીંગા, ઓ ન ભીંગા," જેવું કામ શું નથી? તેમાં તો ફરેસતાઓનીબી આરાધણાં આવેલી છે તેનું કેમ? કે જે ફરેસતાઓની આરાધનાનો એરવદ શેરીયારજી ઇનકાર કરેછે!

ગાથાઓના લખાણો વીશે વીદવાનો એવો વીચાર આપેછે કે ગાથાઓની ભાશા ઘણી કઠણ અને બીકટ છે, તેમાં અલંકારો અને ભેદોમાં ઘણી મતલબ સમાયલી છે, તેથી તેની મતલબ કે અરથ પુરેપુરા હજુ સમજાતા નથી. એને લીધેજ કેટલાક વીદવાનોએ ગાથાઓનો તરજુમો આપવા કે સમજાવવાનું હાલ તુરત છોડી દીધું છે. એરવદ કા૦ એ૦ કાંગાએ ઇજશને અને વીસપરદનો તરજુમો કીધો છે, તેમાં ગાથાનો તરજુમો આપ્યો નથી, તેમજ બીજા યુરોપીયન જબાનસનાસીવાલાઓ પણ ગાથાનો તરજુમો કરતાં હારી ખાય છે. એજ પુરવાર કરેછે કે ગાથાઓમાં આવેલી બાબદોની મતલબો હજુ બરાબર સહમજવામાં આવતી નથી. પણ કદાચ એરવદ શેરીઆરજીને તે પુરેપુરી સમજ પડેલી હોય, કદાચ ગેબી બશારતથી પેગમ્બર જરથોસતે સમજાવી હોય,—કેમકે તે મરહુમ પછી તેના ફતવા અને ફરમાન પ્રમાણે લોકો નહી ચાલ્યાં; અવસતાને નામે ફરેસતાઓનીબી આરાધના કરવા લાગ્યાં; અને તહરેવાર રીતોની ક્રીઆઓ દાખલ કીધી, તેથી તે માહાતમાનું પવીતર રૂહ દલગીર થયું; પણ એ ભુલ સુધારવા અને "બાલેશ" વગર-ક્રીઆનો ધર્મ નવે સરથી પાછો ઉભો કરવા સારૂ આજ સુધી કોઇ પવીતર અને વગર સ્વારથી પુરૂશ તેઓએ એરવદ શેરીયારજી સીવાય બીજો કોઇ જોયો નહી હોય!—પણ રાહનુમાયવાલાંઓ "ગેબી બસારત" એટલે શું તે જો સમજાવશે તો ઉપકાર થશે.

## એક પગ દુધમાં—એક પગ દહીમાં.

જરથોસ્તી ધર્મની બાલ કરનાર મંડલી ઉભી કરનાર તેના એક મુરબી તરીકે શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજી હતા. એ મંડલીમાં સામેલ થયલા કેટલાક જુવાનીઆઓ, જેઓ પોતે નહી સમજે તેવી કેટલીક બાબદો વીશે ગમે તે વીચારો આપતા હતા, તેઓને એ શેઠ એવું સમજાવતા હતા કે હજુ આપણે બચગીમાં છીએ તેથી ધીરજ

રાખો. જે જે બાબદો આપણને સમજ પડતી નથી અથવા ઉલટી લાગે છે, તેવી બાબદોની અસલ મતલબો સાચીજ હોવી જોઇએ. પણ આપણી સમજ હજી કાચી છે તેથી તે સમજાતી નથી. જેમ જેમ આપણાં ધર્મનાં લખાણો વીશે વીદવાનોમાં દીનપર દીન કાંઇ કાંઈ નવી શોધો અને ખુલાસાઓ થતા રહેશે. તેમ તેમ આપણી સમજ વધવા સાથે આપણી ભુખ છીપાતી જશે.

શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજી જેવા માણસો પારસીઓમાં થોડા હશે. એ શેઠનાં ઉપર જણાવેલા દુરઅંદેશી અને દહાપણ ભરેલા વીચારોમાં હાલના વખતમાં એકદમ ફરક શાથી પડી ગયો છે તેની સમજ પડતી નથી. "આમાંબી હું ને પેલાંમાંબી હું" એ રીતે દરએક મંડલીમાં તેવણ સામેલ હોવાને લીધે તેમાં ઘટતીજ રીતે પોતાની હાજરી આપી શકે છે, અને જે ધંધાની જંજાલીઅત એવણને માથે છે તે સાંમું જોતાં બધી તરફ સમાધાની રાખી શકે એ બનવું અશકય છે; તેથી જે જે મંડલીઓમાં તેવણ સામેલ થાય છે તે મંડલીનો કારોબાર ચોકસ બીજાં માણસો તઇઆર કરતા હશે અને તેમાં સામેલ થઇ તેઓ જે કરે તે એ શેઠ ચલાવી લેતા હશે એમ જણાય છે.

આપણી રાહનુમાય મંડલીમાં તેઓ અને શેઠ સોરાબજી શાપુરજી બંગાલી જેવા ઠરેલ માણસો છે, તોપણ તેનો કારોબાર ઘણું કરી થોડાક જણાંઓની મરજી અને વીચાર પ્રમાણે ચાલતો જણાય છે, કે જેઓનો ધર્મની ફીલસુફીનો અભ્યાસ કે એતકાદ કેવો છે તે જાહેરમાં કંઇ જણાયલું નથી; એટલુંજ નહીં, પણ કેટલાકો તો "અંમબી નવાબ ભરૂચકે"ની માફક શુધરેલાં કેહેવાડવા સારૂ સામેલ થયલાં હોય એમ લાગે છે. પારસી સંસાર કે પારસી ધર્મનાં સંબંધમાં થોડાએક ગણતરીનાં સુધારાવાલાં કહેવાતાં પારસી જુવાનીઆંઓ આખા પારસી ટોલાને પોતાની મટકી આંગલી ઉપર જેમ ગમે તેમ નચાવી શકે એ અજબ જેવું છે.

આપણા સુધારાવાલાંઓ કાંઇબી સંસારી કે ધર્મ સંબધી બાબદોમાં યુરોપીઅનોના કહેવા પ્રમાણે ઝટ તૈયાર થાય છે; તેમાં પાછલથી કોઇ બીજો યુરોપીઅન આગલાની ભુલ બતાવે છે તો વલી તે પ્રમાણે કરવા મંડી જાય છે; પણ આવી વેળાએ તેઓ જે વીચારો બાંધી લે છે અને તે પ્રમાણે અમલ કરે છે તે પાછો ફેરવવાને તેઓને મુશકેલ થઇ પડે છે. આવી પારકી નકલ અને તે ઉપરથી બંધાતા અને ઘડી ઘડી ફેરવાતા વીચારોની કયાં હદ લાગશે તે હવે કહેવાઇ શકાતું નથી. પારસી સંસારની ખરાબી કે પારસીઓમાં ફીસીઆરી અને ચીબાવલાપણાનો વધારો થયો છે તે કેમ અટકાવવો તે વીશે રાહનુમાએ મજદઅસ્નાન મંડલીએ જાહેરમાં પોકાર ઉઠાવેલો આપણે જાણતાં નથી. પારસી રૈવાજોમાંથી જુદદીનોની માનતા કાઢી નાખવા સીવાય ધરમને લગતી બાબદો અને ક્રીઆઓ વીશે કશુ બોલવું નહી (એ વીશે એજ મંડલીએ છપાવેલાં પુશતકોનાં જુદા જુદા આંકોમાં ફાપેલો એકરાર જુઓ આ ચોપડીના પેહેલ્લા ભાગના વધારામાં.) એવો એ મંડલીનો પરથમનો હેડાવ તોડીને તેઓ હવે "જરથોસતી ખાલેસ ધરમ" ઉભો કરવા જેવું કામ લઇ બેઠા છે.

હાલમાં ખ્રીસ્તી ધરમ પાલનારા કેટલાક ધરમચુસત યુરોપીઅનોએ પોતાના ધરમનો ફેલાવો અને વધારો કરવા સારૂ પોતા ઉપર તહરેવાર સંકટો વેઠી પોતાની જીંદગીની મોજ તજીને મુકતી ફોજને નામે એક મંડલી ઉભી કીધી છે. એ મંડલી પોતાનું કામ બજાવવા સારૂ કેવા કેવા ઉપાયો કરેછે તે આપણે દરરોજ રસતે અને સેહરીએ જોઇએછે. તેઓ કાંઇ એ ધરમના ઉપાધીઆઓ નથી તે છતાં પોતાનાં ધરમની ફરજ બજાવે છે, આપણા વાંદર નકલ કરનારા સુધારાવાલાઓની કહી મંડલીઓ એ પરમાંણે પોતાનાં ધરમનાં ફેલાવા અને વધારાને માટે મેહેનત કરેછે? આપણ એમ કેહેતા નથી, કે ઇછતા પણ નથી, કે પારસીઓમાં મુકતીફોજ જેવું કાંઇ ઉતપન થાય; પણ આપણી મકસદ એજ છે કે ધર્મ ઉપર જાન ફેશાની કરવી, સાદા ખોરાક પર રેહવું, સાદાં વસ્ત્ર પર રેહેવું, સાદી સ્વચ્છ જીંદગી ગુજારવી. એવું કામ માથે ઉઠાવા પારસીઓમાં કોઇ મંડલી ઉભી થાય—તે ખરેખરો સુધારો છે.

## યુરોપીયન અભયાસીઓ.

શેઠ કામાજીના વીચાર પ્રમાણે આકુટીલ દુપેરોના વીચારોને સ્પીગલે સુધારયા અને સ્પીગલના વીચારોને હાઉગે સુધારયા. હાઉગ પછી દારમેશતેતર, હારલે અને બીજા કેટલાએક ભલા અને કાબેલોએ વગર સ્વારથે પોતાનો કીમતી વખત અવસતાના લખાણોની સમજ મેલવવામાં ગુજારયો અને ગુજારે છે. તેઓ હજુ સુધી ચોકસ મતલબો સહમજી શકયા નથી. તોપણ જેટલું તેઓએ સમજાવ્યું છે અને સમજાવે છે, તેની સાથે રાહનુમાયવાલાઓનાં "તાહેલાં ભરેલાં લંબાન લખાંણો" સરખાવતાં તે ભલા યુરોપીઅનોનો, તેઓના લખાણ વાસતે, જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે.

પરોફેસર દારમસતેતર અને બીજા ભલા યુરોપીઅનોએ કહયું છે કે તમારો ધરમ છે તે ફીલસુફી અને માનસોની જીંદગીનો ખરો ધરમ છે, તે કેટલાક ફીલસુફોની એક મંડલીથી બનેલો છે. આવા તેના મતને સમજું પારસીઓ કબુલ રાખતા નથી, તે છતાં તે ફીલસુફોની એક ધરમ ચુસત અને ધરમી માણસને કેટલી જરૂર છે તે વીશે તે મંડલી પુરતી જાણીતી હોવી જોઇએ. જરથોસ્તી ધરમની હસતીને મજબુતી આપી જગઆશકાર કીધી, અને તેની તારીફ પાછલથી જુદદીનવાલાઓએ ઘણીએક શોધી અને સંગીન વીચાર સાથે કરીને તેને હમેશગી સુધી જીવતી નીભાવવાની ઉમેદ ચાહી અને ચાહે છે, પણ આપણ સુધારાવાલા પારસીઓ તો એવી ભુલ ભરેલી રીતે ધરમમાં હાથ ઘાલે છે, કે જેથી તે ધરમમાં સાંમો ચુથારો થાય, ધરમ પાલનારાઓનાં એકીન દામાંદોલ થાય, ધરમને તેઓ મીનોઇ તરફની ગંભીર ચીજ નહી પણ દુનીઆદારીની રમત ગમતના જેવી સાધારણ ચીજ ગણવા સીખે; અને એમનુ એમજ જો ચાલેયા કરે તો ધરમ ઇમાંનની અસર થંડી પડતી જાય રફતે રફતે ધરમની પાયમાલી પણ કાં નહી થાય? અમો ઇછીએ છયે કે, ખોદા તેવો દાહડો નહી દેખાડે, પણ તે માટે આપણા શુધારક પારસીઓની હાલની દોડાદોડમાં ફેરફાર થવાની જરૂર છે,

ઘણાજ નામીચા વીદવાનોના કહેવા પરમાણે જરથોસ્તી ધરમ સરવેથી જુનો તેમજ સરવેથી ચઢતો છે. થોડુએકની વાત ઉપર એક કાબેલ ઇંગરેજે જાહેર કીધું હતું કે માણસોમાં વીદયાનો જેમ જેમ વધારો થાય છે અને થતો જશે તેમ તેમ બીજા ધરમો કરતાં જરથોસતી ધરમ તેની નજદીકમાં વધારે ને વધારેજ આવતો જાય છે અને આવશે.

એ ઉપરથી એક મીસાલ યાદ આવેછે કે એક અતી રળીઆમનો દેશ કે જેમાં સરવે રીતનાં સુખને માટે કાંઈજ મના રાખી નહી હતી, તે સાથે તેમાં પરથમ વસનારા સતાવાલાઓએ પોતા તરફથી દુરઅંદેશી વાપડીને તે ખુદરતી ખખશેસને એવી તો ખીલવી હતી કે તેમાં હવે પછે વસનારાઓને હમેશનું સુખ મલતું રહે. એ સુખ લાંબી મુદત સુધી તેઓએ ભોગવયું. પણ વખત જતાં આસપાસના દુશમનોએ તેને આલસાઈથી પડતો નાખયો, અને ઘણીક રીતે તારાજ કીધો. તેટલું છતાં તેની અસલી ખુબી ઘણું કરીને જલવાઈ રહી. પણ દુશમનોના ધસારાથી તેમાં વસનારાઓનો નાશ થયો અને જે સેજસાજ બચયા તેઓમાં એક સંપ રહયો નહી, તેથી તેના સતાવાલાઓ પોતાના ઓધાની ફરજ ભુલતા ગયા, અને તેથી પોતાની બાકી બચેલી રઈઅતને કાબુમાં રાખી શકયા નહી, તેથી તે રઈઅત જેમ ગમે તેમ છુટ વાપડીને તે સતાવાલાઓને મેહેસુલ આપવામાં અને તેઓના તાબામાં રહેવાને પોતાનીજ મરજી ઉપર આધાર રાખી બેઠી. એ રીતે કોઈનાબી કાબુ વગર તેઓ તહરેવાર રીતે પોતાનું અસલપણું ભુલતા ગયા, તોપણ એ દેશમાં કુદરતે જે અપાર ખખશેશ કીધેલી તેનો સદંતર નાશ થયો નહી. એ પડી ભાગેલા તોપણ રળીઆમણા દેશ વીશે બીજા આસપાસ વસતા લોકને જેમ જેમ ખબર પડતી ગઈ તેમ તેમ તેની ખુદરતી રચનાં જોવાને તે લોકો તે દેશની મુસાફરીએ આવવા લાગા. એ મુસાફરોને તેની ખુદરતી રચનાં કે જેથી માણુસ જાતને તેનો ઉપયોગ કરવાથી આ અને આવતી દુનયામાં જેવું સુખ મલે તેવું બીજા કોઈ દેશમાં નથી એવું જણાયાથી તેઓ તે વીશે પોતાના દેશીઓને તેની ઘટતી તારીફ કરી જાણીતા કીધા.

એ રલીઆમણો અને ખુદરતી ખખશેસથી ભરેલો દેશ તે જરથોસતી ધરમ—તેના સતાવાલા તે તેના ધરમગુરૂ—તેની રઈએત તે પારસીઓ—તેના દુશમનો તે તેનો બેદરકારીથી નાશ કરનારા—તેમાંના સેજસાજ બાકી બચેલા તે હાલની પારસી ઓલાદ—અને તેના ગાફેલ સતાવાલાઓ તે હાલના મોબેદો—તેની મુસાફરી કરનારા તે જુદા જુદા ધરમનાં ઓલમાઓ—તેના સતાવાલાઓને તાબે નહી રહેનાર અને તેઓને મેહેસુલ નહી આપતાં સઉ પોત પોતાની મરજી પરમાંણે ચાલનાર તે હાલના સુધરી ગયલા પારસીઓ, કે જેઓ ધરમ સુધારકનો વેશ ધારણ કરી તેના બાકી બચેલા ભાગનો પોતેજ નાશ કરવાની ઉલટ રાખેછે.

## બીજા જરથોસ્તીઓ અને તેઓનાં લખાંણો.

એ૦ શેરીઆરજીનાં ધર્મ ઉપર દામાદોલ કરે એવી સમજાવત કરતાં એ૦ જીવનજી મોદીની બીનસ્વારથ અને અપક્ષપાત મેહેનત અને ઉલટ ખરેખર તારીફ લાયક તેમજ એક કેલવાયલા અથોરનાંનને છાજતી છે. તેવણનાં કેટલાંક ભાશાનો અને રેસાલાઓ સાથે એ૦ શેરીઆરજીના વીચારોને સરખામણી કરતાં એવું ખુલ્લું જણાય છે કે એ૦ શેરીઆરજીના વીચારોથી ધર્મનું એકીન દામાદોલ થાય છે અને એ૦ જીવનજી મોદીના લખાંણોથી ધર્મ ઉપરનું એકીન મજબુત થાય છે. એ૦ જીવનજી મોદીએ બનાવેલા સરવે રેસાલાઓમાંથી "આતશની સેતાયશ" વાલો રેસાલો એક ધર્મના ધર્મગુરૂને તદન છાજતો છે.

એજ રીતે એક ગરીબ એક મારગી અને વગર આશરા કે વસીલાવાલો, કોઈબી સ્કુલમાં કે ખાનગી ઉસતાદ આગલ કેલવણી નહી લીધેલા એક મોબેદ એ૦ દારાબજી ખરશેદજી દોરદીએ પોતે અતી ઘણી ધીરજ અને સહમજ વાપડીને જુદાં જુદાં પુસતકો વાંચી તે મધેથી જે સારા વીચારો જણાયા તેની નોધનો સંગ્રહ કરીને "જરથોસતી ધર્મની મોતેબરી" એવાં નાંમનુ જુદદીન કાબેલ સખસોના મતનું ચોપાનયું છપાવી પર-

ગટ કીધું છે. એ ચોપાનયું કદે નાનું છે, પણ તેમાં સમાવેલાં મતો એટલાં તો કીમતી છે કે એક નાસતીક થયલો જરથોસતીજ નહી. પણ કોઈબી જુદદીનવાલોબી વાંચે તો જરથોસ્તી ધર્મ વીશે આફરીન કરયા વગર રહે નહી. એ ચોપાનીયાંનો ઓહોલો ફેલાવો આપણી સ્કુલોમાં તેમજ ઘરે ઘર પારસીઓમાં થવો જોઈએ. આ એક નાનું પણ અતી કીમતી ચોપાનયું વાંચવાથી, અને પોતાના ધર્મની ખુબી જણાવાથી, તેઓને અતીશે હરખ અને મગરૂબી ઉપજ્યા વગર રહેશે નહી. જો તેઓ એક હાથમાં એ નાનું ચોપાનયું લે અને બીજા હાથમાં આપણી રાહનુમાઈ કરનારાં અને તેઓનાં સુધારક ધર્મગુરૂ એ૦ શેરીઆરજીનાં લખાણો લઈ વાંચે તો ખચીત પેહેલાંથી તેઓ અતીશે હરખાઈ જશે, પણ તેથી ઉલટું બીજાંથી તેઓ અતીશે નાશીપાસ થઈ વમલમાં ગોતાં ખાશે.

એજ રીતનાં બીજાં ઘણાએક લખાંણો બહાર પડેલાં છે, અને પડે છે, તે મધે સરવેથી પેહેલો દરજજો મી૦ "મનસુખ"ને ઘટે છે. મી૦ "મનસુખ" આજ વરસો થયાં પારસીઓની સંસારી અને ધર્મ સંબંધી બાબદોમાં સુધારાને નામે જે ગુમરાહી દાખલ થઈ છે અને થાય છે તે વીશે દર અઠવાડયે પોતાનાં "સતીઅ મીતર" પત્રમાં લખાંણો કરયા જાય છે. એ લખાણોની પુરે પુરી કદર હાલનાં આપણાં સુધારાને નામે ખરાબી કરનારાં પારસીઓ નહી પીછાંને, અથવા પીછાનતાં હશે, તોપણ જે અવીચારી પગલાં તેઓએ ભરયાં છે અને એક બીજાનું જોઈને ભરે છે તેથી પાછું હઠવાને તેઓને મુશકેલ થઈ પડે છે. આ ખરાબીનો અંત જે વખતે આવશે,—એટલે ગમે તેથી પારસીપણું કે પારસી-જરથોસ્તી ધર્મ ખતમ થાય—તેવા ભવીશના વખતમાં જરથોસ્તી ધર્મની પડતી અને સેવટનો નાશ શાથી થયો તે કોઈ તવારીખસનાશ તપાસવા બેસશે, તેને મી૦ "મનસુખ"ની અગમચેતી ભરેલાં લખાંણો, જો તે વખત સુધી જલવાઇ રહેશે તો, ખુલ્લું દેખાડશે કે તેનો નાશ અને તે ઉપરથી પારસીઓ તરીકેની અને તેઓનાં ધર્મની આખેરી વીશેની એક તવારીખ ઉભી થશે અને તેમાં તે તવારીખસનાશો આપણા અવીચારી સુધારાવાલાઓ વીશે શું દલગીરી નહીં બતાવશે?

ધર્મ એટલે શું અને તે પાલવાની માણુસોને શી અગત છે; માણુસોએ બેહેસ્ત શાથી અને કેમ મેલવવું; એલમે એલાહી, આતમ જ્ઞાન, યોગ વીદયા અને થીઓસોફી કેમ મેલવવાં, વીગેરેના ખુલાસા તરીકે "અંતર જગત પ્રવાસ" નામની એક નાની ચોપડી મી૦ બેરામજી ડોશાભાઈ બસલા નામનાં ગ્રહસ્થે બહાર પાડી છે. આ એક નાની ચોપડીમાં તેના બનાવનારે જે પોતાની વીદયાનું જે ભંડોલ બતાવ્યું છે, તે કોઈબી રાત દહાડો વીદયા પછવાડે મેહેનત કરનારને વીચારમાં નાખે તેવું છે. એ લખનાર અપ્રસીધ અને એક મારગી છે, તેમજ આ તેની કીમતી ચોપડી એક અપ્રસીધ અને એકાંત ગામડામાં લખાઈ છે કે જે ગામનું નામ "દાહોદ ગોદરા" છે.

એવુંજ એક "જોરાસ્ત્રીયનીજમ" નામનું બીજું પુશતક મી૦ ધનજીભાઈ જમશેદજી મેઘોરાએ ઈંગ્રેજીમાં બનાવ્યું છે. એ પુશતકબી ઉપલાંનીજ માફક ખુબી ધરાવે છે, તેથી તેનો ગુજરાતી તરજુમો તેનાં ધુંધી બનાવનારાઓ કરશે તો તેથી ઘણો ફાયદો થશે.

એવાંજ એકુ બે વધુ દાખલામાં ડાકટર પેસતનજી નવરોજી પાવડીનો એક છે. વઈદાના એલમી હોવાથી તેવણને ધર્મ સંબંધી બારીક બાબદો સાથે કાંઈ લાગતું વલગતુ નથી; તોપણ એ ધુંધી ડાકટરે જરથોસ્તી ધર્મની ખુબીઓ વીશે જે જે લખાંણો કીધાં છે તેથી ધર્મ ઉપરનું એકીન ઉસતાવર થાય છે.

એવુજ લખાંણુ શેઠ મંનચેરજી હોરમજજી કામાંજીએ "ગુરીયોદય" નાંમનાં ૩ પુસ્તકોમાં કીધેલું છે.

"પારસીઓમાં સ્ત્રી કેલવણીની ખામીઓ" દેખાડનારૂં ચોપાન્યું જે એક કાબેલ અને કેલવણી પામેલા પારસી જુવાનથી લખાયલું સંભલાય છે, તેની પણ વખાણુ સાથ નોંધ લેવાને હું વાજબી વીચારૂં છું.

હાલમાં શેઠ નોશરવાંનજી ફરામજી બીલીમોરીઆએ "પારસીઓમાં નીતીનું ધોરણ" હવે નામનું ચોપાંનયું પરશીધ કીધું છે. આએ બીન ગરજુ લખનારે એથી એક ખરેખરી ખેરખાઈ પારસીઓને દેખાડી છે તે દરએક શમજુ પારસી કે પારસણે પોતાનાં અને પોતાની ઓલાદનાં ભલાંને સારૂ જરૂર વાંચવું જોઇએ છે.

ઉપર જણાવેલા કૈઈબી ગ્રંથકારના લખાણુ સાથે એ૦ શેરીઆરજીનાં ધર્મગુરૂ તરીકેના લખાણોને સરખાવતાં તે ખુલ્લી રીતે એક ધર્મગુરૂને નહી છાજતાં જણાય છે અને જણાશે. આપણા ધર્મની ખુબી સમજાવનારાં લખાણ કરનારાઓનો પારસીઓ ઉપર ખરો ઉપકાર થાય છે અને એવાઓનો જેમ વધારો થાય તેમ ફાયદો છે.

## સર જમશેદજી જીજીભાઇ મદરેસાના વીદયારથીઓ.

એક ધર્મગુરૂ અથવા ધર્મના ઉપાધીઆ તરીકે કોણને કહેવા અને તે કેવા જોઇએ, એ વીશે "અથોરનાંનો અને તેઓનો ફરજજો કેવો હોવો જોઇએ" એ નામનું ચોપાંનયું ભલામણ કરવા લાયક છે. નામદાર સર જમશેદજી જીજીભાઇની મદરેસામાં જે કેલવણી આપવામાં આવેછે તે એક ધર્મના ધર્મગુરૂ કે ઉપાધીઆ તરીકે કામ કરવાની નહી, પણ ફકત ધર્મની ભાશાના અરથ શીખવવામાં આવેછે. એક દસતુર કે મોબેદ તરીકે પોતાની ફરજ અને કામ કેમ બજા લાવવું તે વીશે તેમાં કાંઇ સમજ અથવા કેલવણી આપવામાં આવતી નથી. એક મોબેદ તરીકે ધર્મની કીરીઆ અને ભણતર કેમ કરવું, પહરેજગારી, પવીતરાઇ અને અશોઇ કેમ રાખવી, પાંચો વખતની બંદગી, બાજ ધરીને ખાણું ખાવું, તેમજ કુદરતી હાજતે જતાં બાજ ધરવી અને ખદુ સાથે લેવું, પાવ મેહેલ દરેમેહેરમાં કીરીઆ કરતી વખતે જેવી કીરીઆ કરવી તેવી ચોકસ સમજણ રાખવી, કઇ જગે કયો શબ્દ ભણાય અથવા નહી ભણાય તે ઇઆદ રાખવું, કીરીઆ કરવાનો સામણ કેમ અને શું ભણતાં ગોઠવવો અને ફેરવવો, વીગેરેની સમજ એક મોબેદ અથવા દસતુરે જાણવી એ પેહેલી તેમની ફરજ છે. તેમ કશું એ મદરેસામાં શીખવવામાં આવતું જણાતું નથીઃ જેઓ એ મદરેસામાં કેલવણી લઇ બહાર ધરમગુરૂ કે મોબેદ તરીકે કહેવડાવેછે તેઓ એક મોબેદ તરીકેની કીરીઆ કરવા કે ભણવાનું જાણતા જણાતા નથી. તેમજ એક મોબેદ તરીકેની પરેજગારી અને અશોઇથી તેઓ ચાલતા દેખાતા નથી. એ મોબેદો નાવર મરાતબ થયલા છે તેથી કાંઇ એક મોબેદ તરીકેની સમજ કે કામ કરવાનું તેઓ જાણતા નથી. તેથી આપણા મોબેદોને તેમને લાયકની કેલવણી આપી તેઓની ફરજ અને કામને લાયક કરવાની જે સુભ મતલબ હતી તે કશી રીતે પાર પડી નથી, અને, જો એજ રીતે ચાલશે તો, પાર પડનાર નથી.

મોબેદોની કેલવણી વીશેની હાલતમાં સુધારો થાય અને લાયક કેલવણી પામેલા અને સારી ચાલચલણ જાણનારાઓનેજ મોબેદ તરીકે ગણી તેઓને ઘટતું ઉતેજન મલે, તોજ એ મદરેસાની ભલી નેમ પાર પડે. તેમ કશું નહી કરતાં ફકત ધરમની ભાશાના અરથ સમજાવી "ઓવાએ જીવો અને કરમે ખાઓ" તેવી હાલતમાં તેઓને બાહાર પાડવાથી તેઓની હાલત "ધોબીનો કુતરો નહી ઘરનો કે ઘાટનો" તેવી થાય છે. મોબેદ તરીકેની સરવે કીરીઆ કરવી અને ભણતરો ભણવાં તે તો તેઓ જાણતા જણાતા નથી,

તેથી એક મોબેદ તરીકેની સઘલી ફરજ બજાવાનું કામ તેઓથી બનતું નથી. જો તેવું કામ તેઓ કરવા માગે તો શીખીને કરી શકે.

પણ તેઓના ગુજરાનનો સવાલ અહીં ઉભો થાય છે. તેઓને જે લવાજમ મલે છે તે તેઓની કેલવણી અને મેહેનત સાથ સરખાવતાં એક હુલકરી જેટલી થાય: હુલકરીને કાંઇ બાંધેલી રોજી મલતી નથી, મલે તો કરે અને નહી તો બેશી રહે, એવી દરએક મોબેદની હાલત છે. એવી હાલતને લીધે એ મદરેસામાં કે બીજી કોઇ એવીજ કેલવણી લેવાની જગામાં મોબેદોનાં છોકરાઓની નીરજીવ સંખીઆ રહેછે અને તેબી આસતે આસતે બંધ થઇ જાય છે. એ વીશેનો વીચાર જે પારસીઓ પોતાના ધર્મની કીરીયા અને આલાતો બચાવી રાખવાની ઉમેદ રાખતાં હોય તેઓને કરવાનો છે.

સર જમશેદજીની મદરેસામાં કોણ કોણ કેટલી કેટલી મુદત સુધી કેલવણી લીધી છે તે વીશે એ મદરેસાના મુતવલીઓએ એક ચોપાનીયું બહાર પાડીને જરથોસતીઓમાં પોતાની ખુશાલી જણાવી છે. એ હેવાલ ધીરેથી વાંચી તપાસતાં માલમ પડે છે કે કેટલાકો તો "હલદનાં ગાંઠીઓ મલવાથી થયલા ગાંધી" જેવા છે અને તેઓને શું શું ઉતેજન મલયું છે અને મલે છે તે તરફ જોતાં ફકત સહરાગત અને નીશફલતા દેખાય છે. એવા "કેલવાયલા" મોબેદોનું તતવ રાહનુમા મંડળી ધરાવે છે. ધરમ જેવી સરવેથી મોટી અને બારીક બાબદોને કેમ સમજવી અને સમજાવવી, ધરમ ભાશાઓમાં અલંકારો અને ભેદોમા શું શું મતલબો સમાવેલી છે, તેની તહરેવાર કીરીઆઓમાં શું શું ભેદ સમાવેલા છે, અને એ સરવેની મતલબો માણસોને આ અને આવતી દુનીઆંમાં પોતાની જીંદગી અને રવાનના તારણ સારૂ શું ખુબી ધરાવે છે, વીગેરે જાણવા સારૂ હાલની કેલવણી પામેલાંઓમાંથી કેટલા લાયક છે એજ તપાસ આજના સુધારાનુ પોકળ દેખાડી આપશે.

## મોબેદોની હાલત અને દરજ્જો.

પારસીઓનાં મોબેદોની હાલના જેવી હાલત બીજાં થોડાં વરસ ચાલુ રહેશે તો તેથી પોતાનીજ મેલે પારસી ધર્મ અને ધર્મકીરીઆનું કામ ભાંગી પડશે. કેલવણી જેવું બીલકુલ તેઓમાં હવે કશું રહયું નથી. સાધારણ અવસતા શુધ ઉચ્ચારે શીખી ચોક્સ ફરમાનની કીરીઆ કરવી, પવીતરાઇ, પહરેજગારી કે જેને અશોઇ કહેછે તે જાલવવી અને તે પરમાણે ચાલવું; ઉંચી પરકારની રીતભાત તેમજ કીરીઆ કે બંદગી કરતી વખતે ઘટતો અદબ અને ધંભીરપણું જે એક ધરમગુરૂને શોભા આપે, એ હાલમાં તેઓના મોટા ભાગમાંથી નીકલી ગયલું જણાય છે. તેઓ ઉપર કોઇબી તરાંહનો આંકુશ નથી. જેમ જેની મરજીમાં આવે છે તેમ ચાલે છે. જેઓ ભણેલા દસ્તુરો કહેવાય છે તેઓ પોતાનાં પેટનું કેમ કરવું તેનીજ ફીકરમાં વખત કાઢે છે, તેથી તેવાઓનો કશો કાબુ મોબેદો ઉપર છે નહીં, તેમજ કેટલીક રીતે વીચાર કરતાં તેઓનોબી ફકત બહારનો ભપકો દેખાય છે. તોપણ એજ રીતે બીજાં થોડાં વરસ જશે તો હાલના જેવીબી સમજનાં મોબેદ કે દસતુર મલવાના નથી. જો હાલમાં "ઓવાએ જીવે અને કરમે ખાએ" એવીજ હાલત ચાલવા દેવામાં આવશે તો તેઓ પોતાના પેટને વાસતે ગમે તેમ કરી પોતાનુ ગુજરાન શોધશે. પેલી કેહેવત પરમાણે "એલમ તો બહોત પઢેલા હું, લેકીન કયા કરનાં, પેટકે બાસતે કલાઇ બનાતા હું," તેવું હવે નહી થાય, તેટલા વાસતે સમજુ પારસીઓની હવે સરવેથી પેહેલી ફરજ અને અગત એજ છે કે જેમ મુંબઇ અને દેશાવરો ખાતે પારસી ગુજરેલાંઓને અવલમંજલ પોહોચાડવામાં કેટલુંક અંધેર અને બેદાદી ચાલતી હતી તે ટાલવાના ઉપાયો કરવાથી અને ફરજીઆત માણસો રાખવાથી સુખ થયું છે,

તેજ રીતે દસતુર કે મોબેદને તેઓના કામની સહમજ અને ફરજ બજા લાવવાને લાયકના કરવા એક દસતુર તરીકે ધર્મની ભાશા સાથે ધરમને લગતી સરવે કીરીઆઓ અને ભણ-તરથી તેને પુરતી રીતે વાકેફ કરવાની ખાસ મક્તબો ઉંઘાડવી જોઇએ. એ કામ તેઓએ પોતે પુરતી રીતે કરવું જોઇએ અને એવાજ દસતુરને મોબેદો પર સરદારી આપવી જોઇએ. મોબેદ ફક્ત સાધારણ ધરમ જ્ઞાન અને ધરમનું ભણતર શુધ ઉચ્ચારે ભણે અને કીરીઆં કરી જાણે એટલુંજ નહીં, પણ તે સાથે અશોઇ અને પહરેજગારી સાચવે તેનો પણ બંદોબસ્ત થવો જોઇએ. દુનીયા સંસાર ચલાવવા તેમજ સાધારણ ધંધા ચાકરી સારૂ હાલના વખતમાં કેલવણી આપવા અને લેવાની ફરજ જાણી તેમ કરવા કરાવવામાં આવેછે તેની લાએકાત વીશે સખત પરીક્ષાઓ લેવામાં આવેછે, એવું કાંઇબી આપણાં મોબેદો વીશેં નથી. તેમજ સ્કુલોમાં કેલવણી લેતાં બાલકોને ધરમબોલ સમજાવવામાં આવે છે, તે સવાલોના તેઓ જે જવાબો આપેછે તેવા સાધારણ સવાલો અને ધરમબોધ વીશે એક સાધારણ મોબેદને સવાલો કરશો, તો તેનો તે શું જવાબ આપશે? એજ વીચારથી પારસી સુધારાનાં આગલ વધી જવાના, અને આગલા કરતાં હાલમાં પારસીઓમાં ધરમીપણું વધી પડયું છે, એવાં પોકારોનું ખોટારૂં તુરત જણાઇ આવશે. એક સાધારણ મોબેદને એક કોરે મુકી તે મોબેદો ઉપર સરદારી ભોગવતા વડા દસતુરોનેજ કેટલીક બાબદમાં જુઓ તો તેઓ તેવા સાધારણ મોબેદ કરતાં વધારે કશું જાણતા નથી એમ માલમ પડશે. એવા દસતુરોમાંના કેટલાકોની એક મુરતી પુજાની માફક આંખ વીચીને પુજા કરવામાં આવે છે. એવી હાલત ચલાવી લેવામાં આજના પારસીઓ પોતાને સારૂ કેહેવાડતાં નથી. લાએક દસતુર કે મોબેદને ઘટતું માન આપવું એ આપણી ફરજ છે, પણ તેની લાએકાત પરમાણે તેને તેવો બનવાની ફરજ પાડવી જોઇએ. ધરમની માહીતી વગર તેઓ ધરમગુરૂ અને ઉપાધીઆપણું કરે છે. એક ધરમગુરૂ કે ઉપાધીઆને નહી છાજતી રીતે તેઓ જો તહરેવાર ધુતંમ ધાતમ અને વેહમને માંની લઇ તે પરમાણે કરે કરાવે, તો તેઓના અજ્ઞાન પણાને લીધે તેઓ "દસતુર કે મોબેદ"ના નામને લાયક નથી.

દસતુર મોબેદોના છોકરાઓ "ઇંગરેજી ચહડતી કેલવણી" લેઇ પસાર થાય છે એ વીશે આપણા સુધારાવાલાઓ ખુશીના પોકારો કરેછે; પણ "ઇંગરેજી ચહડતી કેલવણી" લઇ તેઓ ટોલાને શું ફાયદો કરે છે? તેઓ તો એવી કેલવણી મલતાંજ પોતાનાં પેટનું કરવા ચાકરી અને ગોલામગીરી કરવા ઉતરી પડે છે. એવી કેલવણી તો આજે પેટને વાસતે દલવા-છલવાવાલીઓના દીકરાઓ અને લાલીઆઓબી લે છે, પણ "ઉંચી કેલવણી" સાથે ધરમની કેલવણી એક ધરમગુરૂને છાજતી લઇ જરથોસતીઓમાં ધરમગુરૂપણું કરે તેજ ખરી કેલવણી દસતુર-મોબેદોના છોકરાઓને લાયક છે. વળી કેળવણીએ કે વગર કેલવણીએ તેઓ સફેદ પાઘડી માથાં ઉપર રાખીને કાલા ડગલા પાટલુન પેહેડે છે અને એક મોબેદ તરીકેનો સફેદ પોશાક તરક કરેછે, એ ઘણું કઢંગુ લાગેછે. મોટા પંથકીઓ કે કહેવાતા દસતુરો અને દસતુર ખાંનદાનનાં છોકરાઓ સફેદ પાગડી રાખી મોબેદીનું કામ તરક કરી જ્યાં ગમે ત્યાં ચાકરી શોધે છે. હાલમાં જેઓ મોબેદ તરીકે કહેવાય છે તેમાંથીબી સેંકડે દશ જણા બરસનુમની ચઢતી કીરીઆ કરી જાણનારા હવે મલવા કઠણ પડે છે. બાકીનાઓ ભપકા ભરેલા પોશાકનાં ખોટા દેખાવથી શોભન શાભન કે ભઇઆઓની માફક બહારની ઉપર ટપકેની કીરીઆથી અને "ધરમને નામની મજુરી કરી પેટ ભરે છે." એવા મોબેદો પોતાની ફરજ અને પોતાનાં દરજાની બીનકેલવણી અને બીનઆંકુશને લીધે એક સાધારણ મજુર કે બબરચીની રીતભાત અને સહમજ કરતાં વધારે ચઢીઆતી

રીતભાત કે સહમજ ભાગ્યેજ ધરાવે છે. તેઓ જાહેર જગાઓમાં પાંનાં ચોપતની રમતો કરે અને બીજી કઢંગી રીતનાં દેખાવોનાં અખાડાઓ ભરી બેસે છે, એ તેઓની ફરજ અને દરજાજાને બીલકુલ હીનપસ્તી ભરયું ઘણાંઓને લાગે છે.

હાલમાં દેશાવરો ખાતે પારસીઓની વસતી વધારે થતી જાય છે. તે જગાના ભલા પારસીઓ પોતાનાં ધરમની રીતની કીરીઆ કરવા કરાવવા સારૂ અગીઆરી અને દુખમાંઓ બંધાવે છે. એ ગુનગારી રીતથી બંચીત તેઓને માન ઘટે છે. એવા દેશાવરોમાં ધરમગુરૂ તરીકે કીરીઆ કરવા જનારા મોબેદોને પશંદ કરવામાં ઘણી શંભાલની જરૂર છે. તેઓ જો લેભાગુ, વગર રીતભાત અને સહમજના હશે તો ફાએદાની જગ્યાએ વધારે નુકશાન કરી શકશે. આવી આવી હાલતથીજ પોતાની મેલે જરથોસતી ધરમ કીરીઆનો નાશ થોડાજ વખતમાં થશે. પછી સુધારો કરવા નીકલશે તો ખરા "મોબેદ"ની લાએકાતની પરીક્ષા લેનારબી કોઇ મલશે નહી, અને મલશે તે અમસથા ડોલ ઘાલુજ મળશે.

હાલ કેલવણી પામેલા અથોરનાંનોને તેઓનાં ધંધાને લાયકની સહમજ અને કેલવણી નહી મલવાને લીધે, તેમજ જે લાયકને ઘટતો આસરો મલવો જોઇએ તે નહી મલવાને લીધે, તેઓ મધેનાં કેટલાકો થોડો ઘણો અભયાસ કરી પોતાનું પેટ કેમ અને કયાં ભરવું તેજ ફીકરમાં પડે છેઃ તેથી તેવાઓ ધરમગુરૂ તરીકેનું કામ છોડી દઇ કોઇ તાડી અને કોઇ દારૂ વેચવાનું અને કોઇ કાંઇ બીજી રીતે રહી પેટ ભરવાનું શોધે છે આપણી ધરમ શુધારક મંડલીઓમાં એવા અથોરનાંનો પણ શામેલ છે કે નહી તે જાણવા જોગ થઇ પડશે; કેમકે આજે એવા કેટલાએક અથોરનાંનો "અમબી નવાબ ભરૂચ કે" માં ખપવા માટે એવાં ખાંગાંઓમાં માથા મારતા ફરેછે, અને તે માટે વલી ન્યુશપેપરોમાં તેમનાં બાંકાં ફુકાય છે, અને જો કોઇ તેમની વીરૂધ બોલે તો તે માટે તેમનો એવો બચાવ થાય છે કે, "આવી કેલવણી લેઇ બહાર પડેલા અપક્ષપાત બોધ આપનારાઓને લીધે, જેઓ આગલા લોકોને ખોટું સમજાવી પઇસા કઢાવતા હતા તેઓથી તેમ હવે બનતું નહી, તેથી કેલવાયલા મોબેદો વીશે તેઓ ખોટો વશવસો લોકોમાં ફેલાવવા માગે છે." એવું એવું લખાણ કરવાથી તેઓનો બચાવ થાય છે.

## "નથુ ભગત" જેવા આપણા "કેલવાયલા" એરવદો.

ગુજરાત તરફનાં ગામડાંઓમાં વસતા દુબરા નામની જાતના ગરીબ અને જંગલી લોકોને તેઓની ગરાબાઇથી મુક્ત કરવાની ઉમેદ આપતાં તેઓમાંના એકે એવું જણાવ્યુ હતું કે હવે આપણી ગરીબાઇ તાલવા તેમજ જેઓને ઘર આપણે કામ કરીએ છીએ તેઓ હવે પછી આપણા તાબામો રહી આપણે ત્યાં કામ કરે એવું કરવાને એક "નથુ ભગત" નામનો આપણો ગુરૂ આવનાર છે. એવું સમજી તે ગરીબ દુબરાંઓને ઘણી ખુશી ઉપજી હતી. પણ જયારે નથુ ભગત આવયો ત્યારે તે ધારેલા ગુણથી ઉલટોજ જણાયો. તેણે પોતાનાજ ભલાં સારૂ લોકો ઉપર તહરેવાર કર નાખ્યા, જેબી સારૂં હોય તે નથુ ભગતનું; નથુ ભગત ગમે તેમ આડો મારગ વાપડે તે સામને કોઇથી કાંઇ બોલાય નહી. એ રીતે તેઓની સુલેહ અને સંપજમાં ઉલટો બીગાડો થઇ પડયો; તેથી કંટાલીને તેઓએ; તેને પદભરષટ કરી નાખ્યો હતો, તેમ આપણા કેલવાયલા મોબેદો વીશે પારસીઓએ ઉમેદ રાખી હતી કે હવે આપણા ધરમનો અંધારાંમાં છુપાઇ રહેલો પરકાશ પાછો નવેસરથી ખીલીને આપણા સુન મારી ગયલાં અંતઃકરણને ઝલકતું કરશે; પણ તેઓનો મોટો ભાગ તો જણાવેલા "નથુ ભગત" જેવા ગુણનો જણાયો છે. ધરમનો એતેકાદ વધારવાને બદલે જે એતેકાદ હતો તેનેબી છોડી દેવાય તેવા ઉપાયો તેઓથી લેવાતા જણાય છે. આવી અધુરી અને

બહારના દેખાવની લેભાગુ કેલવણી નહીજ હતે તો તેથી કાંઇ પારસીઓ પોતાના ધરમના એતેકાદમાં હાલની માફક બેદકાર થોડાજ થતે, બલકે નહીબી થતે.

"પંચોપાખીઆન"માં શાસ્ત્ર ભણેલા વેણુ વગર અનુભવનાં પેલા બહરાંમણોની કથા પરમાણે આપણા એરવદો જેમ મરજી પડે તેમ ધરમના અરથો કરે છે. તેમ કરી સુધારાવાલાંઓની મરજી કેમ સચવાશે તેજ વીચાર રાખવો, એવા લખાણોનાં ઘણાક દાખલા આપી શકાશે, અને અહીઆં બે ત્રણ જાહેર દાખલાઓ આપીશું તો બસ થશે. એ૦ શેહરીયારજીના એક ચેલા અથોરનાને અવસતાનું જ્ઞાન મેલવેલું હતું. અથોરનાનો કેવા જોઇએ, તેઓની ફરજ શી, તેઓનો દરજ્જો કેવો છે, એ વીશે તેવણે એક ભાશાણ કીધુ હતું. તેઓએ જણાવયું કે, જયારે સરવે કોઇને કેલવણી લેવાની ફરજ પડે છે તેવા વખતમાં આપણા અથોરનાંનો કેલવણીથી બેનસીબ રહે છે; તેમજ મોબેદો પોતાના ચંચલ છોકરાઓને સકુલમાં મુકે છે અને નબલાને મોબેદીના કામમાં નાખે છે, વીગેરે. અહીં સવાલ ઉભો થાય છે કે આ અથોરનાન પોતે તેમજ બીજા અથોરનાનો પોતાના છોકરાઓને સકુલમાં શું કામ મેલે છે? મોબેદીનુંજ કામ અને ધરમનોજ અભયાસ તેઓ પાસે કાંય કરાવતા નથી?

ઉપર જણાવેલા ગરંથકાર અથોરનાને અથોરનાનનાં બુલંદ દરજ્જા વીશે જે દાખલાઓ આપેલા છે તે મધે એક અગતનો દાખલો મુંકવાને તેવણ અચકાઇ પડેલા જણાય છે; તે એ છે કે હોરમજદ યશતમાં ખોદાતાલાનાં ઘણાએક સેફાતી નામો આવેલાં છે તેમાં "આથરવ નામ અહમી" એટલે કે આથરવ નામ મારૂં છે એવું પણ આવેલું છે. આ સમજણ તેવણને એવી પડેલી લાગે છે કે જે સરવશકતીવાન ખોદા તેને હાલનાં આપણાં અભણ અને નામનાં ધરમગુરૂઓની હાલત સાથે કેમ સરખાવી શકાય, અથવા તેઓને કદાચ એ૦ શેરીઆરજીએ શીખવયું હોય કે "યશતો" તો પાછલા વખતમાં બનાવેલી છે તેથી તેમાં જણાવેલા વીચારો ભુલ ભરેલાબી હોએ, એવું સમજીનેજ તેવોએ એવો દાખલો આપવાની હીમત કીધી નહી હોય.

તે જો એક અનુભવી અને ધરમ અને ધરમગુરૂઓની મતલબ શું, એ જો યોગ શાસ્ત્રના કાયદાથી જાણતો હતે તો, સમજતે કે એક ધરમ અને તેના ધરમગુરૂની મતલબ એજ છે કે બને તેમ માણસે નેક અને પવીતર મારગે ચાલવું અને લોકોને પવીતર મારગે ચાલવાને હમેંશે બોધ કરવો, એટલે ખોદાતાલાની મરજી તેમાં સચવાય છે. એક પોતાની ફરજ જાંણનાર પવીતર અને અશો ધરમગુરૂ ખરેખરો ખોદાનો દોસત છે— તે ખોદાઇ ખસલતે ચાલવાથી ખોદાની વધારે નજદીક છે.

એવીજ રીતનો એક બીજો દાખલો એક બીજા "કેલવાએલા" મોબેદનો જણાયલો છે. મોબેદોમાં ઇજશનેના ૧૦ મા "હા" સુધી ભણેલા લેભાગુઓને કેળવાયલા કેહવામાં આવે છે. તેવી કેલવણી લીધેલા એક એરવદને દેશાવરમાં છોકરાંઓને જંદ અવસતાની કેલવણી શીખવવા મોકલવામાં આવયા હતા. તે ગામમાં એક જરથોસતીનાં છોકરાંઓને સદરો પેહેડાવવાની અગત જણાયાથી એ ગુરૂજીને ફરમાશ કીધી. પણ જરથોસતી ધરમ અને રીત પરમાણે તે જગે નીરંગદીન તેના કાયદા પરમાણે આપવી જોઇએ તે, તે જગામાં બરસનુમવાલા મોબેદો નહી હોવાને લીધે, બને તેમ નહી હતું. તેથી પેલા જરથોસતીઓને અંદેશો લાગ્યો. એ તેઓનો શક દુર કરવા ગુરૂજીએ તેઓને સમજાવયું કે એ વીશે જરથોસતના **ગાથામાં કશું ફરમાણ નથી, એ તો પાછલા વખતની રસમ ઉભી કીધી છે.** આવા કેલવાયલા કહેવાતા ગુરૂજીએ એવું સમજાવયું, તેથી પેલા જરથોસતીઓએ પોતાના ગુરૂજીનાં કહેવા પરમાણે કામ ચલાવયું. આ જગાએ કોઇ અનુભવી અને સમજુ

જરથોશતી હતે તો તેને એટલોજ સવાલ કરતે કે, "જેમ તમો કહો છો તેમ નીરંગ વીશે ગાથામાં કાંઇ ફરમાવેલું નથી, તો સુદરે-કુશતી વીશે કયા ગાથામાં ફરમાવેલું છે, કે તે બદન ઉપર રાખવુંજ જોઇએ? તેમજ તમે જે તમારી ફરજ બજાવવા આવ્યા તે અને જંદ અવસતા ભણાવવા આવયા છો તે, કયા ગાથામાં ફરમાવેલું છે?"

કહેવત છે કે "અધુરો ઘડો છલકાય ઘણો" તેમ અધુરા અને લેભાગુઓનો ઉપદરવ વધી પડશે તો જેમ 'સ્કુલોમાં થોડું ઘણું ઇંગરેજી શીખીને પોતે પોતાને "કેલવણી પામેલાં" અને "સુધરી ગયલા" કહેવડાવવા સારૂ તહરેવાર રીતનું ચકરમપણું પારસીઓમાં વધી પડયું છે, તેમ એ આપણા ધરમસુધારક ધરમગુરૂઓ વગર અંકુશે અને વગર અનુભવે ઓરનું દોર કરતા ફરે છે, ને તે વધુ કરશે. "પુરા અનુભવી અને સમજુ ભલા, અથવા બીલકુલ અનસમજુ ભલા, પણ 'અધુરા અને લેભાગુ સમજુનું દોલ ઘાલે તે ઘણા માઠા." એવા ધરમગુરૂઓ વીશે વદીદાદની ૧૮ મી પરગરદમાં અછી રીતની એક બવીશવાની કહેલી છે તે જુઓ.

દેશાવરો ખાતે ધરમની કેલવણી આપવા તેમજ ધરમબોધ સમજાવવા સારૂ સર જમશેદજી જીજીભાઇ મદરેસામાં શીખેલા વીદયારથીઓ મધેથી એક બે મોબેદોને મોકલેલા છે. શીખેલા અથોરનાંનો એક ધરમગુરૂને છાજતી સરવે રીતભાતથી વરતનારાઓ હોવા જોઇએ; તેઓએ સફેદ પોશાક, તેમજ માંથાંઉપર સફેદ તોપી રાખવી જોઇએ; તેઓએ દર વખતની ફરજીઆત બંદગી કરવી જોઇએ; ખાંનુ ખાતી વખતે તેમજ ખુદરતી હાજત વખતે બાજ ધરવી કે મુકવી જોઇએ; ટુંકામાં, એક મોબેદને જેવી રીઅશોઇ અને પહરેજગારી રાખવી જોઇએ તેવી રીતે વરતીને બીજા બીન કેલવાએલા મોબેદોને ધડો આપવો જોઇએ. એ પરમાણે તેઓ વરતતા નથી. કાલા કે રંગીન ડગલા પાતલુન પેહેરી તેઓ ફરે, માથાં ઉપર રેસમી રંગીન તોપી રાખે, સાધારણ લોકોની માફક રમત ગમતોમાં ભેલાઇ ક્રીકેટ વીગેરેની રમતોમાં ઉતરે, ટુંકામાં, એક ધરમગુરૂને નહી છાજતી રીતભાતે વરતે; એવા લાડકવાયા "કેલવાએલાઓ"ને તે જગાનાં "અભણ" દસતુર કે મોબેદોથી કાંઇ શીખામણ દેવા કે આંકુશમાં રાખવાનું બનતું નથી. કેહેવાતા કેલવણી પામેલા મોબેદોની રીતભાતો જોઇને જે "અભણ" મોબેદો ઉપર સારી અસર થવી જોઇએ, તેને બદલે ઉલતીજ અસર તેઓમાં દાખલ થાય છે. જેઓ પોતાનાં અભણપણાંમાંજ કેટલોએક શંતોશ માનતા હતા, તેઓ આપણાં "કેલવાએલા" ધરમગુરૂઓનું જોઇ અસંતોષી થઇ ઉલતો ધાન બીગાડે છે.

જેમ બીજાં કેલવણીખાતાંઓમાં છોકરાંઓની પરીક્ષાના ઇનામોનાં મેલાવડા કરી, બાહેરથી ભપકો સપકો દેખાડવાના ખોટા દેખાવો કરવામાં આવે છે, અને એકુ નાટક રૂપી ખેલનો ઢોંગ છોકરાંઓ પાસે કરાવવામાં આવે છે, તેમ કોઇ ફારસ કે ઢોંગ પોતા હસતક ધરંમ બોધ લેનારા છોકરાઓ પાસેબી કરી બતલાવવો જોઇએ, એવા વીચારથી એક એવી ધરમની મકતબમાં એક ફારસ ભજી બતાવામાં આવ્યો હતો. વંદીદાદની ૧૯ મી પરગરદમાં જણાવેઆ પરમાણે, નાપાક અહેરેમન અને પવીતર જરથોશત વચ્ચે થયેલા શવાલ જવાબો પરમાણે એક છોકરાના હાથમાં લાંબી લાકડી આપી પવીતર જરથોશત તરીકે એક બાજત ઉપર ઉભો રાખ્યો, તેમજ બીજા છોકરાઓને અહરેમન અને તેહનાં મલતીઆ દેવો તરીકે નીચે ઉભા કરીને સવાલ જવાબો કરાવ્યા હતા.* એ પરમાણેનો સોંગ તે

* જયારે મુસલમાનો પોતાના પેગબરનો ખેલ નાટક તકતા ઉપર આવતો અટકાવાને મ્હારાણી સુધી પોહોંચી વલી કોશેશ કરતા હતા, ત્યારે પારસીઓ પોતાના પેગંબરની પોતાને હાથેજ ફજેતી કરતા હતા.

મેલાવડો ભરાયો તેની થોડો વખત આગમજ તેઓ કરાવતા હતા. એ વખતે તયાં એક સાધારણ શહમજનો માણસ જઇ લાગ્યો. ઉપલી રીતનું કોતક જોવાથી દલગીર થઇ તેણે પેલા સુધરેલા ધરમગુરૂઓને પુછયું કે "સાધારણ કેલવણીખાતાંઓમાં ઇનામના મેલાવડાઓ કરી ખાલી ભપકો અને ધીંગ સોંગો કરવા કરાવવામાં આવે છે, તેમજ ધરમ જેવી ઘંભીર• બાબદમાંથી કરવું જોઇએ કે? વંદીદાદની ૧૯ મી પરગરદ શુધી આ છોકરાઓ શીખેલા છે કે? જો શીખેલા હોય તો, એહેરેમન વીગેરે બાબદો કાંઇ ભેદ કે અલંકારીક છે અથવા એ પરમાણે ખરૂં બનેલું છે એવું તેઓ સમજે છે કે, અને બનેલું હોય તો અહરેમન વીગેરે માણસોનાંજ રૂપનાં આએજ દુનીઆંમાં છે કે? અહરેમન, દેવ, શેતાંન તેઅંદી, બદમારગ, અને પવીતર જરથોશ્ત તે નેકી અને નેક મારગ અખ્તીયાર કરવા તેની સામે થયો હતો એવી • અલંકાર મતલબ અહીં હોય અને હોવી જોઇએ કે નહી? તમો એ ફારસ ભજી બતલાવશો તો તમારા સુધારાવાલા તો ખુશી થશે; કેમ કે તેઓને ધરમની કે ધરમ જેવાં બંધારણની દરકાર નથી, તેઓને રમત ગમત અને ભભકા સપકાનાં ધીંગ સોંગ ગમે છે; પણ શમજુઓમાં તમારાં એવાં કાંમથી દલગીરી પેદા થશે. જો તમો એ ધીંગ બનવશો તો તે વખતે ઉપલી રીતના સવાલો હું તમોને તે મીજલસમાંજ પુછીશ." એ રીતે કેહવાથી એ કફેરો ફારસ કરવા કરાવવાનું તેઓએ ડાહાપણ વાપડીને છોડી દીધું હતું.

## ધરમગુરૂઓને પુરતી ધરમ કેલવણીની જરૂર.

એવી બધી માઠી રીતો દુર કરવા સારૂ પારસીઓએ હવે પોતાના ધરમના બચાવ સારૂ હાલની વીદયા અને કેલવણીના વધારા પરમાણે જેમ પોતે અને પોતાના ફરજંદોને કેલવણી આપવાની અને લેવાની જરૂર વીચારે છે તેમ પોતાના ધરમગુરૂઓ અને ઉપાધીઆઓને ધરમની પુરતી સમજ સાથની કેલવણી આપવાની ફરજ વીચારવી જોઇએ, અને તેમ કરી જે લાયક હોય તેને પુરતું ઉતેજન આપીને ધરમક્રીઆનું તેમજ ધરમબોધ આપવાનું કામ તેઓનેજ સોંપી તેઓનો મરતબો સચવાય એમ કરવું જોઇએ. આ તે ખરેખરો સુધારો કહેવાય. આપણા સુધરી ગયલા પારસીઓ, જે યુરોપીઅનોનીજ નકલો કરવાને ખંતીપણું જણાવે છે, તે યુરોપીઅનો જેમ પોતાના ધરમ અને ધરમગુરૂઓને ચાહીને તેની જાલવણી અને વધારા સારૂ લાખો રૂપીઆનાં ફંડો અને ધરમખાતાંઓ સ્થાપી તેનો નીભાવ કરે છે, તેની નકલ એક આંની ભારબી સુધરેલા પારસીઓએ માંથે લીધી છે કે? યુરોપીઅનો તો સરવે રીતે તન, મન અને ધનથી બલવાન છે, અને તેઓ પોતાના ધરમ ઉપર ફીદા છે, પણ તેથી ઉલટીજ રીતે પારસી સુધારાવાલાઓ ધરમ જેવા બંધારણને તાબે નથી. ફકત મોજ મજાહ અને રમત ગમતોની યુરોપીઅન નકલ થાય તેજ તેઓનો સુખી જીંદગી ગુજારવાનો મારગ છે.'

પારસીઓએ લાખો રૂપીઆ ખરચી ઇસપીતાલો, કાલેજો અને કેલવણીખાતાંઓ ઉભાં કીધાં છે, અને મદદો આપી છે અને આપે છે. આ ખરચો અને મકાનો તેઓનાં નામની યાદગારી સાચવશે એવીજ મતલબ તે ખરચ કરનારા સખી ગ્રહસથોની હતી અને છે, પણ તે મતલબ કેટલી પાર પડી છે અને પડે છે તે વીશે કેટલાક દાખલા અપાશે. સુરતમાં જઇ તયાનાં રહેવાશીને પુછશો કે આ હાશપીતાલ કોણે બંધાવેલી, તો તેઓ એટલોજ જવાબ દેશે કે આ સીવીલ ઇસપીટાલ, જાંપાની ઇસપીટાલ, જાંપા પરનો ઘડીઆલનો મીનારો, હાઇ સ્કુલ અને સુધરાઇ ખાતાંની ઉદયોગશાલા એવું કહેશે; પણ ફલાણાં પારસીનું એવું કોઇ જણાવશે નહી. તેમજ પુણાની કાલેજ વીશે છે. લંબાણ નહી જતાં મુંબઇમાં તપાસીએ. હીઆંની કાલેજ, યુનીવરસીટી હાલ તેમજ નવી વીકટોરીઆ ટેકનીકલ જુબીલી

કાલેજ, વગેરે ઘણું કરી પારસીઓના પૈસાથી ચાલે છે એવું સાધારણ લોકજ નહી પણ તેમાં શીખતા વીદયારથીઓ મધેથીબી થોડાઓજ જાણતા હશે. સર કાવસજી જેહાંગીર પેવીલીયનને કોઇ તે નામથી ઓલખતું નથી પણ જીમખાના પેવીલીયનને નામે ઓલખે છે. એ લાખો રૂપીઆના ખરચોની ઇઆદગારી અતીઆરથીજ ભુલાતી જાય છે.

મોબેદોના તરણ તર્બક્કાઓ છે, હેરબદ, મોબેદ, અને દસ્તુર. તેઓને પેહેલી હેરબદની પરીક્ષામાંથી પસાર થવું પડે છે. એ પદવી મેલવનારે પ્રથમ ખોરદેહ અવસતા, ઇજશને, વીસપરદ, અને શીરોજા આફરંગાનો વીગરે શુધ ઉચારે સરવે મોહોડેથી ભણી જાણવું જોઇએ. એ પછે તેની લાએકાત વીશે દસતુર મોબેદોની એક ઠેડવેલી મંડલી આગલ તેને તથા તેના ઉસતાદને હાજર થઇ પરીક્ષા આપવી જોઇએ. એ પરીક્ષામાં પાસ થયલાઓને હેરબદ (નાવર) થવાની રજા મલે છે. મોબેદ એટલે મરાતબ થનારે તે પછી વંદીદાદ અને બીજી કીરીઆઓ જાણવી જોઇએ. તેઓની લાએકાત વીશેબી ઉપર પરમાણે પરીક્ષા લઇ મરાતબ થવાની રજા મલે છે. એ મરાતબ થએલો કાંઇ સરવે મોટી કીરીઆઓ તુરત કરી શકે નહી, પણ તેને ચોકસ ઉસતાદોની દેખરેખ તલે કેટલુંક સુધી કામ કરી બરાબર માહીતી મેલવવી જોઇએ. પછી એ વીશેની ખાતરી જેમ જેમ થતી જાય છે તેમ તેમ તેને ચડતી કીરીઆઓ કરવા, કરાવવાની રજા મલતી જાય છે. એક દસતુર થનારને ઉપલી બધે રીતોની પુરતી કેલવની લેવા સાથે ધરમને લગતો ચડતો અભેઆસ અને તવારીખોનું સારૂં જ્ઞાન જોઇએ. હેવા અભેઆસમાં જે ચડતો નીવડે તેને વડો દસતુર ગણવો અને તેથી ઉતરતાઓને નાએબે દસતુરો ચેડવવા જોઇએ. એવો અસલ કાએદો હતો તેની આજે કોઇ કશી દરકાર કરતા નથી. નવ કે દસ વરશનો ગમે તેમ ભણીને નાવર થઇ શકે છે, બલકે મરાતબબી થાય છે, અને પછે તે એક મોબેદ તરીકે પેત ભરવાનો. તેની લાએકાત કે નાલાએકાત વીશે કોઇ દરકાર રાખતા નથી. એથી ધરમનુ દુખાદુખ થાય તેમાં નવાઇ નથી. જે દસતુરો પોતેજ કાંઇ જાંણે નહી તે બીજા મોબેદોની ઉપર કાબુ રાખવા અથવા સરદારી તે શું કરી શકે?

પારસીઓએ પારસીઓને વાસતે બી ઘણું કીધું છે અને કરે છે, પણ તેઓના ધરમની મોતેબરી જાલવવા ધરમના ઉપાધીઆઓને તેઓની ફરજને લાયકના કરવા વીશે કશું થયું નથી, જે કરવાની સરવેથી પેહેલી અગત હતી અને છે. આપણા ધરમગુરૂઓને તેઓની ફરજને લાયકની કેલવણી અને ઉતેજણ આપવા સારૂ ઘણીએક વખતે ઘણાક સમજુઓએ લખાણો કીધા છે અને કરશે. પણ એક ફીલસુફની શીખામણ છે કે “હલવો! હલવો!” એવું બોલવાથી કાંઇ મોહોડું મીઠું થતું નથી, પણ તેને મોહોડામાં મુકી ખાધાથીજ તે મીઠું થાય છે. એ શીખામણ પરમાણે ખાલી લખાણ કરયા કરતાં ખરેખરી રીત તેનો આરંભ થવો જોઇએ. એ વીશે જુદાં મતો કોઇનાં છેજ નહી. ખોટી માતરે આપણાં પારસીઓની તેઓના ધરમ તરફની ફરજ અને પયાર અને ઉલટની છે. એ વીશે શું ઉપાયો કરવા તે વીશે તમામ હીદુસ્થાનનાં પારસી આગેવાંનો અને સમજુ ધરમીઓએ એક દીલથી વીચાર કરી પારસી આલમનું એકથી વધુ વાર અનજુમન ભેગું કરીને એ વીશેના ઠરાવો પસાર કરવા, તેમજ તેનો કારોબાર ચલાવવા સારૂં એક જાહુકની મંડલી બનાવીને જેમ ગુજરેલાંઓને અવલ મંજલ પોહોચાડવા સારૂં ચોકસ રકમોનું ફંડ ઉભું કીધું છે, અને તેનાં કામકાજનો બંદોબસત કીધો છે, તેમ મજબુત પાયા ઉપર પરથમ લાયક રીતની કેલણી આપવાની મજબુત ગોઠવન કરવી જોઇએ; અને જેઓ કેલવણી લેઇ લાયક નીવડે તેઓનીજ પાસે જરથોસતી ધરમગુરૂ અને ઉપાધીઆપણાંનું કામ

કરવાનું સોંપવું જોઇએ. તેઓને પોતાનો દરજ્જો અને ફરજ સચવાય એવો ચોક્કસ મુસારો આપતા કરવો, અને તેમાં તેઓની લાયકાત પરમાણે ચહડ ઉતર પડવીઓ ઘેડવવી.

પેહેલી પદવી 'ધરમને, લગતી બાબદો અને ભાશાઓના, અરથો અને મતલબો સાથની કેલવણી લેઇ તમાંમ રીતની ક્રીરીઆ પોતે કરી જાને, તેવાઓને, બીજી અને તરીજી પદવીનાંઓ ઉપર ઉપરીપણું ભોગવે, તેમજ ધરમને લગતી બાબદો ઉપર દર તકે ચાયજો કરે અને ધરમ ઉપરનો એતેકાદ વધે તેવા ઉપાયો કરે કરાવે; તેમજ જુદી જુદી ભાશાઓમાં પરગટ થયલી જરથોસતી ધરમને લગતી બાબદોના તરજુમાઓ કરવા અને કોઇની હેરફેર સમજથી ધરમ ઉપર ટીકા થયલા હોય અથવા થાય તેના રદીઆ અને ખુલાસાઓ આપતા રહે; અને પોતાનો અભયાસ વધારવાનો ઉદયોગ જારી રાખે, તેમજ દરએક રીતની મોબેદીને લગતી ક્રીરીઆઓ તેઓએ જાણવી જોઇએ.

બીજી પદવીવાલાઓએ દરેમેહેરોમાંજ ક્રીરીઆઓનું કામ કરવું.

તરીજી પદવીવાલાઓએ બહારની ક્રીરીઆઓ કરવી.

અને એ બધી પદવીવાલાઓએ એક સરખી રીતે પહેરેજગારી અને અશોઇનાં તરીકા પરમાણેજ ચાલવું જોઇએ; તેમાં "આતો પેહેલું, આતો પાછલું, આતો અનેક ધ્રશવર વાદી, આતો ગાથાઓને અનુસરતું, આતો દેશકાલ-સથીતી-પરમાણે બનાવેલું, અને રસમનુ" એવી એવી મતલબનું કહીને ધરમનો એતેકાદ છોડાવી દેવા કરતાં જે બાબદો ધરમને લગતી કહેવાય તેને મજબુત સાચવી રાખવા, તેમજ અસલી મતલબોનાં ખુલાસાઓ અને ભેદો નહી સમજવાને લીધે તેમજ અવસતાનું લખાણ ભેદ અને અલંકાર હોય છે તેથી તે **સમજવાનીજ તજવીજો કરવી**; અને જ્યાં લગી તેની ખરી ખુબી સમજ નહી પડે ત્યાં સુધી તે વીશે "ઉછાછલા વીચારો" આપવાથી પરહેજ રહેવું. જુદા જુદા ધરમોમાં, તેમજ થીઓસોફી અને ફ્રીમેસનરી*ની વીદ્યાઓનો અભયાસ કરી તેની મતલબો સાથે જરથોસતી ધરમની ક્રીરીઆઓની મતલબોની સરખાંમણી કરવી, કે જેથી તેની ખરી ખુબી વીશે સહમજ પડે.

આવી રીતે મોબેદોમાં કેલવણી અને તેઓની લાયકાત અને ફરજ વીશેનો બંદોબસત થવાથી તે લાયક થયલા પેહેલા નંબરના મોબેદોની એક જાથુકની મંડલી સથાપવી, તેઓ મધેથી વધુ મતે જે ઠડે તેને તે મંડલીનો સરનશીન અથવા વડો દસતુર ગણવો; તેમજ તેના હાથ નીચે નાએબ દસતુરો અથવા નાએબ સરનશીનો ઠેડવવા; એવી મંડલી ચોકસ મુદતે વારા ફરતી બદલાય, પણ જેઓ ઓધો છોડે તે પાછા ચુંતી કાઢવાને લાયક હોય તો તેવાઓ પાછા નીમાઇ શકે. એ મંડળીએ ચોકસ વખતે ભેગા મલી ચોકસ સવાલો અને બાબદો ઉપર વીચાર કરી ધરમની ખુબી અને ધરમ ઉપરનો એતેકાદ વધે તેવા ઉપાયો કરવા. ચોકસ મોબેદો વીશેની કોઇ ઘટતી ફરીઆદ થાય તે તપાસી તેને ચોકસ વખત સુધી કામ કરતો અટકાવવો અથવા બાતેલ કરવો.

એ રીતના કેલવાયલા અને લાયક મોબેદોની સંખયા ચોકસ પરમાણમાંજ રાખી દરએક અગીઆરીમાં તેની આસપાસની પારસીઓની વસતીના પરમાણનીજ સંખયા તે અગીઆરીને લગતી ધરમની ક્રીરીઆ કરવા સારૂ રાખવી. તેઓને છુતકરલી ખાવાનું

* આજે જેમ ફ્રીમેશનરીને નામે "બેવડા-બીફ"નો જે ઢોંગ ચાલે છે તે ફ્રીમેશનરી નહી પણ અસલ ફ્રીમેશનરીની વીદયા સમજવી.

નહી રાખતાં ચોકસ મુસારો અથવા લવાજમ આપતો કરવો, તેમજ ઘર ઘર જંઇને કીરીઆ કરેછે તેમ નહી કરતાં તે અગીઆરીને લગતા પારસીઓને તયાંની કીરીઆ અગીઆરીમધેજ કરવી. જેમ કે કોઇનાં ખેસીઓની યાદમા દરૂન, અફ્રરગાન તથા જસનો, ઇજશને વીગેરે કરાવનાર પાસે ચોકસ ઠેડવેલું દામ લેવું, અને જેની યાદમાં કીરીયા કરવી હોય તેનું નામ લખી લઇ તે દરેમેહેરના વડા દસતુર અથવા મોબેદે તેની દરરોજ નોંધ કરવી, અને જેમ જસનો કરવામાં આવે છે તેમ દરરોજ ચોકસ વખતે દરએક નામની નોંધ પરમાણે નામ ઇઆદ કરી ભેગી કીરીયા કરવી. દરરોજની જે ઉપજ થાય તે ફંડ ખાતે જમે કરાવવી. જેઓ કીરીઆ કરાવે તેઓ તે વખતે હાજર થવા માંગે તઓને હાજર થવા દેવા. એ પરમાણે થવાથી મોબેદો વીશે જે ફરીઆદો થાય છે તે બીલકુલ બંધ થવા સાથે જરથોસતી ધરમ અને જરથોસતીઓની ખરી રેહેનુમાઇ કરેલી કેહેવાશે. એજ સુધારો પરથમ થવો જોઇએ: કેમ કે એક ગમે એવી હાલત અને સખીતીનો મોબેદ પોતાના માથા ઉપર સફેદ પાઘડી મુકી ફરવાથી તેની ચાલચલણ અને રીતભાત કઢંગી હોવાને લીધે કેટલાક લાયક મોબેદોનેબી એક સરખા બદલામ કરવામાં આવે છે. પણ આવા સુધારાથી લાયકને લાયક બદલો મલશે. એટલુંજ નહી, પણ હાલના મોબેદોની હાલતને લીધે ઘણાક સમજુ મોબેદો પોતાના છોકરાઓને મોબેદીને લગતા ધંધામાં નહી નાખતાં ઇંગરેજી કેલવણી આપી દુનીઆઇ કામમાં તેઓને દાખલ કરે છે, તે બંધ પડશે. તે સાથે વલી હાલના સુધારાને નામે પારસીઓ પોતાના ધરમની અને પારસીપણાની કેટલીક રીતભાતો તરક કરી યુરોપીઅન થવાની ઉલટમા પડયા છે, અને જેઓ પોતાના ઘરમાં કસી કીરીઆ કરાવતા નથી,—કારણ કે તેઓનાં ઘરમાં બબરચી, આયા વીગેરે હલકી જાતના જુદદીનોથી તેઓ કામ લે છે—જેઓની રીતભાત જરથોસતી ધરમ અને પારસી રીતભાતોથી ઉલટી છે, તેઓ—અગીઆરીઓમાં લાયક મોબેદો પાસે કીરીઆ કરાવવામાં આવવાથી—સુધારાને નામે જે અભેખર લઇ બેઠા છે, તેમજ જેઓ અગીઆરીને "હરામખોરોના આશરાની જગો" કહે છે,—તેઓ પાછા ઠેકાણે આવી અગીઆરીને "ખોદાનું ઘર" કહેવાની ફરજ જાણશે. પછી કોઇબી રીતે પોતાના ગુજરેલાં ખેસીઓની તેમજ જસનો વીગેરેની કીરીઆ કરાવવા માટે તેઓથી વાંધો લઇ શકાશે નહી, અને આથી જરથોસતીઓ અને જરથોસતી ધરમની પાએદારીમાં મજબુતી મલશે.

વળી કાંઇબી ઘટતા ઉપાયો લીધા વગર ફકત મોહડેથી એવું બોલવામાં આવે છે કે મોબેદો કેલવણી લેતા નથી; પણ આવાં ઉતેજન અને માન મેલવવાના ઉપાયો ચાલુ થવાથી મોબેદોની કેલવણી લેવાની જગા એટલી તો ઉભાઇ જશે કે કદાચ તેમાં ઘટાડો કરવાની તજવીજબી કરવી પડે. એ ભલું કામ જેમ બને તેમ જલદીથી ઉચકી લેવું જોઇએ, કારણ કે હાલના મોબેદોની સંખયાની ગણુતરી સામું જોતાં માલમ પડશે કે, ઘરે ઘર ફરનારા મોબેદોની સંખયામાંથી બધી રીતનું ભણતર અને કીયાઓ કરી જાણે એવી સંખીઆ હવે ઘણી નજીવી થતી જાય છે: તેથી જે નજીવી સંખયા બાકી છે તેટલાંજ એ ઉપાયો થવા જોઇએ કે તેઓ પોતાની જાણીતી રીતભાતો બીજાઓને દેખાડી અથવા શીખવી શકે. તેમ નહી થશેતો એ નજીવી સંખયામાંથી પણ કોઇ જવલેજ બાકી રહેશે, અથવા ફકત નામનાજ દસતુર-મોબેદો કહેવાશે. અને જે વખતે નવો સુધારો કરવા જશે તે વખતે જેઓ **પોતેજ વીસરી ગયલા તે બીજાઓને શું શીખવી શકશે?** અને તે અસલ રીતભાતથી જુદાજ પરકારનું અથવા ઉલટું નુકશાણકારક કાંય નહી શીખવશે? અસલ જેમ હતું તેમ તેઓ શીખવે છે કે કેમ તે સમજનાર કોઇજ મલશે, અથવા

બીલકુલ મલશે નહી. કેટલીક ક્રીયાઓ કેમ કરવી તે વીશેના લખાણો ચોકસ નથી, તે સાથે જે લખાણો થયલાં છે તે વાંચીને તે પરમાણે શીખવી શકાય એવું નથી,* પણ એક બીજાઓ જેમ કરતા આવેલા તેમ એક બીજાને શીખવીને કરવા કરાવવામાં આવે છે. તેમાંબી હવે ઘણી બેપરવાઈ અને બેદરકારી જણાતી જાય છે. એ વીશેનો ઘટતો બંદોબસત કરી શકે એવું કોઇબી જગે જાજું જોવામાં આવતું નથી એજ મોટી અફસોસની વાત છે. એથી જાણે એવું બને છે કે પારસીઓ અને પારસી ધરમગુરૂઓજ પોતાની બેપરવાઇથી ધરમનો નાશ કરવાનું પસંદ કરે છે. વગર એલમ અને વગર અંકુશનાં ધરમગુરૂઓ તેજ તે ધરમના દુશમન છે, અને એ કેહેવું પારસીઓના બાબમાં હવે ખરૂં પડતું જાય છે.

જેના ગુરૂઓજ આંધા તેના ચેલા કેવા હોવા જોઇએ? એ હાલની પારસીઓની રીતભાત પરથી ખુલ્લું જણાય છે. પેહેલું કામ જે કરવાનું છે તે એજ છે કે, મોબેદોને તેઓની ફરજને લાયકનાં બનાવવા. એક વખત એવો હતો કે કેલવણી આપવા લેવાનું કામ મોબેદોનાજ હસતકમાં હતું. હાલનો વખત તેથી ઉલટોજ છે. મોબેદો પરકોમથી કેલવણી લેછે. વાસતે હવે પારસીઓએ નીરાંતે ઉંઘવા કરતાં મધમાખી અને કીડીઓની માફક ખંતીપણા અને એકસંપથી જ્યાં જ્યાં મોબેદોના મથકો છે ત્યાં કેલવણીખાતાંઓ સથાપીને જેઓ લાયક હોય અથવા લાયક થાય તેવાઓનેજ કીરીઆ વગેરેનાં કામમાં દાખલ કરવા અને તેઓનાં ગુજરાણ સારૂ ચોકસ બંદોબસત કરવા. આવી લાયક સંખયા થોડા થોડાઓની બી તરત નીકલે તો તેમાંથી આસતે આસતે વધારો થતોજ રહેશે. પણ અડભંગો અને અજાણોની મોટી સંખયા નકામી તેમજ નુકસાનકારક છે એ ખચીત જાણવું. એ કારણસર આખાં હીંદુસતાનના પારસીઓએ એક દીલ અને એક મત થઇ કામ કરવું જોઇએ છે.

## મોબેદોની હાલત સુધારવાનાં નાણાં કયાંથી મેલવવાં?

એ ભલું કામ પાર પાડવા તેમજ તેને જાયુક નીભાવવા સારૂ દરએક પારસી દીઠ તેઓની શકતી મુજબ ફરજીઆત ફંડ ભરાવવું અને તે દર વરસે ચાલુજ રાખવું; તેમજ સર અવસરે એ ફંડમાં નાણા ભરવાને દરેક પારસી જે પોતાને જરથોસ્તી કેહેવાડતો હોય તેણે પોતાની ફરજ સમજવી જોઇએ. વલી કેટલાક ફંડો જેનો ઉપયોગ જાજો થતો નથી, તેમજ જે હાલના વખતમાં વધારે ઉપયોગી જણાતાં નથી, તેવાં ફંડોમાંથી કેટલોક વગર જરૂરનો ખરચ કમી કરી એ ફંડ ખાતે લેવો; તેમજ મરહુમ શેઠ હોરમજી બમનજી વાડીઆજીનાં આતશબેહેરામની બોએ દેવાને લગતું મોબેદોએ ભરેલું તમામ નાણું એ ફંડ ખાતે લેવાને એ આતશબેહેરામ સાહેબના તરસતીઓને તમામ જરથોસતીઓ તરફથી અરજ કરી માંગણી કરવી જોઇએ. એ ફંડ આસરે રૂપીઆ ત્રણ લાખ સુધીનું જમા થયલું છે, અને તે વાજબીની રાહે તેમજ સાધરણ સમજથીબી તપાસતાં મોબેદોનું પોતાનુંજ છે, અને તે મોબેદોના ઉપયોગ સારૂ વેંહેચી નહી આપતાં તેઓની કેલવણી સારૂ તો જરૂર વાપરવુંજ જોઇએ. એ ફંડ મોબેદોની બેપરવાઇને લીધે તરસતીઓ ચોકસ કાયદાઓની બારીકીની અડચણ નાખીને "દાબી બેઠા છે," તે સજાવાર નથી.

---

* ગુપ્ત વીદ્યાનું ધોરણ એ છે કે ચોકસ શબ્દો અથવા નીશાણીઓ, જેને હીંદુઓ "મુદ્રા" કહે છે અને જે આજે થીઓસોફી અને ફ્રીમેસનરીમાં ચાલુ છે, તે તેમાંની કેટલીક કાગલ પર મુકી શકાય છે અને કેટલીક વધારે પવીત્ર હોય તે કાગલ પર મુકી શકાતી નથી, પણ એક બીજાને માત્ર **કેહેવામાં કે સમજાવવામાં** આવે છે.

આ ફંડનાં થોડાંક નાણા ગમે તેમ વાપડી જો કોઇ તરફથી એવું કેહેવામાં આવે કે તે સ્થાપનારની ધારણા પાર પાડી, તો તે વાજબી નથી, કારણકે મોબેદો તીઆં મરાતબ થઇને એ ફંડ પોતે વેંહેચી લે એવી જે અસલ નેમ હતી તે નેમ પાર પડી નથી. તેમજ એવું કહેવામાં આવે છે કે એ ફંડ આતશબેહેરામના ઉપયોગમાં ખરચવામાં આવેછે, તો તે પણ વાજબી નથીઃ કારણ કે એના સથાપનારા સખી ગરૂહસથોએ ચાલુ ખરચ સારૂ જુદું ફંડ કાઢેલું છે, જે વધીને આસરે રૂપીઆ તરણ લાખ સુધીનું થયું છે, તેના વીઆજ અને આવકમાંથી જે ઉપજ થાય છે તેટલોબી ચાલુ ખરચ થતો નથી. બોએ દેનારા મોબેદોને કશો મુસારો આપવામાં આવતો નથી. તેઓ પાસથી સામા પઇસા લેવામાં આવેછે. એટલુ છતાંબી હાલની જરૂર અને મંમતને લીધે કાંઇક વગર જરૂરનો અને વગર ઉપયોગનો ખરચ કરવામાં આવે અને તેથી ખરચનો કાંઇ વધારો જણાયૂ તેબી વાજબી કહેવાય નહી. એ વીશે સમજુ જરથોસ્તીઓએ વગર તાસુબીએ તપાસ કરવી જોઇએ.

દરએક કોમમાં પોતાના ધરમના અને ધરમગુરૂઓના દરજજાની જાલવણી સારૂ ચોકસ ફંડો અને ચોકસ લાગાઓ આપવામાં આવે છેઃ જેમકે મુસલમાનોમાં કાજી અને મુલાંઓના લાગાઓ, તેમજ વોહોરાઓમાં મુલાંજીઓને મલતો ફાલો, તેમજ હીંદુ મહારાજોને મલતી લાખો રૂપીઆની આવકો, અને સુધરેલા કહેવાતા યુરોપીઅનોએ કાયેલાં કરોડો રૂપીઆનાં ફંડો. એ સરવે શું બતાવે છે? એ સઘલું શું તેઓની ધરમ સંબંધી લાગણી બતાવતું નથી?

# વધારો.

## ધરમાભીમાન અને અધર્મપણું.

જ્યારે સુધરેલા કેહવાતા યુરોપીયનોમાં ધરમને જાલવવાનુ અભીમાન આવયું છે, તયારે સુધરેલા કેહવાતા પારસીઓમાં ધરમને તોડી પાડવાની ઉલટ આવી છે!

ખરીસતી ધરમે ફરમાવેલી કેટલીએક રીતોમાં જોગીઓ અને જોગનશાળાઓ રાખવા વીશેની એક છે. એ વીશે હાલમાં (૧૮૯૨) એજ ધરમને લગતા સુધરેલા કેહવાતા એક ધરમગુરૂએ કેટલીએક નાલેસી કીધી, તે ઉપરથી ખરીસતી લોકોમાં કેટલીએક ચરચા ઉતપન થઈ, તેમજ એ નાલેસી કરનાર ધરમગુરૂ વીશે જુનાં તેમજ સુધરેલા બંધે વીચારનાં લોકોએ તેને એકસરખી રીતે ધીકારીને પોતાનો તીરસકાર બતલાવ્યો હતો.

હાલમાં યુરોપમાં સુધરેલા કેહવાતા આસ્ત્રીઆના શેહનશાહે પોતાના ધરમનુ એક ફરમાન અથવા પોતાનાં વડીલો કરતા આવેલા તે પ્રમાણેની એક કીરીઆ કીધી છે; જેમાં બાર બુજરગ ફકીરોનાં પગ એક સાધારણ ખીજમતગારની રીતે તેણે પોતાને હાથે ધોયા હતા. એ કીરીઆ કંઈ બાંનગી એકાંતપણે નહી, પણ પોતાનાં તમાંમ ઉમરાવો અને લશકરી અમલદારો તેમજ દેશોદેશની સરકારોનાં એલચીઓની એક દબદબા ભરેલી સભા ભરી પોતાનાં ધરમનાં મોટા ધરમગુરૂઓનાં આસરાથી કીધી હતી. એ બીનાં શું બતલાવે છે? કાંઈજ નહી, પણ પોતાનાં ધરમનુ ફરમાન, ધરમ ઉપરનો પયાર, ધરમને લીધે પોતાની શેહનશાહ તરીકેની બુલંદ પદવીને તે વખતે ભુલી જઈ એક સાધારણ ખીજમતગાર ચાકરની પદવી ધારણ કરવી, એ પોતાની તકોબરીને એક વેલા બાજુ મુકવા જેવું છે, અને તેમાં ખરો ધરમ સમાયલો છે. આ એક કીરીયા છે. પણ આપણા ચીબાવલા અને ઉછાછલા સુધરી ગયલા ધરમ સુધારકો અને તેઓના ગુરૂઓ તો જરથોસતી ધરમના હાથ, પગ અને માથુ કાપી નાંખીને બાકીના ભાગને "બાલેસ" વગર કીરીઆનો અને કોઈબી જાતની ફરજ નહીં પાડનારો નવો ધરમ ઉભો કરવાની દોડા દોડીમાં પડયા છે. ધરમનો બચાવ કરવા સારૂ નોશેરવાંન આદેલ જેવો શેહનશાહ હવે પારસીઓમા કોઈ રહયો નથી.

રાજાબાઈ ટાવરવાલા પ્રખયાત બનાવમાં પાછલથી શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ પારસીઓની લાગણી દુખાય તેવી રીતે વરતવાથી એક સભામાં શેઠ સોરાબજી શાપુરજી બંગાલીને પારસીઓએ "હીસ હીસ" કરી ઘણુ અપમાન કરી પોતાનો અનગમો જણાવ્યો હતો. પણ એજ પારસીઓ પોતાના પવીત્ર ધરમનો અને પોતાનાં વડીલોનાં એકીનનો, તેમજ આગલા ભલા ઈરાંનીઓને "ભુલેલા," "ભુલથાપ ખવાડનારા," "અનેક ઈશવરવાદી," ઈતીઆદી કહી પોતાનાં નવા વીચારોને સરવોપરી ઘેડવી તમામ રીતનો નાશ કરવાનાં જેઓ બોધો આપે છે, તેઓ વીશે ઠંડે પેટે સંમજીને બેસી રહે છે, અને કેટલાકો તો પોતાની ખુશી બતલાવે છે! તેથી ખોલ્લું જણાય છે કે પારસીઓમાં હવે ધરમાભીમાન બીલકુલ રહયું નથી, અને તેથી તેઓનો અને તેઓનાં ધરમનો મોડે વેહેલે જો નાશ થાય તો તેમાં નવાઈ જેવું કાંઈ નથી.

## "આશમોગ" કોણને કેહેવો ?

"આશમોગ" કોણને કેહેવો જોઈએ તેનાં ખોલાસામાં એમ૦ શેરીઆરજી એક ઠેકાણે જણાવે છે કે "આશમોગ તેને કેહવો કે જુનાં વીચારવાલાઓ જે કાંઇ માનતા આવેલા તેમાં કાંઇ શક શુબેહ અથવા તકરાર ઉઠાવે તે આશમોગ." હવે એજ વીચાર હાલમાં કોણને લાગુ પડે છે તે વાંચનારાઓએ નકી કરવું.

"દીનકરદ" ઉપરથી એક સાહદત ટાંકી એમ૦ શેરીઆરજી પોતા તરફથી ખોલાસાવાર સારાંશ જણાવે છે તે નીચે પ્રમાણે :—

"ગાથા તો જરથોશતનાં છે, અને તે ઇશ્વરી પેરણાથી કહેલા છે. તે શીવાયનું જે કંઇ છે તે જરથોશતે કહેલુ અથવા ગમે તે ધણીએ કહેલુ હોય તો પણ જો ગાથાને મલતુ હોય (કે જે ગાથા) (ઇઅથાઅહુવેરીઓને મલતા છે) તો તે બી ગાથા જેવા કલાંમ તરીકે ગણવામાં વાંધો નથી. શબ્દો અને જીભ ગમે તેની વપરાઇ હોય, પણ મતલબ જો અહુરમજદની મુલ મતલબને મલતી હોય તો તેનો અસલ માલેક અહુરમજદની અક્કલજ ગણાય, તેને બોલનાર અથવા લખનાર માણસની અક્કલ તેનો માલેક ગણાય નહી. હાલ અવસતાનાં જે કકડા આપણી પાસે છે તેમાંની મતલબો એવી બુલંદ છે કે તેવી મતલબનુ લખાંણ માણસની અક્કલથી બની શકે એવું સંભવીત નથી. ખરૂ છેકે ઘણાંએકોનાં મુખે બોલાયલુ અવસતામાં જે કાંઇ છે તે ખુદ અહુરમજદની પાધરી વાંણી નથી, પણ એમ છે તે બરાબર છે. કેમકે નહી તો કેટલુ એક બોલવું જે બેઆંન કીધેલુ છે તે જે બુરાઓ, દેવો અને અહેરેમનનેજ બોલવું છાજે અને અહુરમજદને તે બોલવુ નહી છાજે તે અહુરમજદની વાંણીમાં ખપતે અથવા કંઈજ નહી તો કેટલીએક વાંણી દેવોની સામેલગીરીથી બનાવેલી ઠરતે. માટે જરથોસત ઉપરાંત બીજાઓની વાંણીનો ઉપયોગ અવસતા બનાવવા કીધો છે તેમાં ખોટુ કાંઇ નથી. વલી એક બારગી બીજાઓનાં બોલેલા કલાંમો પાધરા તાંકેલા હોય તેવા અવસતાનેબી અહુરમજદની પરેરણાથી બોલાયલા ગણવામાં ખોટું નથી, કેમકે ગાથા જે તમેબી અહુરમજદની પ્રેરણાંથી ઉચારેલા કબુલ રાખો છો તેમાં બી ફલાંણા ફલાંણાઓનાં બોલો પાધરા તાંકેલા છે—જે કંઇ બાપદાદેથી મનાતુ અને બોલાતુ આવેલુ છે. તેપર તમે ચુનોચેરા કરો છો તેથી તમે પોતે જે ભણો છો, અને બીજાઓ જે ભણે છે, તે ઉપર શક ઉપજાવવાનો ગુનાહ કરો છો. માટે તેમ નાં કરો અને જેમ કેહવાતુ આવેલું છે તેમજ કરો."

"દીનકરદ"નુ ઉપલુ લખાણ તે વખતે હાલની માફકનાં એક શકમંદે પુછેલા સવાલનાં જવાબમાં છે. એવા શકમંદોને "આશમોગ" કરી કેહ છે. એ લખાંણ ઉપરથી, તેમજ એમ૦ શેરીઆરજીનાંજ વીચારથી લખાયુ છે તે ઉપરથી, એમ૦ શેરીઆરજી જે આપણા ધરમ સુધારક તરીકે જે કાંઇ બાપદાદેથી મનાતુ અને બોલાતુ આવેલુ છે તે ઉપર શક ઉપજાવી ઉપલો ગુનાહ પોતેજ કરે છે કે નહી, એ ઉપર એમ૦ શેરીઆરજીએ પોતેજ વીચાર કરવો.

## રાહનુમા મંડલી જરથોશતી રોજ—માહાને બદલે શું ઈંગ્રેજી તારીખ ભણાવા માંગે છે ?

આપણાં ધરમ સુધારકો અને રાહાનુમાઇ કરનારા તથા તેઓનાં ધરમગુરૂઓનાં નવા અને "ખાલેસ ધરમ" પરમાંણે પારસીઓ માટે અવસતાની બંદગી કરવી હવે રવા નથી, કેમકે તેઓ જણાવે છે કે "આપણાં લોકો ભનતર ઉપરજ ધેઆંન આપે છે . . . તેમજ

"કેટલાએકો એવી ધાસતી બતલાવેછે કે દરૂન-આફ્રરગાંન-ઇજશને વીગરેની કીરીઆ બંધ પડશે તો જરથોસતી ધરમને ધોકો પોહોચશે," વીગેરે. એવી ધાસતી રાખનારા સમજુ લોકોને એ૦ શેરીઆરજી હેવી મતલબનુ સમજાવે છે કે કીરીઆ તો રાખવી, પણ કંઇએક આપણી મતલબને માફક આવે તેવી સેંજ સાજ કીરીઆઓ રાખી બાકીની રદ થશે તો તેથી ગેરફાએદો નથી, વીગરે. તેઓની તબલા સારંગી સાથની બંદગીમાં પાદીઆબ કુસતી કરવાની જેમ જરૂર નથી, તેમજ પારસીઓ અવસતાની બંદગી કરી છેવટે રોજ માહા ભણે છે, તેનીબી કસી જરૂર નથી. મતલબ એજ કે, રોજ માહા ભણવાથી ફરેસતાઓની યાદ પારસીઓનાં મનમાં તાજી રેહે, તેમ હવે રાખવુ નહી. એ ઉપરથી એવો સવાલ થઇ શકે કે, હવે પારસીઓનાં રોજ માહાનાં નામો રદ કરી (બીજો કંઇ ફેરફાર નહી કરતાં) ખોલલી રીતે ક્રીસ્ચીયન તારીખો અને મહીનાંઓનાં નામો રાખવાં. એમ કરવાથી કદાચ કેટલાએક ફાએદા આ પરમાણુનાં થશે:—(૧લું) એથી આપણે છુટાપણાંમાં છેક આગલ વધી ગએલા યુરોપીયન કેહવાઇ તેઓનાં વાહલા થવામાં મજબુતી મલશે; (૨ જું) પારસીઓમાંના ઘણાંકોને હવે યુરોપીયન તારીખ સીવાએ પારસી રોજ માહ યાદ રાખવાની કડાકુટ મટશે; (૩ જું) જો પારસીઓ રોજ માહાની યાદ ચાલુ રાખે તો તેઓને પોતાનાં જુનાં વીચાર પરમાંણે ફરેસતાઓની યાદ તેઓનાં મનમાં પાછી આવે, તેથી તેઓ અવસતામાં બંદગી અને બીજી કીરીઆઓ કરવાનુ પાછુ જારી કરે-કરાવે તો તેથી નવો, "ખાલેસ," વગર કીરીઆ અને વગર ફરજ પાડનારો ધરમ પાછો ભાંગી પડે; (૪ થું) રોજ માહાની કસરને લીધે પારસીઓમાં શેહનશાહી અને કદમીઓને નામે બે જુદાં જુદાં તરાં છે તે કસીબી મેહનત વગર નીકલી જઇ એક થઇ જાય; (૫ મું) પારસીઓમાં કબીસાની કસરને લીધે દર વરશે ૦ા દાહડાની ઘટ પડે છે તે અડચણ મટી જાય. જેમ કેહવત છે કે "જેણે છોડી લાજ, તેણે છોડયું રાજ," તેમ ચાલવું કે તેથી પારસીઓના મોટા ભાગનો અવતાર બદલાઇને ખ્રીસટી "હાફકાસ્ટ" જેવો બનશે.

## આતશનો કેબલો—દરાએસ હીસતાસ્પીસ—અને રાહનુમા મંડળી.

આએ નામીચા શેહનશાહે પોતાની કારકીરદી અને હકુમત વીશે ઇરાનમાં કેટલીએક પાહાડી જગાઓમાં લેખો કોતરાવીને તેમાં "હું અહુરમજદને માનનારો" એવું જણાવયું છે. એ શેહનશાહની એક તસવીર એવી રીતે કોરેલી છે કે જાણે તે આતશના કેબલા સનમુખ ઉભો રહી ખોદાતાલાની બંદગી કરે છે. એ તસવીરનો આબેહુબ નમુનો આજે ઘણાએક પારસીઓનાં દેવાંનખાનાંઓમાં ટાંગેલો આપણી નજરે પડે છે. એથી પારસીઓ પોતે પોતાના એક નામીચા શેહનશાહના તેમજ તેના ધરમી એકીનનાં દરશન કરવાથી મગન થાય છે. આપણા હાલના ધરમસુધારકો અને આપણી રાહાનોમાઇ કરનારાઓ, અને તેઓના ધરમગુરૂ એ૦ શેહેરીઆરજીને હવે એવા દેખાવો જોવાથી અનગમો ઉપજવો જોઇએ અથવા સુગ લાગવી જોઇએ; કારણકે તેઓને પોતાનો નવો પંથ અને નવો "ખાલેસ" ધરમ સથાપવાને માટે આવા દેખાવથી હરકત થઇ પડે છે, કેમકે એ નીશાણીથી તો પારસીઓ આતશખાનાઓમાં જઇ બંદગી કરવાથી આતશપરસત હતા એવું પુરવાર થયલું કેહવાય. પારસીઓ આતશ તથા પાણીને પવીત્ર સમજીને તેમાં કોઇબી રીતની નજીસાત નહી ભેલાય તેની સંભાલ રાખે છે. એ રીતે આતશ તથા પાણીને પવીત્ર સમજવાને પારસીઓએ એક ભુલ કીધી છે, એવી મતલબનું સમજાવીને

તેઓ એ વીશે એવું કહે છે કે આતશ તથા પાણીને પવીત્ર સમજીને નહી, પણ તેમાં કોઇબી જાતની નજીસાત ભેલાવાથી હવાનો તેમજ તંનદરૂસતીનો બીગાડ થાય છે તેથી છે. એવું સમજાવવાનું તેઓને એટલા માટે જરૂરનું જણાયું છે કે, હાલમાં તેઓના ચેલાઓમાં—અથવા બીજી રીતે તેઓના ઉપરાઓમાં—બીડી અથવા ચીરૂટ પીવાની ધીકાર ભરેલી બદીનો નવો વધારો થયો છે, અને થાય છે, તે વીશે "વેહમી" અને ધરમ ચુસત પારસીઓ કંઇ બોલે તેઓને કેહેવા બની આવે કે આતશ અને પાણી કંઇ પવીત્ર ચીજ નથી, તેથી તેનો મરજી પરમાણે માણસો ઉપયોગ કરી શકે તેમાં કંઇ ખોટું નથી.

પારસીઓને હમેશાં મગરૂરી ઉપજાવનાર આ નામીચા શેહનશાહની તેમજ તેના ધરમીપણાના દેખાવની તસવીરને હવે, આપણા ધરમ સુધારક ગુરૂજીએ બને તેમ પોતાના નવા પંથના ચેલાઓના મકાંનોમાંથી દુર કરવાનો હોકમ આપવો જોઇએ, કેમકે એક નવા રાજા કે નવા ધરમે કોઇ જગે જીત મેલવી હોય છે તે જગાઓમાંથી તેઓ જુનાં રાજની અને જુના ધરમની કોઇ ખેચાંન કરનારી વસતુઓ હોય છે તેનો નાશ કરે-કરાવે છે કે તેથી તે ઉપર નજર પડે નહી અને જુના વીચારના લોકોના દીલ પાછાં ઉશકેરાય નહી.

મુંબઇના એક આગલા ગવરનર નામદાર સર જાન માલકંમે ઇરાનનાં આગલાં રાજની એક મોતબર તવારીખ બનાવેલી છે, જેમાં એ નામીચા શેહનશાહને કેઆંની શેહનશાહ ગુસતાસપ તરીકે તે સમજેલો છે; કેમકે જે વખતે તેણે પોતાની એ તવારીખ લખી તે વખતે ખીલા-રોકા હરફોની તખતીઓ ઉકલાવવામાં આવેલી નહી હતી. તોપણ તેના ધારવા પરમાણે એને કેઆંની ગુસતાસપ આપણે કબુલ રાખીએ તો તેથી આપણે કંઇ વધારે ભુલ કરતા જણાશું નહી; કારણ કે અહુરમજદની બંદગી કરતાં નુરી કેબલાઓની સનમુખ આપણે મોહાડું કરીએ છીએ, તે વીશે અવસતામાં ઘણી જગે ફરમાવેલું મલે છે, અને જે ગાથાને આધારે આ મંડલી કામ ચલાવે છે તે ગાથામાંતો ખુદ આતશની આરાધના કરવાનું ફરમાન મળે છે! ( જુઓ "યજશને," હા૦ ૧૨-૧૪-૧૨.)

## ભુમીદાહ થવા ઇછનારા પારસીઓ.

ગયા થોડા દાહેકાઓ ઉપર જરથોસતી ધરમ ઉપરથી એકીન છોડી કેટલાક પારસી-ઓએ ખ્રીસટી ધરમ ઉપર દીલ લગાડયું હતું, અને જાહેરમાં સંસારના બંધનથી તેઓથી ખુલે ખુલ્લુ ખ્રોસટી ધરમમાં વટલી જવાતું ન હતું તેથી બાતેનમાં તેઓ ખ્રીસટી-પારસીઓ તરીકે રેહેતા હતા. હજીપણ કેટલાકો તો ઇસુ ખ્રીસટની સબીની પુંજા પણ કરે છે, અને પોતાના કુટુંબમાં પોતાના બચાં છોકરાંઓ પાસે પણ, તેઓને ગમે તેમ સમજાવી, તેમ કરાવાની કોશેશ કરે છે. પણ એજ ધરમના વીદવાનોએ એ ધરમના પગ જ્યારે લુલા કરી નાખયા છે, તયારે આપણા ખ્રીસટી-પારસીઓની કાંઇ શુધ કદાચ ઠેકાણે આવી હોય. તોપણ કેટલાક એવા પારસીઓએ, બાહેરના ખ્રીસતી ચલકાટની જુહમમાં, એવી મતલબના વશીઅતનામાં કીધેલાં સંભલાય છે કે તેઓ જ્યારે મરણ પામે ત્યારે તેઓની લાસને કોઇ ખ્રીસતી પાદરીઓને હવાલે કરવી કે જેથી કરીને સુરયદાહને બદલે તેઓની લાસને ખ્રીસતી કીરીયા પ્રમાણે ભુમીદાહ કરવામાં આવે! એવા પારસીઓની મરજીની સામે આડે આવવાને આપણ ઇછતા નથી; પણ આ ઉપરથી તેઓની અક્કલ ઉપર આપણને અંદેશો પેદા થાય છે કે, જેઓ સુરયદાહથી અરધા કલાકમાં પોતાના શરીરને ખાક થવા બીહીતા હોય અથવા ગીધ પાસ અરધા કલાકમાં પોતાના શરીરને ફના કરવા તેની ચોંચથી બીહીતા હોય, તેઓ નજદીક અરધી સદી સુધી તેથી વધારે તીક્ષણ

કીડાઓનાં ચટકાઓનાં ભોગ થવાનું પોતાને હાથેજ પસંદ કરી લે છે! વલી એમ કરી જીવતાં અને મુવેલાં બેઉને તેઓ હેરાનગતી આપવાનુ કામ પસંદ કરે છે, જે વીશે અમો કાંઈ આએ ફીલસુફી સમજાવા બેઠા નથી. પણ એટલું કેહેવું બસ થશે કે, એવા પારસી ભાઈઓએ અગનીદાહની રસમ પસંદ કરનારા યુરોપના વીદવાનોએ ભુમીદાહની રસમથી કેવી કેવી ખરાબી ઉપજે છે તે વીશે જાહેર છાપેલાં લખાણો વાંચવાં, અને હુરઅંદેશો વાપરી પોતાના વસીઅતનામાં, જો ખરેખર ઉપલી મતલબ જેવાં કીધાં હોય તો, રદ-બાતેલ કરવાં.

## "અપક્ષપાત" વરતમાનપત્રોની હાલત.

આપણા સુધરી ગયેલાં ન્યુસપેપર અને માસીક ચોપાંનીઆંવાલાઓની વીરૂધ કોઈ બીજાં ન્યુસપેપરો કે ચોપાંનીઆંઓમાં કાંઈ ટીકા થાય છે, તો તેઓ એવુંજ કહેછે કે એવાં ચીથરીયાં પેપરોને કોઠું આપવાથી હમારો દરજજો ઘટે છે! ગુજરાત અને કાઠીઆવાડ તરફ પ્રગટ થતાં કેટલાંક ન્યુસપેપરોને તેઓ હલકાં ચીઠડાં કરી કહેછે; પણ એવાંજ "હલકાં ચીઠડાંઓ"માં કાંઈ પોતાની મતલબ સર તેવી બાબદો આવે છે, તો તેને મોટી ઉકમાઈથી તેનું નામ જણાવીને ઉતારો કરી લે છે. જેને તેઓ ચીઠડાં કહે છે તેમાં લોકોની તારી મારીની બાબદો આવેછે એવું તેઓ જણાવે છે, પણ આપણા સુધરી ગયલા અને સતયજ બાબદો લખનારાઓ પોતેજ દર વખતે લોકોની તારી મારી કેવી કરે છે, તે તેઓ ભુલી જતા જણાય છે. જેમ કહેવત છે કે "મસાલચી પોતે જાણે ઉજડું દેખાડે ને પોતે અંધારામાં ચાલે" તેમ પોતાની કોઈ મતલબ સાંધવી હોય છે તો ગમે તેવાનેબી ખુબ છાપડે ચહડાવી લોકોને વગર જરૂરનું પીજન કરી સમજાવે છે, અને કોઈ પર કાંઈ વેર-ભાવ હોય છે તો કાંઈબી બહાનું મલવે તેની તહરેવાર નીંદાઓ કરે છે; એ રીતના તહરેવાર પ્રપંચો હમેશાં તેઓ રમે છે તે છતાં, "અપક્ષપાત" અને "ઈમાનદાર" લખનારા તેઓ પોતાને કહેવાડે છે. એક જંગલમાં માણસ વાઘને કેમ મારે છે તેનો એક ચીતારાએ ચીતારેલો ચીતાર એક માણસે વાઘને દેખાડીને એવું કહયું હતું કે "જો, આ માણસ વાઘને કેવો મારે છે?" પેલા વાઘે જવાબ દીધો કે, "માણસના હાથમાં કલમ છે. એવીજ કલમ મારા હાથમાં હોય તો વાઘ માણસને કેમ મારે છે તે હું પણ ચીતારી દેખાડું!" આપણા સુધરી ગયલા પારસીઓના હાથમાં ન્યુસપેપરોની અને ચોપાંનીઆંઓની કલમો છે. "કોણની ગાડી ને કોણના બેલ; જેમ ગમે તેમ હાંક સુલેમાન," એ રીત પ્રમાણે સુધરી ગયલા પારસીઓ અને તેઓના ધર્મ ગુરૂ પોતાની મરજીમાં આવે તેમ પારસીઓને ગમે ત્યાં દોરવી શકે છે.

## "તબલા-સારંગી" સાથનાં ગાયનો શું "બંદગી" છે?

એ૦ શેરીઆરજીનાં કહેવા પ્રમાણે પારસીઓને યજદાં પરસ્ત નહી, પણ માજદી-યસનાન કરી કહેવા જોઈએ. જેમ માજદીયશનાનને ખોદાપરસ્ત કહેવામાં આવે છે, તે-મજ માથ્રવાંની તે અવસતા જુબાનને કહે છે એવું પારસીઓ સમજે છે—તેને એ૦ શેરીઆરજી ભુલભરેલું ગણે છે. કહે છે કે એ તો ચોકસ ભેદી કલમોને વાસતે બોલો છે. એમ જણાવવાનું તેઓને કારણ એજ કે જો માથ્રવાંનીને અવસ્તા જુબાન કહેવામાં આવે તો પારસીઓએ અવસ્તા જુબાનમાંજ બંદગી કરવી જોઈએ એવું સાબેત થાય, તો તેથી તબલા-સારંગી સાથની તેઓની ગુજરાતી બંદગી ખોટી કહેવાય. અગર જો માથ્રવા-

નીને અવસતા જુબાન સમજવામાં પારસીઓએ ભુલ કીધી હોયં, તો પણ તે ભુલ વધારે ફાયદા ભરેલી, મનને અને આતમાને સંતોશ આપનારી ખરી બંદગી છે. તે ભુલ સુધારી તબલાં-સારંગી સાથની ગુજરાતી બંદગી ફકત મોજ મારવાનીજ મતલબ ધરાવે છે. બંદગીની જે ગંભીર મતલબ, અને તે ગમે ત્યારે ગમે તે જગામાં એકલું અથવા બીજાઓ સાથે કરી, દરરોજ બમે તો પાંચ વખત અથવા ગમે તે વખતે દરેક જણ એકાંતપણે કરી પોતાનાં રવાનને સંતોશ આપે, એજ ખરી બંદગી છે.

# રાહનુમાય સભાના લખાણોમાંથી ચુંટી કાઢેલા દાખલા.

જુદદીનોનાં રેવાજો અને માંનતાઓ છોડાવી દેવડાવવા શીવાએ જરથોશતી ધરમ પુશતકો વીશે કંઇપણ ફેરફાર કરવું નહી હેવો રાહાનોમાવાલાઓના એકરાર વીશે મરહુમ શેઠ કુવરજી રૂસતમજી મોદીએ રાહાનોમા શભા તરફથી કીધેલું ભાંશાન એક શોગંદ નાંમાં જેવુ છે તે.

પુસ્તક ૧. આંક ૩ જો શફો ૧૦ મો,

"એક બીજો ખોટો ભુમાટો એ મંડલી વીશે લોકોમાં ચાલે છે અને જે એ મંડલીની આબાદાનીમાં ઘણોજ નાસકારક છે વાસતે આએ જગોએ તે વીસે કંઇ બોલવાની મને જરૂર પડી છે."

"ઘણાએક જરથોશતી લોકો એ મંડળી વીશે હેવું કેહચ કે એ રેહેનુમાએ માજદી-અશનાં સભાની મતલબ આપણી પાક જરથોશતી દીનનાં દફતરોમાં મોહોટો ફેરફાર કરવાની છે તેથી આગલ ચાલતાં એ લોકોને હાથે આપણા બુજોરગ અને માન પામેલા ટોળાંમાં મોહોટી ખરાબી થાશે કાંજે એ કામમાં અંગ્રેજ લોકોની છુપી મદદ છે—હેવી મતલબ ધરાવનારી મંડળીને પાએદાર કરવામાં મદદ કરવી અથવા બીજાઓ પાસે કરાવવી એ જુદદીન લોકોનુ તથા દીનદુશમનોનુ કામ છે."

"આએ વાત ઘણાંએક દીનદાર જરતોશતીઓને મોહોડેથી સાંભલીઆથી મને ઘણી અચરતી અને દુઃખ લાગેછે કે આએ નીરદોશી મંડળી જે પોતાંનાં જાતભાઇઓનું કલેઆંન કરવાને સારૂ પોતાનાં દીલોજાનથી ઉભી થાઇછે તેઓને અંગે હાવું જુઠું બોહોતાંન લગાડવા સારૂ દીનદાર જરતોશતીઓમાં તેઓને વીસે હાવો ભુરો અને વગર સનદનો વીચાર કોણ નેક બખતની કલપનાંથી જનમ ધરેઓ હશે તે કેહવાઇ સકાતુ નથી ખેર લોકને ગમે તે બોલે—કેહવત છે કે "જગને મોહોડે ઢાંકનુ નથી" પણ માહારો તથા માહારા ભલા સોબતીઓનો તથા એ મંદલીમાં બીજા સઘલા શામેલ થનારાઓનો એ વગર પાઆનાં બોહોતાંનમાથી અંગ છુટકો કરવા સારૂ ખોદાએ તાલાને હાજર નાંજર જાંણીને તમો મીજલસનાં દીનદાર ગરહસથોને—તથા બીજા દીનદાર દશતુરો—મોબેદો તથા બેહદીન સાહેબોને આએ મંડળીનાં સઘલા અધીકારીઓની તરફથી તથા તેઓની રાજીથી હું જાહેર કરૂચ કે આએ હમારી મંડળીમાં કોઇબી આપણા પાક મહજબનાં દફતરોની અંદર કઇબી ફેરફાર કરવાની અથવા તે ઉપર મુજાંહે મત કરવાની બાબદ પર ભાંશણ કરવા તથા રીસાલા લખવા તો શું પણ એક બોલબી તે બાબદમાં બોલવાની છુટ આપી નથી અને તે વીસેનો બંદોબસત કરવા સારૂ એ સભાનાં કાએદાઓમાં આ એ પરમાંણે બંદી કીધામાં આવીચ—"એ સભામાં માજદી અશની અથવા જુદદીન લોકોનાં ધરમની વાતો તથા બાબદો વીસે કોઇ ધણીને ભાંજગડ કરવા દેવી નહી'—હવે હાવી ખુલલી રીતે છાપી પરગટ કીધેલા ધારા છતાંબી તથા આએ જાહેર સભા-

માં હુંએ એ બાબદમાં આએ મંડલીની રજાથી ખોલાશો કીધો છે તે છતાંબી જે સાહેબો એ સભાની મતલબ વીસે હેવુ ગેર વાજબી ગુમાંન લઇ જાએ તો હમો નાચાર છઇએ.

## એજ સભાનાં પુશતક ૧ લાંના આંક ૨ જાંને સફે ૭ મે આ રીતે જણાવવામાં આપેઉં છે કે:—

"આએ શભાનાં કારોબારીઓ તથા મજલસીઓ વીશે કેટલાએક માજદી અશનાંનો હેવી ધાશતી રાખે છે જે એ કાંમ ઉઠાવનારા તથા તેહમાં સામેલ થનારા શખશો નાંદાંન ઇઆને ટુકી ઉમરનાં છે માટે કદાચ તેવો આગલ જતાં ખરાબી કરશે અને કાલમાં તેવોએ જે શુધરાઇ કરવાની ધારનાં રાખીચ તે કાંમ પડતુ મેલીને દીનઆઇનની તકરાર એ શભામાં ચલાવશે તેથી આપણી પાક દીનઆઇનનુ કાંમ ચુથાશે તથા નુકશાંન પોહોચશે અને તેમાંથી ટંટો બખેડો ઉભો થારો."

## પુસ્તક ૧ લું આંક ૨ જો શફે ૨૦ મેઃ—

"હમો એમ કેહવા માંગતા નથી જે રવાંનની પછવાડે બાજ રોજગારનો કશો ખરચ કરવો નહી જોઇએ. નાં—હમો કોઇનેબી હેવી ભલાંમણ કરતા નથી. હમારો અભીપરાએ એ છે જે આપણી દીનનાં ફરમાંન મુજબ ધુપને રંગ—મીઅજદ—દરૂન—આફરગાંન—બાજ—રોજગાર કરવો તથા આપણી દીનઆઇનનાં કાંનુન મુજબ શઘલી કીરીઆ કરવી પણ આપણા લોકો મીથાઇ કરીને તથા ખાંણુ પકાવીને ઘેરેઘેર ચાહારંમ અને બાજ રોજગારને દને મોહોટું ખાંણુ કરેચ તથા ભોણાં વેહચેચ તે કઇ આપની દીનનુ ફરમાંન નથી—"

## પુસ્તક ૧ લું આંક ૧૦ મો સફે ૨જે:—

"રાહનુમાએ માજદીઅશનાં શભા અવશતાનાં દફતરોને જેટલું માંન આપેચ અને તે ઉપર કઇબી પાંતીએ સુખન લઇ જવો તે ગુનાંભરેલુ ગણેચ."

## પુસ્તક ૧ લું આંક ૧૨ મો સફો ૧૭ મો:—

"આપણી સભાનાં કેટલાએક શતરૂઓ લોકોનાં મનમાં આપણી શભા વીશે બદગુમાંન ઉપજાવવા શારૂ હેવુ કેહે છે જે આપનાં બુજરગોથી ચાલતી આવેલી રશંમો તથા રેવાજ બીલકુલ મુકાવી દેવાડવા તથા કાહાડી નાંખવાની આપણી શભા કોશેશ કરે છે. શેઆંણાં અને દીનદાર જરતોશતીઓને ઘટેચ કે હેવી વાતનો ભુલાવો ખાએ નહી અને આએ શભાને હેવી રીતે બદનાંમ કરે નહી, કાંએ જે કે એઆંની તથા શાશાંની તબકકાનાં શેહનશાહોનાં જમાનાંમાં આપણા જરતોશતી લોકોમાં ઇરાંનશર જમીન મધે જે કાંઇ રશમો ચાલતી હતી તે રશંમોને કાહાડી નાખવા અથવા મેલાવી દેવાની આએ શભાની ધારણાં નથી—પણ જે રેવાજ તથા રશંમો આપણાં લોકોએ હીનદુશથાંનમાં આવેઆ પછે પાછલા જમાંનાંમાં હીનદુ તથા મહમદીઆંન વગરે બીજી કોંમનાં લોકોની સંગતને લીધે અખતીઆર કરીચ અને જે આપનાં બુજરગોની કેહવાઇ શકાએ નહી તેહમાં જે રશમો અણઘટતી અથવા આપણી દીનનાં ફરમાંનથી ઉલટી અથવા નુકશાંનીએત અથવા હીનપશતીભરેલી હોએ તેહને તરક કરવાનાં ઉપાએ કરવા શારૂ "રાહાનુમાએ માજદીઅશના" શભા કાહાડીઆમાં આવી છે."

(ઉપલા ફકરાઓમાં જનાવેલા એકરારો પરમાંણે એ સભાનાં મેમબરો ચાલેઆ છે કે નહી તે નીચે જનાવેલી એજ સભા તરફથી જાહેર થાયલી બાબતોથી વાચનારા શાહેબો જોઇ લેશે )

## એરવદ શેરીઆરજીનાં લખાણોમાનાં ફકરા.

એ૦ શેરીઆરજીનાં ફતવાઓ વીશે વીચારો આપતાં આ ચોપડીમાં ઘણે ઠેકાણે તેમનાં લખાણોની માતર મતલબજ ઇશારા રૂપે જણાવવામાં આવી છે, તેને લગતા તેમના લખાણોમાંના અસલ ફકરા તે ઉપર અમારા તરફના ટીકકા શહીત હેઠલ આપીએ છઇએ.

રાહનુમાય માજદી અસનાંનનું પુશતક. ૫મું આંક ૧ લો સફે ૧૭ મે:—

"જો તમે ખરા જરથોસ્તી થવા માંગતા હોવો તો તમે ફકત એકલા એક દાદાર અહુરમજદ શિવાય બીજા કોઇની પુજા કે આરાધનાંનો જેટલી બને તેટલી કોશેશ કરીને અટકાવ કરો. અજ્ઞાન અને ભોલી ઓરતોને સમજાવીને તેઓનાં વેહમોને અને વેહમ ભરેલી માંનતાઓ અને ભણતરો ઉપર આધાર રાખવાની ટેવને છોડાવો."

પુસ્તક ૫મું આંક ૧ લો સફે ૨૬ મે:—

"કેટલીએક તરફથી ધાસ્તી રાખવામાં આવેછે કે દરૂન બાજ, યજશને આરાધનાં અને એવાંજ બીજાં ક્રિયા કર્મને લગતાં સવાબ કાંમોમાંજ જરથોસ્તી ધર્મની હદ આવી રેહ છે, માટે જો તેઓ નીકલી જશે તો જરથોસ્તી ધર્મનો અંત આવી જશે; પણ આ સમજણ પરથી તમે જોશો કે એ ધાસ્તી ખોટી છે. ક્રિયા કર્મને લગતાં સવાબ કાંમો ધર્મનો એક નહાનો ભાગ છે તેને સમુલગો કાહાડી નાંખવો નહી જોઇએ, પણ જેટલી ખોટી ક્રિયાઓ ખરી તરીકે ગણાતી હોય તેઓને રદ કરીને ખરી તથા ધર્મને છાજતી ક્રિયાઓ કરવાથી ધર્મમાંનુ કંઇબી ઓછું થવા ધાસ્તી નથી."

આપના ધર્મ સુધારકો ધર્મમાં અને ધર્મને નામે ચાલતી ક્રીઆઓમાં ખરી કહી અને ખોટી કહી તે ઠેરવવાનો આધાર તેઓનીજ મુનસફી અને દયા ઉપર રાખવા ચાહેછે, અને તે હવે પછેનાં તેઓનાં નવાં ધરમ પુસ્તકોમાં તેઓ દાખલ કરશે; પણ ગાથામાં તો ક્રીઆ બીલકુલ જણાવેલી નથી તેથી પાછલી કહી ક્રીઆ ખરી કેહવાશે?

પુસ્તક ૫ મું આંક ૧લો સફે ૨૮ મો:—

"હા, ખરૂ છે કે સુતેલા ઉઠી એચ ત્યારથી તે પાછા સુવા જઇએચ ત્યાં લગી આપણે દરએક ભણતરમાં ઘણી એક વખતે શેતાંનને શેકસ્તેહ કરવા, દેવોને તોડવા, દરૂજોને નહસડવા, અને અશોઈ જાલવવા, એકથી વધારે વખત મોહોડેથી બોલીએ છેઇએ. પણ શું "આપણે તે પ્રમાણે અમલ કરીએ છઇએ? શેતાંન અને દેવ દરૂજોને તોડવા એટલે દરએક જાતની ખોટાઇ અને અંધકાર તથા અવ્યવસ્થાને દુર કરવી. આપણે કેટલે દરજજે તેમ કરીએ છઇએ? દરએક જરથોસ્તી દરૂજ—ખોટાઇ, અવ્યવસ્થા—ની સાંમણે લડનારો એક એક શીપાહ છે. શુ તેની બાહદુરી ફકત મોંહડેથી ભણવામાં, તચકારી કાડવામાં, અને ખેયાલી દેવ દરૂજોનાં બદરૂહોને નહસાડ-

**વામાજ રેહવી જોઇએ? નાં. તેણે જો પોતાના સપેહ સાલાર અશો જરથોસ્તને અનુસરીને ચાલવું હોય તો તેનાં તે ગંભીર વચનો પોતાની છાતીમાં કોતરી રાખવાં જોઇએ."**

આપણાં ધર્મ સુધારકોએ એક ખરા જરથોસ્તીનું ઉપલું વરણન આપેઊં છે, પણ એ પરમાણે એક જરથોસ્તી ચાલે તેમજ તે અવસ્તામાં બંદગી કરે તો તેથી આપણા ધરમ સુધારકોની તબલા સારંગી સાથનાં ગીત ગાવાની તેમજ તે દરરોજ એકલાએ નહી પણ ચોકસ પરસંગોએ તે સારૂ મેલાવડાઓ કરવાની મતલબોને વજન કેમ મલશે? તેમજ એ બંદગી તો પાછલી બનાવટ છે તેનું કેમ?

પુસ્તક ૫મું, આંક ૧લો, સફો ૬૩ મો:—

**"હવે ભણતર અને સવાબકારીનો આધાર ચોખ્ખી નીતી ઉપર રેહવાનું અશો જરથોસ્તનુ આ સિધ્ધાંત ઘણુજ ગંભિરપણે ધ્યાન આપવા જોગ છે. ભણતર અને સવાબકારી કરતાં નીતીનુ આચરણ વધારે અગત્યનુ છે. માટે દરએક જરથોશતીએ હમેશાં યાદ રાખવું જોઇએ કે ભણતર અને સવાબકારી જોકે ખચીત તેણે અમલમાં લાવવાં જોઇએ તોપણ તેની અગાઉ તેણે અનીતીઓ છોડવી જોઇએ."**

આપણા ધર્મ સુધારકો આગલે સફે ૧૭ મે ભંનતરો છોડવી દેવાની ભલાંમણ કરે છે, તેમજ સફે ૨૮ મે ભંનતર ભંણનારાઓ વીશે શકભરેલી કલપનાં કરે છે, અને ઉપલા સફે ૬૩ મે પાછી ભનતરની અગત જેવુ જણાવે છે, તો જો કે તે ચોખખી નીતીથી કરવું જોઇએ એવુ સમજાવે છે. ત્યારે સવાલ ઉઠે છે કે, તેઓની તબલા સારંગી સાથન ગીતની બંદગીમાં શામેલ થનારાંઓ સરવે ચોખખી નીતીવાલાંઓજ હોએ છે કે? પારસીઓ અવસતામાં દર રોજ બંદગી કરનારાઓ હતા. તે વખતની તેઓની નીતી સાથે હાલનાં નવી રીતે સમજીને ચાલુ ભાશામાં તબલા સારંગી સાથની બંદગીને નાંમે મોજ મારવા જેવી બંદગી કરનારાંઓની નીતી વીશે-દરરોજ હીનપસતીભરેલી ફરીઆદો આપનાં સુધારાવાલાઓજ હવે અફસોસ સાથે કરે છે તેનુ કારણ શું? કારણ એજ દીસે છે કે, ધર્મને નાંમની અવસતાની બંદગી છોડાવી દેવાડી, કીરીઆ કાંમોને શકભરેલાં જણાવેઆં તથા કોઇબી રીતે ધર્મનાં કે સંસારનાં બંધારંણને તાબે નહી રેહતા મરજી પરમાંણેનુ છુટાપણું ભોગવવાની સમજ આપવામાં આવી, કે જે સમજ ભુલ ભરેલી હતી.) એજ કારણથી હવે લોકોની હાલત બીગરી કે નહી? હાવી બંદગીઓને "જરથોશતનુ સીધાંત" એવુ શા ઉપરથી કહીઉ હશે એતો શરવે પાછલી બનાવતો છે તેનુ કેમ?

પુસ્તક ૫ મું આંક ૧લો સફો ૬૬ તથા ૬૭ મો.—

**"ગાથા વાંણીથી એક આખો ધરમ કેમ સચવાશે તેની જેઓ ફીકર રાખતા હશે તે સાહેબોએ જોઇ લીધું હશે કે આજનાં સુધરતા અને આગલ વધતા જમાંનાંને માટે જોઇતું મલી આવેછે. એમાં આવેલા ઇશારા જેઓ આજની વીદેઆની રોશનીથી વટીક વાંચશે તેઓ પણ મે બીજાં ભાષણમાં કહીઉં તેમ નવી, નીઆએશો, અને એશતો, વગરે એજ ઇશારાઓને આધારે ઉપજાવી શકશે, અને જેમ જરથોશત પછેનાં આપણાંને યાગાંનોએ નવાં લખાણો આપેઆં તેમ, આ જમાંનાનાં વીદવાંનો આજની રૂઢીએ આપણ માટે તેમજ આવતી ઓલાદને માટે નવાં લખાંણો ગાથાનાં ભાવરથ પ્રમાંણે આપતા જશે એવી ઉમેદ રખાય છે."**

**"જેમ ગુમરાહીનાં અંધકાર"ને કુદરતી વીદેઆ ગનેઆંનનું અજવાલુ દુર કરતું જશે તેમ પારસી કોમનાં ગાથા વાંણીને પીછાંનવાની ખુબી વધતી જશે.**

જુવાનો જયારે ગાથાં વાંણીને માન આપવા તઈઆર થશે ત્યારે પાછલા જમાનાના લખાણ તરફ જે આજે દીલસોજી લાગતી નથી તે જુદુંજ રૂપ પકડશે."

"બીજી એક અરજ ગુજારૂં છું કે, આ આપણાં કામેલ ગુરૂની બાબતને ગાથામાંથી વીની કાડતાં મને અતીઅંત મેહનત પડી છે, કેમકે ગાથા વાંણી એક જુની અને અતીઅંત પુરાંણી ભાશા છે, જેને વાંચવા માટે તે વખતનાં આચાર વીચારોને અને નહી નોધાએલી તવારીખનો તથા શબ્દોનો સાંમટો અભેઆસ કરવો પડે છે એ કરવાનાં શાધનોમાં જોઇતાં પુસતકો મલી શકતાં નથી, પણ મારાં ભેજાંનાં દફતરોમાંથી આગલા તથા આજનાં વીદવાંનોએ શીખાડેલી જુની તથા નવી રૂદીને સરખાવી તથા મેલવીને મને કેટલું એક ઉપજાવી કાડવું પડેછે." * * * * * * એક નવી ઇમારત બાંધવા માટે કડીઆ-મીસતરી-ધોનફોડા વગરે જોઇએ તે માંઠાં ભાયગે આ ગાથા વાંણીની ઇમારતને પાછી ઉભી કરવા માટે આપણી પાસે આજે મોજુદ નથી, માટે એક અભેઆશીને કડીઆ, મીસતરી અને ધોનફોડાનુ સાંમટુ કાંમ કરવુ પડે છે. * * * * * * તે છતાં આ દીકટ બાબદની ઇમારત ઉભી કરતાં જે કંઇ વખત અને જમાનો ગુજરે તેમાં મારો તેમજ રાહનુમાએ સભાનો વાંક નથી. જેઓ આ અભેઆસમાં દાખલ થયા નથી તેઓની અતી ઇનતેજારીને લીધે તેઓ મારે પાસેથી તુરતને તુરત વધુ કાંમ મેલવવાની ઉમેદ રાખતા હોય, તો તેઓ નાસીપાસ થશે. રાહાનુમાએ સભાની, મારી પોતાની, અને બાહેરનાઓની સઘલી ઇનતેજારી છતાં હું કાચે પાયે કાંમ ચલાવવાને ખુશી નથી."

વાંચનારા સાહેબો ઉપર જણાવેલી હકીકતથી તમો ખુશી બતલાવશો કે અફસોસ કરશો તે તમારા પોતાનાં અંતકરણનાં સવાધીનમાં છે. આપણી રાહાનોમાઇ કરનારાઓએ પરથંમમાં જે સોગંદનાંમાંથી એકરાર કીધેલો કે "આપણાં અવસતાનાં દફતરોમાં તો શું, પણ અવસતાના એક હરફ ઉપરબી મુજાહેમત કરવી તે ગુંનાં ભરેલુ છે," એ કેહવત તેઓએ કેવી પાર પાડી છે તે ઉપરની હકીકતથી તમો જોઇ શકશો. સદ હજાર આફરીન હોજો આપણાં ટોલાના દુરઅંદેશ સાહેબો ઉપર કે તેઓએ પરથમથીજ એ મંડલીનાં કામો વીશે ખોલી રીતે શક બતલાવેઓ હતો. તેમની અગમચેતી આજે પાર પડી છે કે નહી એ વીચારી લેવું મુશકેલ નથી. તમામ અવસતા અને ધરંમને આધારે થતી કીરીઆઓને રદ કરી જે નવું ઉભુ કરવા માંગે છે. તેનો આ ધાર ફકત પોતાની કલપનાને સચ્ચાઇનું રૂપ આપી શકું નવર વરી કરવાનો છે એ ઉપલા ફકરાથી શું જણાતું નથી? જો હવે પછે ગાથાઓ સીવાએનાં તમાંમ અવસતા રદ કરી ગાથાઓને આધારે નવી નીઆએશો અને એશતો નવે શરથીજ બનાવવાની બીજા કોઇને નહી પણ આપણી રેહનોમાઇ કરનારાઓને જરૂર જણાતી હોયા તો હવે તેઓએ તુરત યુરોપીઆંન વીદવાંનોને ચેતવણી આપવી જોઇએ કે

"તમો જે રાત દહાડો હમારા ધંરમનાં પુસતકોની બાબદો શીખવામાં અને તેનાં તરજુમાં કરવામાં પોતાની મન શકતીને ફોકટ ખપાવી નાંખો છો, તે તમારે પોતાને વાસતેજ સહમજવું; હમોને તો ગાથા સીવાએ બીજાં અવસતાની દરકાર નથી, કેમકે તે પાછલથી ઉભું કીધેલું છે. જો તમો પરવારતા બેઠા હોવો તો હમારે વાસતે ગાથાઓને આધારે નવી નીઆએશો—અને એશતો-બનાંવી મોકલશો તો હમો તમારો મોટો ઉપકાર માંનીશું, પણ તે એવી શરતથી કે, તેથી કોઇબી

રીતે તેમ કરવાની ફરજ નહી પડે અથવા કંઇ કીરીઆઁ કરવાનું બંધારંન તેમાં નહી રહે" !

પુસ્તક ૫ મું—અંક ૨ જો. "એ મધે જરૂથોસતીઓમાં તંનની પાકીજગી" વીશેનું એમ૰ શેરીઆરજીનું ભાશાણ છપાએલું છે, તેમાં સફે ૧ લે તેઓ જણાવેછે કે,—

"શરૂ કરતાં પ્રથમ જણાવવાની અગતીય છે કે આ ભાશણો સપેતમાંન જરથોસ્તના ગાથાઓને આધારે રચેલાં નથી પણ વંદીદાદ અને બીજી પાછલા જમાનાની પેહલવી ફારસી કેતાબો તથા રેવાજો અને રસમોને આધારે રચેલાં છે, કારણકે ગાથામાં એ બાબતો આવેલી નથી; ગાથામાં તો માત્ર બેજ ફકરા આવેલા છે. જેમ કે-

"જનમ લીધા પછી મણસને માંટે ચોખાઇ ઘણી ફાયદેમંદ છે" * * * હું મારી કરણીને ઘણી ચોખી કેમ કરૂં?"

તંનની પાકી જગીમાંજ દરવખતની ફરજો અને કીરીઆઓનો ઘણુંકરી સમાવેશ થાએછે એથીજ જરથોશતી ધરમની મોતેબરીછે. પણ તેમતો હવે કરવું નથી, તેથી કદાચ એ બાબતો ને પાછલા વખતની છે એવું જણાવવાની જરૂર વીચારવામાં આવી હશે કે ગાથામાં એ બાબદો નથી. જો એ શરવે જરથોશતી ધરંમનુ ફરમાંન થડે તો આપનાં ધરમ શુધારકોની ધારેલી મતલબો પાર પડે નહી હેવુ જનાએછે.

એજ આંકનો સફો ૧૨ મોઃ—

"આજે આપણા કેટલાંએક લોકોમાં એવો વીચાર છે કે તંનની સફાઇના કાયદા ચાલતી આવેલી રીતીએજ જાલવવા જોઇએ અને નાચારી સીવાએ તેઓથી ગમે તેવો ગેરફાયદો થાય તોપણ તે રીતીઓમાં ફેરફાર કરાયજ નહી. તે વીચારને ઘણો ભુલ ભરેલો ગણવો જોઇએ છે."

"એજ આંકનો સફો ૧૫ તથા સોલમોઃ—"

"એ બાબતોનાં ઘણાએક કાયદા જે વંદીદાદ વગેરે આપણી પુરાતંન કેતાબોમાં અને આપણી કીરીઆઓમાં આજદંન સુધી જોવામાં આવેછે, તેઓને અમલમાં લાવવાની વીગતવાર રીતીઓ અને સાધનો આજે મલીબી આવત હોય, તોપણ તે કાયદાઓને તલીએનાં મુલ કાનુનની નેમ બેશક ઘણી ઉતંમ અને વખાણવા લાયક છે."

તનની પાકી જગી વીશેની તકરારી બાબદો આગલ વીસતારીને લખવામાં આવેલી છે, તોપણ ઊપલા બે ફકરામાં એક એકથી જુદી મતલબો જણાએ છે, તેટલાજ સારૂ અતરે તે જણાવેઆ છે. તોપણ ગમે તેવી નાચારીમાંબી પારસીઓ ભલે જંગલી હોય તેમ તેને વલગીજ રહે છે એવું જણાવવામાં તેઓ ભુલ કરતા જણાય છે. તેમજ તે કાયદાઓને તલીએનાં મુલ કાનુનની નેમ બેશક ઘણી ઉતમ અને વખાણવા લાયક છે એવુંબી જણાવે છે પણ એ તો સરવે પાછલી બનાવત છે તેનું કેમ?

બંદગી વીશેનાં ભાશણ પુસ્તક ૫ મું, આંક ૪ થો સફો ૨૫મોઃ—

"એ પ્રમાણે આપણા બુજરગોથી 'બીન ધારવે પકડાયલા જરથોશતના કાનુનથી જુદા કાનુન વીષે છુટો મુકવા છતાં જે પ્રમાણે આપણે હીંદુ વગરે જુદદીનોને

જોઇને 'અખતીઆર' કીધેલ્લી રસમોની બાબતમાં સુધારા કીધા અને કરીએ છઇએ. તેમજ આ અનેક ઇશ્વરી કાંનુનની બંદગીઓના બાબમાંબી શુધારા કરવા પૂર ધેયાન આપીને આપણી ધરમ સંબંધી હાલત વધારે સારી કરવાથી અનેક ફાયદા અને આપણી બેહતર' દીનની કાએમી થશે, તે વીશે સમજુ જરથોશતીઓને વધારે કેહવાની જરૂર નથી."

રવાંનોની કીરીઆ વીશેનાં ભાશણ, પુસ્તક ૪થું આંક ૧૦ મો સફો ૧૩૩ મો:—

"માસીસા અને વરસી એ બે ટાંકણે એક એક શીરોજે અને એક એક શીઆવ ઇજાવવો એ કીરીઓઓની મતલબ એ છે કે, મરનારનું ફરોહર ફરેશતાઓનાં અને ફરોહરોનાં ટોલીમાં પાછું જોડાવું તેની મદદ અને તે ફરેસતાઓની તથા ફરોહરની મદદ મરનારનાં વારેસોને માટે સાંચવી રાખવી. ચંદર, સુરજ, તારા, વગેરેની પેલી બાજુએ આવેલી જે આકાશી જગાઓમાંથી તે ફરેશતાઓ અને ફરોહરો આ દુનીઆંમાં મરનારનાં વારેસોની મદદે આવે છે. તેનાં નમુનાઓ દેખાડવા તરીકે આકાશી ગોલાઓનાં આકારો શીરોજામાં મુકાતાં ધારી શકાય છે, અને માસીસા તથા વરસીપર એ કીરીઆ કરવાની મતલબ એવી ધારી શકાય છે કે માસીસા ઉપર ચંદરનો એક ફેરો પુરો થઇ રહે છે, અને વરસી ઉપર સુરજનો એક ફેરો પુરો થઇ રહે છે."

ઉપલા બે ફકરાઓમાંની મતલબો કેવી એક બીજાથી જુદી છે. તે વીચારી લેવું સેહલ છે. એમ બનવાનુ કારંણ એવું ધારી શકાય છે કે, મરહુમ શેઠ નવરોજી ફરદુનજી એ મંડલીમાં હતા તેટલાં સુધી તેનાં બીજા કેટલાક અધીકારીઓએ ધારેલી એકથી બીજે છેડે કુટકો મારવાની તેમજ કેહવત પરમાંણે "ખકરી કાઢતાં ઉંઠ પેસાડવાની" મતલબોમાં તેઓને જાજું ઉતેજંન મલેઉં નહી હોય; કેમકે રવાનોની કીરીઆઓ વીશે "સરોશ"ની આરાધનાં તેમજ "રશને" આસતાદની તથા રામ અને "દહમ" ઇજદ વગરે તેતરીશે ફરેશતાઓની ઇઆદમાં જે કીરીઆઓ કરવામાં આવે છે. તેની ખુબીમાં એ૦ શેરીઆરજીએ તે વેલા અછું વરણુન કહી સંભલાવેઉં હતું. તેઓએ આગલ આતશ વીશે એવું કહીઉં હતું કે આતશને પવીતર સમજવામાં આગલા સરવે જરથોસતીઓએ ભુલ કીધી હતી અને પારસીઓએ ફરેશતાઓની આરાધના કરવાથી જુદદીન લોકો આપણને અનેક ઇશવરવાદી તેમજ આતશપરસતો વગેરે કેહેછે, તેથી "હવે આપણે ખુદ અશો જરથોશતનાં રચેલાં ને તેની અસલ આકરૂતીમાં દેખાડવા અને અખતીઆર કરવા માંગીએ છઇએ."

એ ઊપરથી આ લખનારે આતશની સેતાએશ વીશે આગલ છપાઇ ગએલા સફાઓ અને વધારામાં તકરારો દાખલ કીધી છે. પણ ઘણાએકોએ આતશની ખુબી વીશે આપેલાં ભાશણો પછે એ૦ શેરીઆરજીએ આતશની સેતાએશ વીશે એક ભાશણ આપેલું આ લખનારનાં જોવામાં આવેઉંછે, તેમાં આતશની સેતાએશનું વાજબીપણું દેખાડવાની એ૦ શેરીઆરજીને પાછલથી ફરજ પડેલી લાગેછે. તેમાં આતશ પાસે શું શું માંગણી કરવામાં આવેછે તેની ખુબીનું વરણુન કીધેલુંછે. એ બીનાંઓ ઉપરથી આપણાં મનનું કેમ સમાધાંન કરવું તે વીશે તહરેવાર ખેઆલો ઉપજેછે. જો ફરેશતાઓની આરાધનાં કરીએ છઇએ તો તે અનેક ઇશવર વાદી કેહવાઇએ છઇએ, જો આતશનાં કેબલા સનમુખ

આતશ "નીઆએશ" કરીએ છઈએ તો તે તો પાછલા વખતની બનાવત છે તેમજ તેમ કરવાથી "આતશપરસત" કેહેવાઈએ છઈએ, તેથી એ સરવે નીઆએશ અને યશતોને રદ કરી ફરેશતાઓની કે આતશની સેતાએશ બંધ પાડી ગાથા પરમાણે સુધારેલો ધરમ ઉભો કરવાની તજવીજ કરવામાં આવતી હશે. તેમ છતાં તેઓ વલી ફરેશતાઓની અને આતશની શેતાએશોમાં કે વીમોતેખર ખુબીઓ છે તે ખાછું જણાવે એ અજાયબી ભરેલું છે. હવે કીઓ મારગ આપણે અખતીઆર કરવો તે વીશે ગુચવાડો ઉભો થાએછે. આપણા સુધારકો જગે જગ આપણા આગલા અને હાલનાં ઇરાની અને હીંદુસ્થાનનાં જરથોશતીઓએ ભુલો કીધી છે ભુલો કરેછે વીગરે જણાવેછે, તે એક ચકરંમ શખશ જે પોતાની સ્ત્રીનાં પતીવતાપણા વીશે બોલતો ફરતો હતો કે, "સબ બીગરી-સબ બીગરી, નહી બીગરી એક મેરી તારા" તેના જેવું લાગેછે. એ કેહવત પ્રમાણે જાણે આગલા પાછલા સરવે જરથોશતીઓએ ભુલ કીધી, પણ નહી ભુલીઆ કે નહી ભુલ કરતા આપણી રાહાનુમાઈ કરનારા અને તેઓનાં ધરમગુરૂ.

### રાહાનુમાએનું પૃસતક ૪ થું આંક ૧૨ મો સફો ૨૨ મો:—

"આપણા લોકોએ પોતાનું નાંમ મજદયસ્ન અથવા મજદયસ્નાન એટલે 'મજદનીજ' પુજા કરનાર રાખ્યું છે. જરથોસતનાં વખતનાં અથવા તે પછીનાં જે જે આપણાં તમાંમ પુસ્તકો છે પછે તે અવસતા કે પેહલવી કે પાજંદ ભાષામાં વટીક લખેલાં છે, તે છતાં તેઓમાં અપણાં લોકો પોતાને 'મજદયસ્ન' કરીજ લખી ગયા છે. જુની ભાષાની કાંઈબી કેતાબમાં * * * એકજ ખોદાને માંનવાનો વીચાર જરથોસ્ત પછે કોઇ દાહાડે આપણા લોકોમાંથી નીકલી જઇ શકયો નથી."

એકજ ખોદાને માનવાનો વીચાર નીકલી જઈ શકાઓ નથી એવું જાણવા છતાં અનેક ઇશવરોને પારસીઓ માંનતા હોય એવુ કલંક શા માટે તેઓજ પારસીઓને લગારતા હશે? અથવા કોઈ જુદદીન અંનજનંણુંઓ બોલતા હોએ તેને તેઓ શાને માટે ખરું માંનતા હશે?

### પુસતક ૫ મું આંક ૪ થો સફે ૧૯ મો:—

"જરથોશતની એક વસીએત એછે કે, જરથોશતનાં ગુજરવા બાદ શાહ ગુશતાસ્પે, ફરશોશતરે, અથવા હરએક દીન આગાહ ધર્મગુરૂએ કે તેવાજ હરકોઇ લાએક જરથોશતીએ હરએક જમાંનાંમાં જયારેબી શીખવવાની જરૂર હોય ત્યારે જે ઘટે તે દીનના કાનુનોને અનુસરતું શીખવવું."

જો એ પ્રમાણે જરથોશત છુટ આપી હોય અને તે કબુલ રાખીએ, તો સવાલ ઉઠે છે કે,– જરથોશત પછે થોડાજ વખતમાં તે વખતના દાનાવ કેહવાતાઓએ અનેક ઇશવર વાદી ધર્મ કેમ દાખલ કીધો હશે?અને થોડાજ વખતમાં જરથોશતનુ શીખવેલું કેમ ભુલી ગયા હશે? આગલા ઇરાંનીઓનાં ડાહપણ અને દુર અંદેશી ભરી કાબેલીઅત વીશે આગલા અને આજનાં બોલમાઓ પુરાકલ તારીફ કરી ગયા છે, અને જાય છે, તે શાથી? અવસતાનાં લખાણો ઉપરથીજ કે કંઇ બીજાં ઇરાની શાહીતો ઉપરથી? જરથોશતનાં ગુજરવા પછે થોડાજ વખતમાં તેઓ જરથોશતનું શીખવેલું ભુલી ગયા હોય તો તે પુરેપુરૂં આજ હજારો વરસ પછી આપણા રાહાનુમાવાલાઓ અને તેઓનાં નવા સુધરેલા

અશોજુનાંનો કાંહાંથી શીખી આવ્યા હશે? થીઓસોફીસટો અને યોગીઓ માને છે કે, આગલ થઈ ગએલા માહાતમાઓનું સમરણ કરવાથી તેઓ ગેબી બશારત કરી સાહય થાય છે, તેમ આપણા સુધરેલાઓએ તેઓથી કંઈ મેલવેલ હશે કે શું?.)

પુસ્તક ૫ મું આંક ૪ થો સફો ૨૭ મો —

"બીજા ભુલ ભરેલા વીચારો માહેલો એક વીચાર આજે સમજ પડતી બંદગીઓ બનાવવાની આડે આવે છે. તે વીચાર એ છે કે, અવસતા ભાષા આશમાની છે તેથી તથા આપણી દીનની શરીએતની બીજી ચોકસ દલીલોથી અવસતા શીવાએની કોઇબી ભાષામાં બંદગી કરવી દીનનાં ફરમાન મુજબ રવા નહી જણાય. * * * આ વીચાર પેહલ વેહલો જે મલે છે તે આપણી પાદશાહી જવા પછી લખાયલી એક ફારસી રવાએતમાં મલેછે. આ વીચારે જો એવા વીચારને જનમ આપયો હોય કે અવસતા ભાષા ખુદ આશમાંનીઓની જુબાંન છે તેથી તેજ પવીતર છે અને તે સીવાયની બીજી ભાષાઓ અપવીતર છે, માટે માત્ર તે પવીત્ર ભાષામાં કીધેલી બંદગીજ રવા રેહે અને તે સીવાય બીજી ભાષામાં કીધેલી રવા નહી રેહ તો તે અજબ જેવું નથી."

"જો કે આપણી પડતીનાં અને બેખબરીનાં વખતમાં આવા એક ભુલભરેલા વીચારે એક રીતે આપણી સેવા બજાવીછે, અને તે એ કે, જો એ જમાનાંમાં અવસતા ભાષા આશમાની છે એવું માની લીધું ન હતે તો કદાચ તેને પડતી નાંખવાથી આજે એ ભાષા ગુંમ થઈ જતે."

ધરંમની ભાષા અથવા બીજી રીતે કહીએ તો ધરમમાં જણાવેલી બાબતો આકાશી છે એવું હમેશાં સરવે કોઈ સમજતા અને માનતા આવેલા છે, જો તેમ નહી હોય તો ધરંમ ઉપર એકીન રેહજ કેમ? આપણી રાહાનુંમાઈ કરનારાઓબી આગળ ઘણી જગે બોલેલા છે કે, "અવસતાના આશમાની કલામમાં" વગેરે એજ રીતે એ૦ શેરીઆરજીએ પોતે "દીનકરદ" નાંમની પેહલલી ચોપડીમાંનાં એક સવાલના જવાબનો તરજુમો નીચે મુજબ કીધો છે. તે "જરથોશતી દીનની ખોલ કરનારી મંડલી" તરફથી છપાએલા હેવાલનાં પુસ્તકને સફે ૩૦૨ તથા ૩૦૩ મેથી અતરે ઉતાર્યો છે.

"(જવાબ) જાણવુ કે ગાથા સીવાયના બીજા પાક કલામ, જો તેનું બનાવવું ગાથાથી (યાને) યથા અહુવઈર્યોથી-(છે) તો તેબી (ગાથા જેવા) પાક કલામજ છે (માટે) ઉપરથી (ઇશ્વરી પ્રેરણાંથી) બોલનાર વગરના અને જે કે તે બોલનાર પણાં સાથનાં છે તે બધા ખુદ અહુરમજદે સર્વજ્ઞપણાંની શકતીથી બનાવેલા છે, નહી કે મનુશીએ જ્ઞાનથી (બનેલા છે) ખસુસન અવસતાનાં કકડાઓનો એકબી કકડો ફકત (મનુશજ્ઞાન)થી (બનાવેલો) નહી પોહોચી શકે."

ઉપલા ફકરાનાં વધારે ખોલાસા તરીકે આ ચોપડીનાં ધરમનાં ભાગમાં "આશમોગ" વીશે, નીશાની (ખ)નો વધારો જુઓ દરેક ધરંમની ભાષા ગમે તે હોય છે પણ તેમાં જણાવેલી બાબતો ઇશરવી છે. જેમકે હીંદુ લોકો પોતાનાં ધરમપુસતક, "વેદ"ને આકાશી કેહ છે, જોકે તેની ભાષા સંસકરત છે. તેઓ ધરંમ પુસતકોને સાશતર કેહ છે તે સાશતરોમાંની બાબતોને "મંતર" કેહ છે જેમ અવશતા ભાશામાં ધરમની બાબતોને માથ્ર કેહ છે તેમ એજ રીતે બીજા ધરંમવાલાઓબી કેહ છે. એજ રીતે અવલથી તે આજસુધીના પારસીઓબી સહમજતા અને બોલતા આવેલા છે. એ૦ શેરીઆરજી, કોઈ ફારસી રેવા-

એતવાલાને અમસથા બદનામ કરેછે. પણ તેવણે પોતેજ છાપેલા "દીનકર્દ" જેવી મોતેબાર પેહલવી કેતાબના તરજુમામાંથી તે કરતાં વધારે બાર મુકી જણાવેલું છે તે આપણે ઉપર જોઈ ગયા છઇએ. એ૦ હોરીઆરજીનાં કેહવા પ્રમાંણે આપણા લોકોએ અવસતાને આસમાંની કલાંમ તરીકે સંહમજીને આજ દંનસુધી જાલવી રાખેઆ-તેમ નહી સમજતે તો તે અંતીઆર અગાઉનાં તે ફના થાઈ જતે." જો તેમ બનીઉ હતે તો આજે આપણા ધરંમ શુધારકોને પોતાની ધારણા પરમાંણેની ગુજરાતી ગાનાં સાંધની બુંદગી બનાવવાને થોડીજ હરકત પડતે.) તોએપણ એ ભુલ ભરેલી સમજથી બચી રેહલા અવશતાથી આપણ ધરંમ શુધારકોને તો ફાયદો જણાતો નહી હશે ?

## પુસતક ૫ મું આંક ૪ થો સફો ૨૯ મો:—

"ખરી બીનાં તો એછે, પણ ધર્મ ભાષા અને સંસારી ભાષા એમ બે એક બીજીથી જુદી ભાષાઓ સમજવાનો ભુલાવો જે આપણાં નેજદીકનાં વડવાઓને થાયલો આંજ લગી ચાલુ છે તેનું કારણ "માંથ્ર વાણી" એવી એક આપણા લોકોમાં તેમાં ખાસ દશતુર સાહેબોમાં વપડાતી ગુજરાતી વાકય રૂધી છે, "માંથ્ર વાણી"નો અર્થ અવસતા ભાશા કરી સમજવું ભુલ ભરેલું છે, "માંથ્ર વાણી બોલે છે" એ વાકીય રૂધી "માથ્રા વાચેમ—બરઈતી" એવી અવસતાની એક ચોકસ વાકય રૂઢીનો તરજુમો છે, જે મુલ અવસતા રૂઢીની મતલબ અવસતા ભાષામાં ભણે છે એવી નથી પણ ચોકસ ભેદ ભરેલા કલામો બોલે છે એટલીજ છે."

આ એકજ વાકીયથી સાધારણ માણસબી સમજી શકશે કે અવસતા એક ભાષા હોય, પણ તે ભાષામાં ધર્મની જે બાબતો અવેલી છે તેને "માંથ્રવાણી" કરી કેહછે.

"માથ્ર" અવસતા ભાષાનું નામ નથી એટલુજ નહી પણ ખુદ તમામ અવસતા ભંણતરનુંબી નાંમ નથી. તે તો ફકત અવસતાઈ જમાંનાંમાંનાં એક ચોકસ પ્રકારનાં કેટલાંએક વચનોનુ નામ છે, કે જે પરકારનાં વચનોનો આખો વરગ અથવા તેમાંની કોઇબી એક લીટી અથવા બેત "માંથ્ર" કરી કેવાતું હતું. હરએક "માંથ્ર"માં ઘણું કરીને કોઇ મીનોની બાબત અથવા કોઇ હુકમાં સમાવેલો ભેદવાલો કાંનુન અથવા કાયદો—હતો."

એ ઉપરથીબી ખોલ્લું જણાએછે કે અવસતા ભાષામાં જે ધરંમની બાબતો અને ભંનતરો છે તેને "માંથ્ર" કરીનેજ સમજવા અને બોલવામાં આવતું હતું, અને આવેછે, તેથીજ આપણાં લોકો અવસતાની બંદગીઓ અને ધરંમને લગતી બાબતોને પવીતર "માંથ્રવાંણી" કરી કેહછે, કે જે ખુદ ખોદાતાલાએ પોતે પવીતર જરથોશતને "બહમન" ની મારફતે (અકલથી) સમજાવેલી છે. એ બાબત ઉપર વધારે ટીકા નહી કરતાં "જરથોશતીઓ માટે બંદગી કરવા લાએક કલાંમ તે પાક અવસતાજ છે એવે નાંમનું ચોપાંનીઉં વાંચવાની આ જગે ફરીને અમો વાચનારા શાહેબોને ભલામણ કરીયે છઇએ, જો અવસતા બાષાને પવીતર અને એજમતી ખુબી ભરેલી ભેદી નહી સમજવામાં આવતે તો તે ભંણતી વખતે આપણાં લોકો પોતાની ભાષામાં ગમે તેમ બોલચાલ કરતાં બી તે ભંણતે,, પણ તેમ નથી. "પાજંદ" અને પેહલવી ફારસીમાં બંદગીને લગતી કેટલીએક બાબતો આવેછે, તે અવસતાની બંદગીની આગલ કે પાછલ મોડેથી ભણાએછે, પણ વચ્ચે એવા કોઈ બોલો હોયછે તો તે મોંડું બીડી (બાજમાં) ભણવામાં આવેછે, તેમ કરવાની કશી જરૂર રેહતે નહી આપણા સુધારાવાલાઓ એવું સમજાવેછે કે અવસતા ભાષા બોલાતી બંધ પડયા પછે પાછલથી સંમજાતી ભાષામાં બંદગી જોડાઇ તે ભણવામાં આવતી

હતી, જોકે પાછળથી પાજંદ વીગેરેમાં બંદગીઓ થઇ છે, તે પણ અવસતા નહી સમજવાથી થઇ છે એમ કેહવાશે નહી. તેઓએ અવસતાને પવીતર અને એજમતી ખોદાઇ ખુબી ભરેલા જાણી તે નહી શંમજવા છતાંબી તેને કાએમ રાખી આસપાસ કંઇએક ખુબી ભરેલો અને અવસતાની મતલબને મલતો ભાગ બનાવેઓ હતો. તેમાં આ તો આગલું, આ તો પાછલું, આ તો અનેક ઇશવરવાદી ભરેલું એવી રીતની મતલબી.અને ખોટી બેપરવાઇથી તેઓએ કશું જણાવેલું નથી.

"પુસતક ૫ મું આંક ૪ થો શફો ૩૫–૩૬

"ધરમ સંબંધી મંદ હાલત દુર કરવાનો ઉપાય મારી નાકેશ સમજમાં શંમજાતી અને અશારશારક બંદગી છે પણ તે ઉપાય વીશે ધાશતીથી બોલાએલુ જોવામાં આવેઉ છે કે "ભાઈ આ મંદ હાલત ભલી પણ તમે શમજાતી ભાશામાં બંદગી કરાવવા માંદી કે અવશતા છોડી દેવાવાનાં માટે અવશતા કલાંમ શીવાય બંદગી થાયજ નહી એ વીચાર ગમે તેવો હોય તોપણ તેને તે કરવુ બેહતર છે."

"હાવી ધાશતી રાખનારાઓ વીપે મારા આધીન મત પરમાંણે આ બીક વગર પાયાની છે અને તેવી ખોતની બીકથી એક ખોતતા વીચારને પુશતી આવવી નહી જોઇએ!!"

વાંચનારા શાહેબો આગલ જોઇ ગયા હશે કે એ મંડલીનાં શરનશીન શેઠ ખ૦ રૂ૦ કાંમાંજીએ એક સભા હજુર કહી શંમજાવેઉ હતું કે "આ મંડલી વીશે લોકો હેવું બોલેછે કે એ મંડલીવાલાઓ અવસતામાં થાતી બંદગીઓને છોદાવી દેવા દવા માંગેછે પણ તેહવો કઇ વીચાર એ મંડલીનો છે નહી" વગેરે.

હવે ઉપલો ફકરો વાંચવાથી તો ગુચવારો ઉપજે છે કે શેઠ કાંમાંજીએ તેમ કહી શંમજાવવાનો કઓ આધાર લીધો હશે? ઉપલો અને હેવાજ બીજા ફકરાઓ આગલ જણાવેલા છે તે ઉપરથી હવે વાંચનારાઓ કેવો મારગ ધરશે તે તેઓના અંતકરણની લાગણી ઉપર આધાર રાખેછે. આપણા સુધરેલાઓ વારેવાર એવું બોલેછે કે ગયાં ૨૫ વરશ પછેથી પારશીઓમાં ધરંમની બાબતો જાણવામાં જેટલી સમજ વધી છે તેટલી આગલ હતી નહીં. આ બોલવાની મતલબ એવી કાં ઉયે નહી કે પારશીઓ ગઆં ૨૫) વરશ આગમજ કરતાં તે પછેથી ધરમની બાબતોને તોડી પાદવા તેમજ તેહને વેહમ ભરેલી માની ધીકારવાનું વધારે જાનવા લાગા છે.

તબલા શારંગી શાતનાં ગાંએનોની બંદગી એક ઉસતાદની હજુરમાં તેના ચેલાઓ શીકવે તે શાંભલી તે ઉશતાદ ખુશીમાં આવી "વાહવાજી વાહવા" બોલી ખુશી બતલાવે એ મતલબી ફારશથી આપનાં શુધરીને છેક આગલ વધી ગએલાઓ લોકોને શમજાવે કે જુઓ શાહેબો હવે આપનાં કેલવાએલા અને જુનાં વીચારોની હીમાએત કરનારા દશતુરોનાં વીચાર હવે કેહવા શુધરી ગઆછે તે તમે હવે જોઈ લીધું હશે વગરે બોલે તો તેમા હવે અચરતી ભરેલું કંઈ નથી ગરજ અને મતલબ હમેશે માંનશોનાં હઇઆં આંધલાં કરેછે તે ઘની વખતે જનાએછે હવે આએ બાબતો એટલાંમાંજ ખતંમ કરીને તે પેદાનાં કરનાર પાક ખોદાતાલા પાશે દોવા માંગુંછું કે તે શાહેબ આપણા નવા શીખેલા અને શીખતા અથોરનાંનોને આપણા આગલ થાઇ ગએલા શું આગલા કે પાછલા ઇરાંની કે હીદુસ્થાંની જેવા ભલા અને દુરઅંદેશી અશોપરેજગાર ધરંમગુરૂઓનાં પવીતર પગલાં ઉપર ચાલવાની નેક બુધી આપે. અને તેઓ સ્વતંત્ર રીતે પોતાનાં ગુજરાંનની રોજી મેલવવાને શામરથવાંન થાએ તેમજ આપણાં સંસાર શુધારક પારશીઓ અને તે શબંધી લખાંનો કરનારાઓને આગલ થાઇ ગએલા ભલા અને તોલાનું તેમજ ધરંમનું ભલું ઇછનારા અને કરનારા પારશીઓની માફકની નેક બુધી આપે.

અથ જમીઆદ, અથ આફરી નાંમો.

# આપણા સુધારાવાલાઓમાં પોતપોતાની તોલીની હરીફાઇ અને ફાટફુટ.

જેમ માહા વિદ્વાન મી૰ ગલેડશટને "આએલાંડ"ને છુટાપણું આપવાની હીમાયત કીધાથી તેની લીબરલ તોલીમાં ફાટફુટ થઇ, એજ રીતે આપણા સુધારાવાલાઓનાં આગેવાંન ભાગે સુધારો અને છુટાપણું ભોગવવાને નામે લોકોને હુલકાવી નાંખવાથી પારસીઓમાં વધારે બીગાડો અને ખરાબી નીપજી; તે જોવાથી તેઓએ પોતાનાં આગલા વીચારોની ભુલ જોઇને પાછી જુની રીતભાતને પસંદ કરી તે ચાલુ રાખવાની તજવીજો કરેછે. જોકે એમ કરતામાં હવે વખત થઇ ગયોછે, તોપણ વેહમી લોકોમાં કેહેવત છે કે પુરો ઉશતાદ જાદુગર તેજ કે જે "મુથ મારી જાણે, તેમ તે પાછી વારીબી જાણે" તેમ એ આપણા ઉશતાદોએ ભુલ કીધીબી અને તે પાછી શુધારીબી. એજ રીત હવે પછી તેઓ ચાલુ રાખશે તો તેઓની શારી શહમજ અને હીમતને લીધે તેઓ શાબાશીને લાએક થશે; તોપણ એથી એ તોલીમાં શામેલ થાએલા બીજા કેટલાએકોની હાલત "ધોબીના કુતરા" શરખી થઇ પડવાને લીધે તેઓ પોતાનાં આગેવાનોથી છુટા પડી તેઓની શામને પોતાની અશલ શુધરેલી રીત ચાલુ રાખવા શારૂ પોતાનાં કીધેલા શુધારાની હીમાએતમાં તેને ઘણુંજ વાજબી ઠેડવવા શારૂ "એક જુનાં શુધારક"નું નામ ધારન કરી એક જુનાં વજંતરને પોતાનાં પખશમાં રાખવાની હરીફાઇ કીધીછે; એ જુનાં સુધારક કોન છે તે અમો જાંનતા નથી પણ એવો જો એક કાલી પાગડીવાલા અથોરનાંન હોય કે જેઓ શુધારાનાં આગેવાંન ગણાઇને ગોકલગાયની માફક તક મલતે પોતાનું ડોકું બાહેર કાઢતા રેહછે એવણનો જરથોશતી ધરંમ ઉપર કેહવો એતેકાદ હતો તે હાલની નવી ઓલાડને ખબર નહી હશે તોપણ હાલ એ બીનાં ઉપર અમો પરડો નાખીએ છઇએ. આપણા સુધારાવાલાઓ પારશી આલંમને પશુ ઘોર શરકાં જાંની તેઓને જેમ ખાધાની લાલચે વશ કરવામાં આવેછે, તેમ લોકોનું ભલું કરવા અને તેઓને શુખી કરવાની ઉલત આપી તહરેવાર વમલોમાં ફશાવવાની ઇકતી અને શકુન પરવરી એકે છોડી તો બીજો તે પાછી ચાલુ રાખેછે, તે જેમ કેહવત છે કે "મરંગે શો મરંગે ઓર તતીશે તો લરંગે" તેવો હાલ એ આપનાં સુધારાવાલાઓ લઇ બેઠા છે. એ વીશે પેહેલા ભાગની આ છેલલીજ નોંધ આ લખનારે દાખલ કરી.—વાંચનારા શાહેબો પાશે પોતાની કોઇ ખાંમી વીશે દર ગુજર ચાહે છે.

# ભાગ ૨ જો—સંસાર.

## પારસી વેપારની પડતી.

આ બાબદ ઉપર હું એક અથોરનાન તરીકે બોલતો નથી; પણ એક સંસારી જીંદગી ગુજારનાર ગ્રહસ્થ તરીકે મારૂં મત જણાઉંછું; તોપણ મારે આટલું જણાવવું જોઈએ કે, જેમ ખાકમાં મીનોનો અંશ હોયા વગર ખાકની હસ્તી નથી, તેમજ સંસાર (ખાક)માં ધર્મ (મીનો) વ્યાપી રહ્યો નહી હોય તો તે સંસાર નથી. ધર્મનું ઘર સંસાર છે; સંસારનું ઘર વેપાર છે.

વેપારથી પૈસા વધે છે. તેથી લાખોની સખાવતો થઈ શકે છે, જેથી સંસારમાં લોકોનાં દુઃખ ઓછાં થઈ સુખ થાય છે. વલી વેપારથી માલ મીલકતમાં વધારો થાય છે. એક વેપારી જો ચાહે તો પોતાની કોમની રાહ રસમો અને પોતાના ધર્મ ઉપર પુર એતેકાદ રાખી શકે છે અને લાખોની સખાવતો કરે છે. એક ચાકરી કરનાર, પછે તેનો ગમે એટલો પગાર હોય તોપણ, તેનાથી વેપારી માફક લાખોની સખાવતો થતી નથી; તેમજ ચાકરી કરવાને લીધે **પરઆધીન** રહેવાથી જોઈએ તેવી રીતે તેનાથી તકરારમાં છુટથી ભાગ લેવાતો નથી; તે સાથે જેની ચાકરી કરવી તેના વહાલા થવા સારૂ કેટલીકવાર ખુસામત કરવી પડે છે, એટલુંજ નહીં પણ પોતાની અને પોતાના ધર્મની રીતભાતો તજવાનેબી ફરજ પડે છે. વલી આઈતો પગાર મલવાથી કેટલીકવાર તે છકી જાય છે. હાલના પારસીઓની હાલત વેપારની બાબદમાં આગલ વધવા કરતાં પાછલ હઠેલી વધારે જણાય છે. પારસીઓની કીમતી મીલકતો જે ભાડુતો અસતક વપડાતી હતી તે વેચાય છે; એટલુજ નહી, પણ પારસી મોહોલાઓમાં પારસીઓનાં રહેવાનાં ઘરોબી વેચાય છે. તે ખરીદવાની પારસીઓમાં શકતી નહીં હોવાથી પરજાતનાઓ તે ખરીદીને પારસીઓને ભાડે આપે છે.

પારસીઓ આગલ વધે છે કે પાછલ હઠે છે, તેઓ નીતીનાં સીધાંતથી સુધરે છે કે બીગડે છે, તે તપાસવું હોય તો, આગલા પારસીઓ જેઓને "અજ્ઞાન" ધારવામા આવે છે તેઓની **સાદો વેહેવાર** રાખી ખરતલ મેહેનતથી વેપાર રોજગાર કરી પૈસા સંગ્રહવાની રીત અને તે પઈસાને લીધે સરવે રીતનું સવતંતરપણુ અને લાખો રૂપીઆની સખાવતો તેઓ કેમ કરતા, તેનો અભ્યાસ કરવો. જગે જગ પારસીઓની કીમતી મીલકતો, અને વાડી બંગલાઓ હતા, તેમાં આજે વધારો થયો છે કે ઘટાડો? દરરોજ વેચાતી પારસીઓની કીમતી મીલકતો ઉપરથી પારસીઓની હાલત કેવી થતી જાય છે તે ખોલલું જણાશે. એનું કારણ પારસીઓમાં વધી પડેલી ફીસીઆરી અને તેથી નીપજતી હરામખોરી, ખદખદતી, તેમજ વેપાર છોડી ચાકરી કરી આઈતું મેલવવાનુંજ પરીણામ છે. મધ્યઅંમપણુંની રીતભાતથી ચડતા કે પડતા બંધે વખતોમાં નીભાવ થઈ શકે છે—એ હવે કોણ સમજે છે? જેઓ વેપાર કરે છે અને લખોની ઉથલપાથલ કરે છે તે કોમોમાં હીંદુ, ભાટીઆ, લોહાનાં, કછી, ખોજા, મેમાંનો અને વોહોરાઓ મુખ્ય છે. એ લોકોમાં પારસીઓની અરધો અરધબી "કેલવણી" નથી, બલકે કેટલાકો પોતાની સહીબી બરાબર કરી

જાણતા નથી. વેપારી હીંદુ કે મુસલમાંનોના છોકરાઓ ઘણુ કરી ઇંગરેજી પાંચમાં ધોરણ સુધીની કેલવણી લઇ નફત ચાકરી શોધવા કરતાં પોતાના બાપદાદાઓના વેપારમાં જોડાય છે. તેઓની હાલત કેવી સુખી છે તે દેખાઈતું છે. ગયાં પચીસ, ત્રીસ, વરસની વાત પર ઉપર જણાવેલી કોમના બે ઘોડાની ગાડી કે વાડી, બંગલાના ધણીઓ થોડાજ હતા. સાધારણ એક ઘોડાની ગાડીબી તેઓમાં જાજી હતી નહી. વેપારમાં નીત મેહેનત, સાદાઇ, અને ઉદયોગી ખંતીપણાથીજ પઇસા મલે છે. યુરોપીઅનોમાં લાખો અને કરોડોની સખાંવત કીવેલાંઓનાં નામો સમજીએ છીએ તે કોણનાં? વેપારી અને તહરેવાર ઉદયોગી ધણીઓનાં. પારસી વેપારીઓની જેટલી સંખ્યા આગલ હતી તેટલી આજે, નથી તેમજ તે વેપારનું સંગીનપણુ પણ આજે નથી. (એ વીશે "પારસી પ્રકાશ" જુઓ.) ગમે તેટલી વેપારમાં હરીફાઇ હોય તેથી પારસીઓએ કદાચ વેપાર છોડયો નથી; પણ વેપારમાં જે નીત મેહેનત, ખંતીપણું, સાદાઇ અને કરકસરની પ્રથમ જરૂર છે, તે પારસીઓએ છોડી દીધાં છે અને એશ આરામ, રમત ગમત, તહરેવાર ફેશનોના પોશાકો, ઉડાઉ ખરચથી ખાણાપીણાની મોજ અને બચ્ચાંઓને લાડમાં ઉધારવાથી ઉતપંત થતી નાજુકાઇ અને ખરાબીને લીધેજ પારસીઓમાંથી પૈસો ઘટીને ફીસીઆરી વધી પડી છે, જેને એક જાતનો "સુધારો" કહેવામાં આવે છે.

મુંબઇ શેહેરનો બહાર પારસીઓએ ખીલવ્યો છે, તેથી પારસીઓ વડે મુબઇ બની હતી અને છે એવું સમજુ લોકો કબુલ કરે છે. તે શાથી? વેપારમાં સાહસીકપણાથી. તેથી આગલ પારસીઓને વેપારીઓના "શાહ" કહેતા હતા. જગ પરશીધ મરહુમ સર જંમશેદજી (પેહેલા બારોનેત) હમેશે દીવારીની ચાંદરાતને દને રાતનાં પોતાનાં રહેવાના ઘરમાં-તમાંમ-મોટા-વેપારીઓને બોલાવી મીજલસ કરતા હતા. એ વખતે ઇંગરેજી ગોરી રીજમીટનું વાજું તેઓના દરવાજા આગલ વાગતું હતું. હીંદુસ્તાનનાં સરવે ભાગોમાં તેમજ ચીન અને યુરોપમાં પ્રથમ પારસીઓએ વેપારનેસર મથકો ઉંઘાડયાં હતાં; એટલુજ નહી પણ છુટા છુટા ટાપુઓમાં પણ સાહસીક પારસીઓ વેપારનેસર ઉતરી પડતા હતા. આજે તેમાંનું શું બાકી રહયું છે? કાંઇજ નહી. જેઓ દેશાવરો સાથનો વેપાર કરતા હતા, તેઓ પોતાના છોકરાઓને ઇંગ્રેજી શીખવી ચાકરીએ લગાડવાથી, તેમજ તે છોકરાઓને લાડમાં ઉધારવાથી, તેઓના હાથમાંથી વેપાર જતો રહયો છે. સીઆમ, રંગુન, બરમા, વીગરે દેશો અને ટાપુઓમાં, તેમજ આફરીકા અને મલબાર કોસટા ઉપર હાલમાં વોહરા, મેમાંને, ખોજા, ભાઠીઆઓ વીગેરે જઇ વેપાર કરવાથી લક્ષાપતીઓની સંખ્યા તેઓમાં કેટલી વધી પડી છે તે દરરોજ નવા નવા બનાવોથી ખોલલી જણાય છે.

પારસીઓએ વેપાર ધંધો છોડી ચાકરીજ કરવાનો ધંધો પસંદ કીધો છે, તબી આફીસમાં લખવાનોઃ તે બધાઓને કેમ પુરો પડી શકે? જો કોઇ બીજી રીતની મેહેનત કરવાની ચાંકરી મલે તો તે તેઓનાં એશકી પોશાકને છાજે નહી. આવી હાલત "કેલવણી" લીધેલા પારસીઓની છે. એક કલારકની જગા ખાલી પડે છે તો સેંકડો અરજીઓ તે ચાકરી મેલવવા આવે છે, પણ એક બબરચી શોધેલો મલતો નથી. પારસીઓ સવતંત્ર વેપાર કરવાનું ઘણુ કરી છોડી બેઠા છે, એથી પારસીઓમાં દનપરદન દોલતનો ઘટાડો વધયો જાય છે. તે ઘટાડા સાથે જે આગેવાની કરવાનો પારસીઓનો રોબ હતો તે હવે રહયો નથી. હાલમાંજ જુઓતો જણાશે કે મુંબઇના પોરટ તરસત અને એવાંજ બીજાં ખાતાંઓમાથી દર વરસે વેપારી વરગોમાંથી ચુટી કાઢીને કેટલાકોને સેલધા કરવા લેઇ જાયછે, તેઓની ટીપનો રીપોરટ જોતાં ખોલ્લુ જણાય છે કે તેમાં કોઈ જુજ પારસીઓનાં

નામો (તેબી કાંઇ•લાગવગેજ) આવે છે. પારસી જુવાનીયાઓમાં જેઓને તેઓનાં વડીલો તરફથી આઇતી દોલત મલી છે તેઓમાના કેટલાકોતો હવે વેપારજ નહી, પણ પારસીપણુ અને પારસી ધરમ અને સંસારની રીતભાતોબી દનપરદન તજી દેવા લાગ્યા છે, અને યુરોપીઅન રીતભાંતોજ પોતે અખતેઆર કરે છે. પારસી તરીકેની લાગણી અથવા પારસી "શેઠીઆ" તરીકે ગણાવાની આપણા સુધરી ગયલા જુવાનીઆઓને છીટ લાગે છે. તે એટલાંસુધી કે તેઓનાં નામો, જે હવે બદલી શકતા નથી, તે પણ સવીકારવાને તેઓ શરમાય છે. તેથી તે જાવતમાં ઇંગરેજી ધપે લખે છે. હવે તે કોણ છે, પારસી છે કે કોઇ યુરોપીયન છે, તે સમજવાનુ મુશકેલ પડે છે. "એમી-જેમી" અને "ટામ-સોલ" પોતે પોતાને બોલાવવામાં માન સમજે છે.

કેટલાક જુવાન પારસીઓ વેપાર કરવાની ઉલટ લઇ, ભપદા ભરેલા પોશાકથી ભપકા ભરેલી દુકાનોમાં આઇતો મલી શકે તેવો ઘણુ કરી•ફેનસી સાંમણ ગોઠવી-કોઇ "ચીકાસદાર" ઘરાકની રાહા જોતા બેશે છે. એવા ભંપકાદારોની દુકાને સાધારણ ઘરાકો ઘણુ કરી જતાં નથી. તેથી, તેમજ એવા માલોનો સાધારણ ખપ નહી તેથી, વલી એ ભપકાદાર વેપારીઓનો પોતાનોજ મોટો ખરચ તેમાંથી નીકલી શકતો નથી. તે દુકાનો અધુકડે બંધ કરવી પડે છે. તેનાં કારણમાં તેઓ એવું જણાવે છે કે-વેપારમાં કાંઇ હવે જીવ નથી; એ કરતાં ચાકરીજ કરીએ તે ભલી. પણ જેઓ વેપાર કરે છે, તેઓ માટી ઠીકડાં અને કચરાનોબી વેપાર કરી તેમાં પેદા કરી ગુજરાંન કરે છે. દરરોજ અને દરવરશે ફકત પારસીઓનેજ ત્યાં હજારો અને લાખો રૂપીઆનો માલ ખપે છે. એ માલ વેચનારા કોણ અને કેહવા વેપારીઓ છે? એ વીશે વીચાર કરતાં વેપાર કેમ અને કેવી મેહેનત અને કેવી સાદાઇથી કરવો તે તેઓને ખોલલુ જણાશે તહરેવાર ખોરાકી અને સામનો તેમજ ગાંધીની દુકાંનો પારસીઓ રાખતા હતા, તેમાંની જુની અને જાંણીતી કાવસજી ગાંધીની દુકાન હાલમાં હઇઆતી ભોગવે છે, તેમજ બીલીમોરામા "જીના ભુરીની" એક દુકાન છે. તેમજ નવસારી અને સુરત ઇ૦ ખાતે પણ એવી જુની દુકાનો છે. શું એવી દુકાંનો જગેજગ પારસીઓ નહી રાખી શકે? પણ પારશીઓને તો ભપકો સપકો અને થોડી મેહનતે આઇતું કુંદવાનું કે વધારે કમાવુ જોઈએ, એટલે તે બને કેમ? દરએક ધંધો પારશીઓ છોડી બેઠા છે. આ ઠેકાણુ એક એલતેમાસ કરવાની રજા લઉ છું કે મરહુમ શેઠ જ૦ ન૦ પીતીતની "આરફનેજ"નાં કારોબારીઓ દુરઅંદેશી વાપરીને ગાંધી, કાપડીઆ, પસ્તાકીયા, વીગરેની દુકાંનોમાં શીકવા સારૂ પારસી છોકરાઓને મુકશે તો ભવીશમાં તેઓ પારસી વેપારીઓ ઉભા કરી શકશે.

## પારસી ઇતરાટની ચઢતી કળા.

એક પારસી જુવાને શેર સટાના વખતમાં દલાલી કરી પૈસા મેલવયા હતા, તેથી તેણે, પોતાને મોટા લોકમાં તેમજ સુધરેલામાં ખપાવા સારૂં, પોતાના ઘરમાં ઢેડા બબરચી રાખયા, તેમજ તેઓ ધણી ધણીયાની જે દરરોજ ચોપડી લેઇ બંદગી કરતાં હતાં તે કરવાનુ છોડી દીધું. અરકાયલી અને સુવાવડીની પારસી રીત અખતીયાર કરવાનુ છોડી દીધું. પરહેજગારીના નીયમોના પારસી કાનુનો તજી દીધા. થયુ એમ કે ખુદરતી હાજતે જવાની પારસી રીતભાત તજીને યુરોપીઅનોની માફક પોતાના સુવાના ઓરડાની પાસે એક પેટી મુકવાની તજવીજ કીધી, તે તેની ધણીઆણીને પસંદ આવી નહી, તેથી તેણે વાંધો લીધો. એ ઉપરથી એ શેઠનો મીજાજ જતો રહયો અને તે વીશે ઘણા ધીકારથી એક પોતાના ઓલખીતા આગલ ફરીઆદ કીધી કે "પારસીઓમાંથી હજી જંગલીપણુ ગયું નથી, તેથી મને ઘણો કંટાલો લાગે છે; પારસીઓ કયારે સુધરશે.?" એવું સાંભલી પેલા ઓલખીતાએ

મશકેરીમાં એવો જવાબ દીધો કે, "તમો ખરૂં કહોછો, પારસી થવું અને પારસી કેવા-ડવુ એજ જંગલીપણું છે; તેથી હવે કાંઇબી રીતે પારસીપણાનું નામ કે નીશાન રા-ખવી નહી જોઇએ—ત્યારેજ ખરો સુધારો કહેવાશે!"

## વીનાશ કાળે "વાનર બુધ્ધી"

આવા તમાક અને ઇતરાત ભરેલા ચકરમો પારસીઓમાં ઘણા વધી પડ્યા છે અને વધતા જાય છે. ઘરે ઘર અને રસતે શેરીએ તેઓનાં તહેરેવાર કોતકો ખોલાં જણાય છે. પારસી ચીબાવલાઓ એક વાલે નમી જાય છે અને બીજે વાલે ઉચકાઇ જાય છે—અથવા જરાકમાં છલકાઇ જાય છે અને જરાકમાં ઘભરાઇ જાય છે. એનું કારણ એજ કે આપણા જુવાનીઆઓને દુનીયાનાં સુખ-દુઃખનો કશો અનુભવ છેજ નહી. તેઓ ભ-ણ્યા છે પણ ગણ્યા નથી. તેઓની મરજી પ્રમાણે "છુટાપણુ" ભોગવવાની તેઓનાં વા-લીઓ તરફથી તેઓને છુટ મલે છે, અથવા તેઓનાં વાલીઓ તેઓને આશરે પડે છે, તેથી આવા દેખાવો અને બનાવો બને છે અને બનતા રહેશે. "બાલ મીત્ર"માં આવેલી એક વા-રતા જેમાં એવો મતલબ સમાયલી છે કે બચાંઓએ પોતાના માબાપો પાસથી પોતે ગમે તેમ રમવાનું છુટાપણુ માગયું, અને તેમ તેઓને મલ્યું, તેથી તે બચાંઓની માઠી હા-લત થઇ. તે આપણા ચકરમ જુવાનીઆઓએ અથવા તેઓનાં વાલીઓએ ધયાનમાં રાખેલી જણાતી નથી. તેઓ એક વખતે પોતાની મરજીના કાંટા પ્રમાણે ગમે તેમ રીતભાત અખતેઆર કરે છે, અને તેથી ગમે તેટલી અડચણ કે હલાકી અને નુકશાન થાય તોબી તેઓથી પાછું હઠાતું નથી, અને હઠવાના નથી. એમ કરવામાં તેઓ એક જાતની બહા-દુરી સમજે છે, કે આવી બદી ફેલાવીશું તારેજ "સુધારો" પુરો થશે, અને પારસી જંગ-લીપણું નાબુદ થશે! "જેબી કાંઇ જુના વીચારનાં અનઘડો અને ધરમ ચુસત વેહમીઓ બોલે તેની કશી દરકાર કરવી નહી. તેઓની સુધ ઠેકાણે લાવવા આપણા ન્યુઝ પેપરો અને માસીક ચોપાનીઆઓમાં તેઓની ઠેકડી કરવી કરાવવી એટલે પોતાની મેલે તેઓ ઠેકાણે પડશે. તવારીખોમાં જોવાથી ખાતરી થશે કે ઘણાએક સુધારકોએ પોતાની કોઇ નવી શોધ કરેલી અથવા જુના ચાલતા વીચારોથી પોતાના કાંઇ જુદા વીચારો આપેલા તેવાઓને કેટલું ખમવું પડયું હતું, તેમ આપણેબી સુધારો કરીએ છીએ તેથી કાંઇ ખ-મવું પડે તેની દરકાર કરવી નહી!" એ રીતના તેઓના વીચાર ખરા કયારે કહેવાય કે, આગલા માહા પુરૂશોએ જે જે નવી શોધો અને નવા અને ફાયદા ભરેલા વીચારોથી તરત વેલા તેઓને ખમવું પડયું, તેવી કાંઇ શોધ અથવા તેવા ફાયદા ભરેલા વીચારો આપણાં સુધારાવાલાઓના હોય તો તેઓએ બતાવેલુ ડહાપણ વાજબી થડે. પણ તેઓની નવી શોધમાં તો એજકે બને તેમ યુરોપીઅનોની ફેશનો અને રમત ગમતોની વાંદર-નકલ કરવી, અને મરજીમાં આવે તેવી રીતભાતથી ફરવું; તેમજ ફાયદા ભરેલા વીચારોમાં એજ કે બને તેમ ધરમના "વેહમ"માંથી મોકલા થઇ મનને ગમતી રીતે વરતવું, એજ સુધારો ખરો.

પારસીઓએ કેલવણી અને સુધારાને નામે કશી દરકાર કરવા વગર જે તહેરેવાર ચકરમપણું અખતેઆર કીધું છે અને કરે છે, તેવું ચકરમપણું બીજી કોઇ દેશી કોમમાં હજી એટલાં પ્રમાણમા દાખલ થયુ નથી. તેઓ કેલવણીમાં પારસીઓ કરતા કાંઇ ઉત-રતા નથી, તે છતાં એકદમ યુરોપીયન નકલ તેઓએ કીધી નથી. આપણા સુધારાવાલા ચીબાવલાઓ કાંઇ એવુંજ સમજતા જણાય છે કે પારસીઓએ બને તેમ યુરોપીયનોની નકલ કરી લેવાથી બીજા દેશી કરતાં તેઓને વધારે હક યુરોપીયનોની બરોબરના મલશે

એ હવાઇ વીચાર પાર પાડવા સારૂં હવે ખોલી રીતે પારસીઓ ખરીસતી ધરમમાં વટલી જાય, તોપણ તેઓ હીંદુસથાનનાં બીજા દેશીઓથી જુદા ગણાઇ યુરોપીયનોની બરાબરના હકો કદી પામવાના નથી. તોપણ એ હવાઇ વીચાર પાર પાડવા યુરોપીયન ફેશનની સરવે નકલો તેઓ અંગીકાર કરતા જાય છે.

એ૦ જીવનજી જમશેદજી મોદી યુરોપની પોતાની મુસાફરીના હેવાલમાં જણાવેછે કે પરોફેસર વેમબરી નામના એક યુરોપીઅન મુસાફરે ઇરાન તરફનાં આગલા ઇરાનીઓનાં પડી ભાગેલાં ખંડીએરોની સોધ કરી તહરેવાર બનાવટો અને કારીગરીના જુના નમુનાઓ મેળવી પોતે એક મોટો સંગરહ કરી રાખેલો છે, અને તે ભલો ગરહસથ ફરીથી બીજીવાર તેજ કારણસર ઇરાન જવાની તઇઆરી કરતો હતો. એ ધણીની આગલા ઇરાનીઓ તરફની લાગણી એટલીતો ઉલટ ભરેલી છે કે તેણે પોતાના એક છોકરાનું નામ "રૂસતમ" કરી રાખેલું છે; અને એ ધણી એવું કહે છે કે "જો મારે ઘર એક છોકરી અવતરશે તો તેનું નામ હું 'શેદાબે' કરી રાખશ" આ હેવાલ સમજુ પારસીઓને મગરૂર થવા જોગ છે, અને પેલા વાંદર રૂપી નકલ કરનારા ચીબાવલા પારસીઓ, જેઓ પારસી નામનીબી હવે છીટ સમજવા લાગા છે, તેઓને શરમમાં નાખવા જોગ છે. પારસીઓ પોતાની અને પોતાનાં આગલા ઇરાનીઓની માન પામેલી નકલ નહી કરતાં, આજના બાધરા અને રંગીલા યુરોપીઅનોની નકલ કરવાના ફાંફાં મારે છે. જો પારસીઓ કોઇ હલકી જાત કે જંગલી જાતમાથી ઉતરી આવેલા હતે તો હાલનાં યુરોપીયનોની નકલ કરવાને તેઓ વાજબી કેહેવાતે. આગલા પારસીઓએ પોતાનું પારસીપણું જાલવી રાખવાથીજ દુનીયામાં સરવે તરફથી માન મેલવયું હતુ. તેઓ પોતાની રીતભાત અને પોશાકથીજ હમેંશે રાજદ્વારી કામકાજોમાં સામેલ થતા હતા; તેથી તેઓને વધારે માન મલતુ હતું અને તેઓનો મોભો જલવાતો હતો. હાલના ચીબાવલા પારસીઓ એવુંજ સમજતા જણાય છે કે યુરોપીયનોના વહાલા થવા સારૂં અને તેથી સુધરેલામાં ખપવા સારૂં બને તેમ પારસી રીતભાત, પારસી પોશાક, પારસી આપણું નામ, અને પારસી ધરમ તજવો જોઇએ; તેથીજ યુરોપીયનો આપણને માન આપશે. જ્યારે નામદાર મહારાણી વીકટોરીયાની મોલાકાતે કેટલાક પારસીઓ ઇંગલંડ ગયા હતા ત્યારે તેઓમાંના જેઓએ પારસી પોશાક પેહેરેલો હતો તેઓને જોઇ તેઓ ખુશી થયાં હતાં, પણ જેઓએ યુરોપીઅન "નકલી" પોશાક પેહેરેલો હતો તેઓને કશું કાહુ દીધુ નહી. એ રીતે સમજુ યુરોપીઅનો પણ હમેંશ કરે છે, અને કહે છે કે તમે તમારો પોશાક અને રીતભાંત તજોછો તેથી ઉલટા ધીકારને લાયક ગણાવો છો.

## "ઉંચી કેલવણી" લેવા પારસી જુવાનોને ઇંગ્લાંડ મોકલવાની મુરખાઈ.

પારસીઓ પોતાના છોકરાઓને યુરોપ મોકલી ચઢતા હોધાની ચાકરી મેલવવા અથવા બારીસ્ટર અને વૈદાંની કેલવણી લેવા સારૂ હજારો રૂપીઆનો ખરચ કરે છે. એઓ મધેનાં કેટલાક છોકરાઓએ પોતાના માબાપોને કેવો સંતોશ આપયો છે તેમજ તેઓએ પારસીપણું અને તેનાં નામને કેવી જેબ આપી છે તે આપણ જાણીએ છીએ. એવા કેટલા બધા નીશફલતાના દાખલા જણાયલા છે. તેઓમાના કેટલાકો પારસીપણાંને ધીકારી યુરોપીયનોમાં ખપવાને સરવે રીતે વરતે છે. કેટલાકો યુરોપીયન સ્ત્રી સાથે પરણી બેઠા છે. કેટકેઓએ પોતાનો ધર્મ તજયો છે. હવે આથી તેવાં પારસી માબાપોએ મેલવયું શું? કાંઇજ

નહી પણ તેઓ પોતાના ધરમમાંથી પોતાનો છોકરો ખોઇ બેઠાં છે. એવી લાલચ બીજાઓને નહી થાય તેની કશી દરકાર વગર એકનું જોઇ બીજો તેમ કરવા કરાવવા તઇઆર થાય છે. પારસી માબાપોએ પોતાના છોકરાઓને કોઇ વેપાર અથવા નવા હુંનરની શોધ સારૂં આવો ખરચ કીધાં હતે તો તેમાં કાંઇબી તેઓને આશા ભરેલું ફળ નીપજતે તેમજ પારસીનાં નામને જેબ દેનાર કહેવાતે. પણ તેઓને "ચઢતા દરજ્જા"ની કે કાંઇબી યુરોપીઅનોનાં જેવી ચાકરી મલી કે તેને કુદરતી રીતેજ યુરોપીયન થવા ગમે છે. આવા દાખલા પારસીઓમાં હવે સાધારણ થતા જાય છે. તેથી આપણા સુધારાવાલાઓ એવુ કહેછે કે જેમ કેલવણીમાં વધારો થાય તેમ એમ બનવુંજ જોઇએ. એવું બનવું તેઓ કુદરતી ગણે છે. વલી એક શેઠીઆ ગણાતા પારસીએ તો પારસી જુવાનીઆઓને વેલાત મોકલવાની "સ્કીમ" ઉભી કરી છે, જેનું પરીણામ પણ એવુંજ માઠું આવશે.

## "શેર સટ્ટા"ની ચાલુ અસર.

અમેરીકાની માહોમાહેની લડાઇ વખતે રૂની કીંમત વધી ગઇ હતી, તેનો લાભ લેઇ તરેહવાર હવાઇ કારખાનાંઓ ઉભાં કરવાના શેરો નીકલ્યા હતા, તેમજ તેનો સત્તો થતો હતો; એ વખતમાં વેપારીઓજ નહી પણ ઘોડાવાલા સુધાં પોતે એકદમ પઇસાવાલા થઇ જવાની ઉલટ અને લોભમાં પડયા હતા. તે વખતે એક શીઆણો વેપારી અને એક અનઘડ મજુર એ બંધે એક સરખી પંકતીમાં ભેલાઇ ગયા હતા. તેમાં સરવેથી આગેવાન ભાગ પારસીઓનો હતો. તેઓમાં મોટા અને ગરીબ સરવે કોઇ પોતે પોતાની સંભાલ અને હાલત ભુલી જઇ એકદમ દોલતનો ઢગલો જમાવ કરવાંની ઉલટમાં પડયા હતા. તેઓ કાગલો પર જણાવેલી રકમો ઉપરથી પોતાની દોલતની ગણતરી કરતા હતા! તેનું પરીણામ અંતે કેવું આવ્યું! એ માઠા પરીણામથી જેમ ઇરાનનું રાજ છેલું ગયુ તેમ પારસી, મોટાઇ, પારસી દોલત, પારસીઓની કીમતી મીલકતો, પારસી દમામ અને વેપાર, પારસી અનેક લક્ષાપતી અને ધરમી વેપારી શેઠીઆઓ, થોડા એક શીવાય, "નોહાના" વખતના તોફાનમાં જેમ દુનીઆ ફના થઇ, તેમ ફના થઇ ગયું. પારસી શેઠીઆઓ વધારે દોલત મેલવવા જતાં પોતાની અને પોતાનાં બાપદાદાઓએ તેઓને આપેલી સરવે દોલત ખોઇ બેઠા, અને જેઓ એવા હતા કે "મલે તયાં ખાય અને મસીદમાં સુવે" તેવા નાગાઓનું કાંઇ ગયું નહી. તેઓને ચીલ જડપમાં જે મલીઉં તે દબાવી બેઠા. આવા હલકા વરગનાંઓને જયારે પઇસા મલયા ત્યારે તેઓ એકદમ છલકાઇ ગયા. બને તેમ પારસી રીતભાત કે ધરમ ઉપરનો એતેકાદ તજી યુરોપીયન રીતભાત પરમાંણે એશઆરામ અને રમત ગમતોમાં મશગુલ થયા, અને તેઓના બાપદાદા કાંઇ વેપારી નહી તેથી તેઓ વેપાર તજી "કેલવણી પામેલાઓ"ને નામે નફટ ચાકરી કે એવુજ કાંઇ કરવાનું લઇ બેઠા. તેઓ પોતાની મરજી માફક ધરમને અને સંસારને હવે ચલાવે છે, કેમકે આગલ જે ધરમી અને સખી શેઠીઆઓ હતા તેઓ તો નાચાર અને રાંડીરાંડની પડે નીરાસીથી ઘરમાં બેઠા. તેથી તેઓના કામની હવે કશી દરકાર રહી નહી. એ પરમાંણે શેરસટ્ટાના વખતમાં જેમ કેટલાકો પઇસાવાલા થવા જતાં અંતે પાયામાલી અને ખરાબી પામી ઠેકાંને પડયા. તેમજ કેટલાકો એક બીજાનું જોઇને, પેલા અનગડ બરામણો પતેલની જપ કરતા બોલતા હતા કે "તું કરે તે હુંબી કરૂં, એવું કેયા લગી ચાલશે, જયાં લગી ચાલે ત્યાં લગી ચલાવો" એ રીતે કામ ચાલ્યું જાય છે. હીંદુસ્થાનના પારસીઓની પારસીપણાંની રીતભાતો, તેઓનુ પોતાના ધરમ ઉપરનું એકીન, તેઓ દરરોજ ખોલાં મેદાંનો અને દરીઆ કીનારે ઉભા રહી બંદગી કરતા હતા તે રેવાજ, વગેરે જોવાથી ઘણાં એક યુરોપીયન મુસાફરો ઘણી

તારીફ કરી ગયા છે. આજના આપણા સુધરેલા ચીખાવલાઓ પારસી પોશાક, પારસી રીતભાત, અને પારસી ધરમની લાગણી તજીને બેઠા છે. તેઓએ તહરેવાર વીચીતર પોશાકો લીધા છે. તેમાં પરથમ પારસી પાઘડી "અનાજ ભરવાની પાયલી" જેવી તેઓને લાગી તેથી ઇરાની ફેશનના ફેટાં પેહેડવા લાગાં. પછી તે ફેટાં તો "ભીખ માગવાની વાટી" જેવા લાગા, તેથી (બોલી રીતે યુરોપીયન તોપી તો પેહેડાતી નથી, કેમકે તે પેહેડીને કોઇ યુરોપીયનોની આગલ અથવા કોરટ દરબારે જાય તો યુરોપીયનોના માફક તે ઉતારવી પડે તેથી) હવે તરકી કે ઇરાની ટોપી, કોઇ લાલ ફુમટાં સાથની તો કોઇ કાલી વગર ફુમટાંની, અને કોઇ તહરેવાર પોતાની મરજીનાં ફાંટા પરમાંણુની પેહેરી ફરવા લાગા છે. આ ચકરમો ખાંનગી રીતે તો ગમે તેમ વરતે છે. પણ પારસીઓની જાહેર મીજલસોમાં ભેગા થાએ છે તે મીજલશોમાંબી તઓ પોતાના બીહમનાં દેખાવમાં શાંમેલ થાય છે. વલી તેજ પરમાંણુ પોતાની સ્ત્રીઓનેબી હવે કેટલાકો તોપી પેહેડાવી ફેરવવામા સુધારો સમજે છે.

## "મોરનાં પીછાં ખોસેલા કાગડા."

ખોલાં મેદાનો અને દરીએ કીનારે બંદગી કરી પોતાના આતમાને સંતોષ આપવા સાથે ખોલી હવાના ફાયદાઓબી સચવાતા હતા. હાલના આપણા સુધારાવાલા અને સુધરી ગયલી તેઓની ઓરતો દરરોજ સવાર સાંજ ફરવા નીકલે છે, તે હવા ખાવાના કારણ કરતાં પોતે સુધરેલાં છે તે દેખાડવા સારૂં જેમ ગમે તેમ અહીંથી તહીં ભટકતાં ફરે છે. આટલી સંભાલ છતાં તેઓ મરકુત અને સદાનાં આજારી જેવાં દેખાએ છે. તેનું કારણ એજ છે કે તેઓ થરેલ મનના અને રીતભાતનાં નથી. બંદગીને તો તેઓ જંગલી બખડાત સમજે છે. વરૂધ ઉમરની-માએ-સાસુઓ થયલીઓ પોતાંની વહુ દીકરીઓને તહરેવાર વીચીતર દેખાવની કરવાનું આગલ રહીને ઉતેજંન આપે છે, તેમજ તે વરૂધ ઉમરનીઓ પોતબી હરષો જુનો હરષો નવો અવતાર ધારણ કરી જુની આંખે નવાં કોતક જેવાં બની ફરે છે. જેમ એક કાગડાએ મોરનાં પીછાં ખોસી મોરની નકલ કીધી તેવી નકલ તેઓ કરે છે. યુરોપીયનોની શોધક બુધી, તેઓની હીમત અને બહાદુરી, તેઓનું સાહસીકપણું, તેઓનો પોતાના ધરમ ઉપરનો પયાર, તેઓનું જાત અને દેશ અભીમાન, તેઓનાં ઉદયોગથી પૈસા મેલવવાના તહરેવાર સાધણો, એવા એવા અનેક ગુણ આપણા સુધારાવાલાઓમાંથી કેટલાકોમાં મલશે? કાંઇજ નહી! ફકત યુરોપીયનોના વહાલા દેખાવા સારૂજ તેઓ પોતાની રીતભાંતો તજે છે. એક ઉંદરને જોઇને દુર નાસી જાય તેવા મરકતો હાથમાં લાકડી, આંખે ચસમો પેહેડી મોટા "વીદવાન" થઇ ગયલા પોતાને સમજે છે. તેઓની વીદયામાં ફકટ ઇંગરેજી બોલવું અને ઇગ્રેજી ચીખાવલાપણાંની વારતાઓ, નાટકો અને રમત ગમતો જાણવી. એજ તેઓની વીદયાનું પોકળ ભંડોલ. તેમજ કેલવણી પામેલીઓને નામે પારસણો જરા લગાર ઇંગરેજી લખી વાંચી જાણવાથી પોતાને મોટી વીદવાન અને અનુભવી સમજીને, તેઓબી હવે આંખે ચસમાંઓ ઘાલી સુધરેલીઓમાં ખપવાનું ડોલ ઘાલે છે. આવી "શીખેલીઓ"ને નામે તેઓના હાથમાં "કલમ" આપી બીજી વગર શીખેલીઓને બોધ આપવાનું કામ તેઓ પાસે અથવા તેઓને નામે કરાવવામાં આવે છે. આવા કાચા પાકા ઢોંગો કરી લોકોને એવું સમજાવવામાં આવે છે કે હવે પારસી સ્ત્રીઓ "વીદવાનો" થઇ ગઇ છે. આવી પારસણ અને આવા લેભાગુ પારસીઓ જે લખાંણો કરે છે, તે કાંઇ પોતાના ભેજાંમાંથી નવાં કાહાડેલાં નહીં, પોતાનાં દેશની કે પોતાનાં વડીલોની ખુબી વીશે નહી પણ યુરોપીયનોમાં ચાલતી રીતભાતોનો કેટલીકવાર પારસી નામોમાં ફેરફાર કરીને

પારસીઓ અને પારસણોને લાગુ પાડે છે. એવા પોકળ મનસીક અભ્યાસથી તેઓમાં નાતવાની વધી પડી છે. તેઓનાં વડીલોના કદ સાથે સરખાવતાં તે ખોલી રીતે જણાશે. એનું કારણ એજ કે સંતોશી અને ડરેલ મન, સાદાઇ ભરેલી મધયમ રીતભાત, ધરમ ઉપરનું એકીન અને જાતીભીમાન તેઓમાં નથી; તે સાથે પોતાથી વડાંઓને માન આપી ચાલવાની તેઓમાં ખરી ખુબી નથી. આજના જુવાનીઆ પારસી અને પારસણોએ સુધારા અને છુટાપણાને નામે એ સરવે ગુનેગારી રીતો તરક કરી ઇતરાટ વોરી લીધો છે, તે એનું પરીણામ છે.

## પારસી ઊદ્યોગ.

ઘણાએક દાખલાઓ ઉદ્યોગ વીશે આપી શકાશે. કેટલાક પારસીઓ પોતાની પાછલ મોહોટી રોકડ અને કીમતી મીલકતોની દોલત મુકી મરણ પામ્યા છે. આવો આયતો વારસો મલવાથી, તેના એકથી વધારે વારેસો હોય છે તો તેનો કાંઇક ભાગ બચી રહે છે, પણ જેઓનો એકજ છોકરો કે વારેસ હોય છે તેઓને આયતી દોલતનો ઊપયોગ કેમ કરવો તે સુજ પડતું નથી તેથી બને તેમ એશઆરામ, રમત ગમતો, અને ઉડાઉ ખરચોથી તેનો ઉપયોગ કરે છે. આવા માણસોની ખુશામત કરી તેઓને છાપડે ચડાવી પોતાનું પેટ ભરનારાઓનો કશો તોટો નથી. તેવા ખુશામતીઆ તેને સમજાવે છે કે પૈસાને શું છાતીએ બાંધી કોઇ લેઇ ગયું છે કે તમો લેઇ જશો. વાસ્તે મોજમજાહ, એશઆરામ, એજ ખરૂં સુખ છે. તેઓ એવું તો કદી કહેવાના નથી કે પૈસાનો ઘટતો ઉપયોગ પોતે હદસર કરીને બાકીનો ભાગ પોતાથી ઉતરતી હાલતનાંઓનાં ભલાંને સારૂં તહરેવાર ઉદ્યોગમાં તેમજ નાચાર અને અશકતોનાં ફાયદા સારૂં વાપડવો. આવી આયતી દોલત મેલવેલા જુવાંનીઆંઓના ઉડાઉ ખરચોને લીધે ઘણાએકો અંતે નાચારી હાલતમાં આવેલા, તેમજ પારસીઓના આંધલાં લુલાંઓના ધર્મખાતાંઓમાં આશરો લીધેલા બી જણાયલા છે, અને હવે પછેબી જણાશે. કેટલાંક શકતીવાલાં કુટુંબો પોતાના ચાલતા વખતમાં પૈસાને જોરે સુધારાને નામે તહરેવાર નવી નવી ફેશનો અને ઇતરાતો પોતે અખતેઆર કરીને બીજાંઓને તેની નકલ કરવાના ખરાબ દાખલા આપે છે. તેવાં કેટલાંક કુટુંબોનો જયારે માઠો વખત આવયો ત્યારે તે ઇતિરાટો અને ફેશનોને લીધે જે તેઓ પોતાની મોટાઇ અને સુધારો દેખાડતાં હતાં તેવીજ રીતે પોતાના માડા વખતમાં ચાલવા અને બહાર દેખાવ કરવાને તેઓને ઘણું ભયંકાર જેવું લાગે છે, તેથી નાચારીએ તેઓને પોતાના મકાનમાં વગર કામની એકાંત જીંદગી ગુજારવાની ફરજ પડે છે. જો તેઓ પોતાની પારસી રીતભાતો પ્રમાણેની રીતભાતથી ચાલ્યા હતે તો આવી માઠી હાલતમાં તેઓને એટલું એકાંતવાસ રહેવાની જાણે ફરજ પડતે નહી. આવી હાલત મરદો કરતાં સ્ત્રીઓમાં વધારે નાસીપાસી ઊપજાવે છે. એટલું જોવા જાણવા છતાં કેટલાક છકી ગયલાંઓ નવા નવા સોંગો દરરોજ કહાડતા જાય છે, પણ અંતે તેનું સેવટ નાસીપાસીમાંજ આવશે અને આવવુંજ જોઇએ એ ખુદરતી છે.

પારસીઓમાં બહારનો ખોટો દેખાવ અને કેહેવત છે કે “ભપકો ભારીને ખીસાં ખાલી” તેવો અકડ વધી પડયો છે. તેને આપણા સુધારાવાલાઓ મોટાઇ અને દોલતનો વધારો સમજે છે, કારણકે એક ગરીબની બાઇડીબી બહાર જવા નીકલે તો પગમા ઇસતાકીન તો જરૂર જોઇએ: તે નહી હોયતો પોતાને એક કમનસીબ સમજે છે. જો ઇસતાકીન પેહેરેલાં હોય, પણ સાથે આયા નહી હોય, તો તેબી ગરીબાઇ સમજવામાં આવે છે. ખરા ઉદ્યોગને તજી આવાં દેખાવો પકડવા હાથે કરી આફત વોરી લેવા જેવું છે.

પારસી મરદો આગલે જુદી જુદી જાતના દેશી વેપારીઓને ત્યાં તેઓના ઘરમાં અથવા પેહેડીમાં ચાકરી કરતા હતા. હાલમાં શેઠ કરતાં ચાકરોનો ભપકો અને બીજાજ ભારી, તેથી દેશી વેપારી પેહેડી ઉપર કોઇ જવલેજ પારસી જણાય છે. તેમજ દેશી રાજ્યોમાં હાલના સુધારા પ્રમાણે પારસીઓની સારી સંખીઆ દાખલ થવી જોઇએ તેની જગે બે ત્રણ રાજમાં થોડાઓ દાખલ થયા છે, બાકીના બીજા ઘણાએક રાજ્યોમાં પારસીઓ વીશે તેઓની ઇતરાટ ભરેલી ચાલચલણને લીધે અનગમો છે. એ વીશે કેટલાક દાખલાઓ જાણવામાં આવેલા છે, જે અહી જણાવી તેઓના દીલ રંજીદા કરવાની કશી અગત નથી.

## ગરીબાઇ અને "સુધારો."

પારસીઓમાં ગરીબાઇ અને બેરોજગારી વધી પડી છે એવું કહેવામાં આવે છે, તે સાથે પારસીઓ એકદમ સુધરી ગયા છે એવુંબી કહેવામાં આવે છે. હવે જેઓ સુધરેલા કહેવાય છે તેઓની હાલત પોતાની હાજતોને પુરી પડે તેવી હોવી જોઇએ. પણ સુધરી ગયાથી ગરીબી હાલત થતી હોયતો તેમાં સુધારાને નામે ફીસીઆરી, ઇતરાટ, ચીબાવલાપણું, પોતાની હાલત ઉપરાંત ખરચો, એશઆરામ, ને રમત ગમતો, ઓહરેમંદી ખવાસને વગર હદનું છુટાપણું, અને ધર્મ ઉપરના એતેકાદ વીશે બેદરકારીનુજ હોવું જોઇએ. ગરીબાઇ અને બેરોજગારીનાં કારણો ખાલી ફીસીઆરી, વગર મેહેનતે અથવા સેહેલી મેહેનતે પેદા કરવાની ઉમેદમાં સાદાઇ અને કરકસરથી વેહેવારાં ચલાવવાની બેદરકારી છે; ટુંકામાં, તે હરામખોરીનુ પરીણામ છે. કેલવણીનું ફલ હમેસે સારૂંજ હોય છે અને હોવું જોઇએ. પણ કેહવાતા "કેલવણી પામેલા" પારસીઓમ સુધારાની જગોયે ઘણો બીગાડો થાય છે. દરેક પારસી કે પારસણનો બહારનો દેખાવ "ભપકો ભારી ને ખીસા ખાલી" અથવા "કુવા ઊંડા ને દોરડાં ટુંકાં" એ કેહેવત જેવો છે. તે બહારથી ગીલીત કીધેલી વસ્તુ અથવા બીલોરનાં વાસણની માફક છે, જે બહારથી સોભાયમાન દેખાય છે, પણ એક તકોરો લાગવાથી તે ફુટીને નકામું થઇ જાય છે. તેમાં સંગીનપણું કશુ નથી. એથી પારસીઓમાં વધી પડેલી વગર અર્થની કેલવણીથી ચડતી હાલતને બદલે ગરીબાઇ અને બેરોજગારી વધી પડે તો તે કેલવણીનું પરીણામ આગલ વધવાની જગોએ પાછળ હઠવા જેવું થાય છે. તેથી તે કેલવણી એક આશીરવાદ કરતાં શરાપ થઇ પડેલી કહેવાય છે.

## છુટાપણું.

પારસીઓમાં છુટાપણાંના વધારાને લીધે અનીતીનો વધારો થાય છે એવી સમજુઓ તરફથી આગલ ફરીઆદો થવા લાગી હતી; તે વખતે આપણા સુધારાવાલાઓ તરફથી તેનો એવી રીતે બચાવ કરવામાં આવયો હતો કે, "જુના અને અસલી વીચારના 'અનસમજુઓથી' છુટાપણું દેખી શકાતું નથી; તેથી તેઓ આપણા કેલવાયલાંઓ સામણુ નીચ 'લાયબલ' કરે છે! આગલા વખતના પારસીઓ અનીતીવાનો હતા; કેમકે તેઓ વેશીઆઓ રાખતા હતા, તેમ હવે તેઓમાં જોવામાં આવતું નથી તેથી તેઓ સુધારા અને છુટાપણાંની આડે આવવા એવાં બોહોતાનો જોડી કાહાડે છે." એવી એવી દરએક બાબદોની હીમાએત આપણા સુધારાવાલાઓએ કીધી હતી, પણ "વારેલો નહી વલે તે હારેલો વલે," તેમ હવે એ આપણાં સુધારાવાલાંઓનો હાલ થયો છે. તેઓની આગલી સરવે રીતની હીમાએતના બુરાં ફલો ઘણાંજ ભયંકાર રીતે જગે જગ ખીલી નીકલયાં છે. એથી હવે પાર-

સાઓની ઓરતોના પતીવરતપણાંની જગઆશકાર ખુબી અને તેથી પારસીઓની મગરૂરી ગુમ થઇ ગઇ છે; એથી સમજુ લોકો ચોતરફથી પારસી સુધારા અને છુટાપણાં ઉપર ધીટ કાર નાખેછે. ખરેખર એ ધીટકારનો ભાર આપણા સુધારાવાલાઓના ગુરૂજી અને તેઓના શરેશતા પરમાણેના ચેલાઓથી ખમી નહી શકાવાથી પોતાની. આંગલી વગર અનુભવની ભુલડાઇથી હવે પંસતાઇને પ્રતેત પશેમાંની ભણવાનું દર વખતે જારી કીધું છે, અને કર-વાની કબુલાત આપે છે. એ તેઓની પતેત પશેમાનીનું સંપુરણ છેવટ આવેથી તેનો સંગરહ કરી એક પુસતકનાં આકારમાં હાલની અને આવતી ઓલાદને સાઉચેત રેહવા સારૂ તેઓ પરગટ કરનારછે. એવાં પુસતકનાં તેઓએ બે ભાગ કરવા જોઇએ: તેમાં પેહલા ભાગ-માં તેઓએ જે સુધારા અને છુટાપણાની હીમાએતમાં પારસી ગુનગારી રીતભાતો, પારસી પોશાકો, પારસી ઓરતો પારકા મરદો સાથે છુટથી ભેલાતીઓ નહી હતી તે વીશે તેમજ પારસી ધરમ પરમાણે બંદગી અને કીરયા કરે કરાવે તેઓ વેહમીઓ ગણાતા હતાં, તે વીશે અને એવીજ બીજી બાબદોના લખાણો આવવાં જોઇએ. તેઓની સામબે થનારાને પરથમમાં તેઓ શું શું બોલેલા છે તે લેવું જોઇએ, કે તેથી હાલની ખરાબી સાથી થઇ તે આવતી ઓલાદ માટે ભવીશના તવારીખનવેસોને જાણવાને બની આવે.

## "આઠ ભઇઆ ને નવ ચુલા."

પરદેશી ભઇઆઓ જયારે પરદેશમાં જાય છે ત્યારે તયાં તેઓ પોતે પોતાનું રાંધેલું ખાય છે અને પોતાનુજ પાણી પીએ છે. એક વેલા એક મુસાફરખાનામાં તેઓ ભેગા બીછાનું કરી હારેદોર સુતા હતા. તેઓ પોતાની રીત પરમાણે પોતાનાં વાસણમાં પાણી ભરી પોતાનાજ માથાં આગલ મુકી સુતા હતા. એવું બનયું કે તેમાંથી એકને રાત્રે બીછાનું છોડવાની ફરજ પડી, તેટલાં તેની પડોશનો એક બીજોબી કાંઇ કારણ સારૂ ઉઠી બાહેર જઇ પાછો પોતાની જગે સુવાનું વીસરીને જે આગલ ગએલો તેની જગામાં ભુલથી સુઇ ગયો. એ બનાવ આગલાને ખબર નહી તેથી બીજાની ખાલી જગા પોતાનીજ જાણીને તેપર સુઇ ગયો. થોડા વખત પછી તેને પાણીની તરસ લાગી તેથી પોતાના માથાં આગલનું વાસન ઊંચકી પીવા લાગો; પણ તેને સમજ પડી કે એ વાસણ તો મારૂ નહી, પણ મારા પડોશીનુ છે. તેથી વીચાર કરવા લાગો કે, પાણી તો પીવાઇ ચુકુ, પણ એ મારા પડોશીનુ વાસણ મારાં માથાં આગલ આવેજ કેમ? તેથી તે ઘભરાઇને પોતેજ પોતાને પુછવા લાગો કે, "હુ જે હતો તેજ છું કે, મારો પડોશી હતો તે હું બની ગયો?" હેવોજ વીચાર આપણા છકી ગએલાં અને છાલકાં મનના પારસીઓ પોતા વીશે કરતા હશે.

આપણા સુધારાવાલાઓએ જેમ બને તેમ અવીચારી કેલવણી અને હવસી છુટા-પણુ આપવાની ઉલટમાં તહરેવાર ચીબાવલાં લખાંણો કરીને લોકોને ભુલકાવી મુકયાં, તેના પરીણાંમ તેઓનીજ હઇઆતીમાં તેઓ હવે જોવા લાગયા છે, અને જોશે. એ ભુલ તેઓથી કબુલ તો રખાય નહી, તેથી હવે તેઓ એવું કેહવા નીકલયા છેકે આ બધો બીગા-ડો "અધુરી કેલવણી"ને લીધે થયો છે અને થાય છે, તેથી હવે સંગીન કેલવણી આ-પવી અને લેવી જોઇએ. એ રીતે આપણા સુધારાવાલાઓ એક નવી હાથ ચાલાકીનો ખેલ કરી બતલાવે છે. તેઓ ભુલી જાય છે કે, જેઓને સંગીન કેલવણી લીધેલાંઓ કેહવા-માં આવે છે તેઓ અને છુટાપણાનાં હીમાએતીઓએજ એ સરવે રીત ભાતોની પેહલ કા-હડી છે અને કાહડે છે; એ વરગના લોકોજ તહરેવાર ઇતરાટોને જનમ આપી જાંગલા-જાંગલીઓ બને છે. તે હવે છોડાય કેમ? કેહવત છે કે "બુનરો ગઇ સો હોંજસે આનેકી

નહી" તેમ મુળ કેલવણીજ ખામી ભરેલી, તેથી ખુરા હલસોને જેમ ગમે તેમ છુટા- પણું વાપડવાની છુટ આપેલી, તે હવે પાછાં અસલીપણાંમાં અને આંકુશમાં કેમ આવી શકે અને શકશે? "હવે તો આંખ વીચીને જે 'ચાલયું અને ચાલે છે તેમજ ચાલુવાનું. જેમ કામરીઓ પોતાની અસલી જાયા છોડી તહરેવાર રંગ બેરંગી પતંગીઆંનાં રૂપમાં બદલાઇ જાય છે, તેમ પારસીઓ અને પારસણો પોતાની મરજીના કાંટા પરમાણે તહ- રેવાર રૂપો ધારણ કરી પોતાનાં અસલી રૂપો છોડતાં જાય છે." હાવાં તહરેવાર ચકરમાં રૂપો ધારણ કરનારાં પારસી કે પારસણો પોતેબી પોતા વીશે અચરતી પામી વીચાર કરતાં હશે કે "હવે હમે કોણ છેએ અને કેહવાં લાગીએ છેએ? અમો હતાં તેજ છે કે કોઇ બીજા?"

આપણા સુધરી ગએલા પારસીઓ લોકોને સુધારી મુકવાની ઉલટમાં લોકોની આગલી સુખવાસી અને સંતોશભરેલી સાદી હાલટ છોડાવી દેવરાવી નવી હાલતના સરવે કોઇને બનાવવા સારૂ પોતાની કરાંમતી દીવાસલીથી ગરીબોના ઘરો અને મોટાઓની હવેલીઓ સરવે સલગાવી મેલી પરવારયા છે.

## સુધારાવાલા પારસીઓએ ફેરવેલો વીચાર.

ગયે વરસે જયારે શેઠ નશરવાંનજી ફરાંમજી બીલીમોરીઆ નાંમનાં એક સાહસીક પારસીએ "પારસીઓમાં નીતીનું ધોરણ" એવે નાંમનાં ચોપાંનીઆથી સુધારાવાલા પારસી- ઓની આંખો વીદ્વતાથી ખોલી ત્યારે એ સુધારાવાલા ગ્રહસ્થો જાગરૂત થયેલા દીશેછે એથી જાંણે સુધારાની હીમાયેત તેઓએ કીધીજ નહી હોય તેમ અવે સુધારાની વીરૂધ પોત પોતાનાં વર્જનતરોની મારફતે પારસીઓમાં સુધારાને નાંમે જે બદી રોજ કરે છે તેને ખોલલી રીતે ધીકારવા લાગા છે. પણ એથી અવે શું વલે? જે થઇઉ છે તે અવે નહી થઇઉ થવાનું નથી, કેમકે લોકો જાંની ચુકાં છે કે એવાં વધઘટ થતાં લખાંનો અને વીચારોને કેટલું વજન આપવું, એ આમણા સુધારાવાલા હમશરીકોમાંનો એકનો નમુનો અતરે ઉતારી લેવાની રજા લેઉછું. કે એથી અમારી ઇચ્છાને કેહવો ટેકો મલે છે તે વાંચનારા સાહેબોને રોશન થાયે.

"પારસીઓ એટલા બધા સુધારાની બહાર નીતીભ્રષ્ટ થયા છે એમ અમે કેહતા નથી; પણ છેલા બનેલા કેટલાક દાખલાઓ ગંભીર ધ્યાન આપવા જોગ બન્યા છે, અને ટોળાના સમજુ ભાગનું તે ઉપર ઘણુંક ધ્યાન ખેંચાઇ પણ ચુકયું છે પારસીઓની સંસારી સ્થીતિ વિષે ખુશી થવા જોગ નુકતેચીનીવાળાના નિબંધો છપાયા છે—બે તો અમને હમણાજ મળ્યા છે—અને તે ખુશી થવા જોગ એટલા માટે નથી કે અમે તે સઘળી ટીકા પસંદ કરીયે છીયે અથવા તેને અમે એકમત છીયે, પણ તે આપણી પસંદગી યા એકામતી પામો કે ના પામો તે છતાં પારસી સંસાર ઉપર આવું તનદરોસ્તી ભરેલું લખાણ કરનારાઓ બાહાર પડે એટલુંજ ખુશી થવા જોગ છે. અને કોમના વિચાર- વંતોને વિચારમાં, અંદેશામાં, બલકે ધાસ્તીમાં નાખવા સરખા ઘણા માઠા બનાવો પારસીઓમાં છેલા છ સાત માસમાં એકઠા બન્યાં છે એ તો કોઇથી ના પાડી શકાશે નહી. પારસી એક એવો નાનો હીરકો છે કે નેક કામો સિવાએ બીજી બધી રીતે એકમારગી જીંદગી તેને વધારે છાજે છે—તેવો હીરકો આ છેલાં છ સાત મહીનામાં બહું નાખુશ બનાવોથી લોકોને બહુ મોહડે ચહડી ગયો છે.

"ફોજદારી અપરાધ અને સંસારી આપઘાતના દાખલાઓ ઉપરાસાપરી ઉભા થયાછે. હાઇ કોર્ટ, પોલીસ કોર્ટ અને કારોનરની કોર્ટ એકસરખી રીતે પારસીઓના વેપાર અને

**સંસાર મંડળોની માઠી હાલતની તપાસ લેવા પડી છે. વર્તમાન પત્રોમાં એક અઠવાડિયું એક પારસી અપરાધ, આપઘાત કે બીજી ગમખારીની નોંધ વગરનું ખાલી જતું નથી.**

**ઘર સંસાર અને કુટુંબ નીતિના વર્ગમાં નજર કરીયે તો જે માઠા બનાવો, છેલ્લા છ મહીનામાં બન્યા છે તે વધારે કમકમાટ ઉપજાવનારા છે. જનાકારીના, જનાકારીની નાસભાગના, અને જનાકારીના ફરજંદોના દુઃખ ધરવા જોગ દાખલાઓ પારસીઓમાં હાલ જેટલા અજવાળામાં આવ્યા છે તેટલા આગળ કદી એમ એકઠા આકારમાં જાહેર થયા નહી હુતા.** લગ્ન તલાકની કોર્ટમાં છુટા છેડાના શરમ ભરેલા મુકદ્દમાઓ છેલા ઉપરાસાપરી આવી ગયા છે, અને પોલીસ કોર્ટમાં ભરણપોશણની તથા એવીજ બીજી નિર્લજ્જ ફરિયાદીઓ નોંધ ઉપર આવતી ચાલુજ છે. પારસીઓમાં કેટલાક છેલા આપઘાતના આસરે દજનેક દાખલા ઘણાજ દુઃખ ભરેલા સંજોગ વચ્ચે બન્યા છે. તે સઘળા આપઘાતો સંસારી સંકટોનાં પરીણામ છે, અને તેમાં કેટલીક જુવાન પારસી સ્ત્રીઓના આપઘાત તો તેમના સંસારનું ઘણું માઠું ચિત્ર આપણી આંખ આગળ ધરે છે. કુટુંબની મુફલેશી અને દુખી સંસારે વળી પારસી સ્ત્રીઓમાં વેસ્યાના પેશાને જન્મ આપ્યો છે અને આ **બીના ગમે એટલી શરમ ભરેલી છે પણ તે કબુલ કરવાની અમારી ફરજ** છે કે પારસી વેસ્યાઓની સંખ્યામા આજે કમટમાટભરેલો વધારો જોવામાં આવે છે.

. . . . . . . . . . . . .

સંસાર એ આખી જીંદગીનો, જીવતરનો બલકે કુલ દુનિયાંનો પાયો છે. જેનો સંસાર બિગડેલો હોય તેનું બીજું સઘળું કામ બિગડેલું જાણવું. **નીતિ ઘેરથી શરૂ થાય છે અને ઘેરની બહાર આગલ વધે છે.** હવે પારસીઓમાં આજ ને કાલ સંસારી કહો કે વેપારી કહો પણ અનીતિના જે દાખલા વધી પડયા છે તેના કારણો શોધીશું તો મળવાં મુશકેલ જણાશે નહી. કેલવણી, લગ્ન, છુટાપણું, ધર્મ, એ સઘળાં વીષે આપણામાં ઘણી ખામીઓ નજરે પડે છે. જો શોધ કરીશું તો શું **શેઠિયા કે શું સરકાર, શું શિક્ષક કે શું ધર્મગુરૂ, શું સંસાર કે શું મંડળી, શુ ઘેર કે શું નિશાળ, શું સભા કે શું વર્તમાનપત્ર, સર્વનો થોડો થોડો વાંક નીકળશે.** ધર્મનો, કેળવણીનો, સુધારાનો કે છુટાપણાનો પોતાનો વાંક નથી પણ તેને સમજવા, પિછાણવા, બજા લાવવા, સુધારવા અને તે ઉપર અમલ કરવાની ખામી જણાશે. એ ખામીઓ એટલો વખત થયો ચાલતી આવી છે કે જે ખરાબી થઇ છે તેથી વધારે ખરાબી થઇ નથી એ અચરતીની વાત છે, વધારે દિલાસો મેલવવાનો એ છે કે જે ખરાબીના દાખલા બન્યા છે તે જલદી જાહેરમાં આવ્યા છે. એક સંસારી સળો છુપ્યો રહીને અંદરને અંદર કોહવાટ વધારયો જાય તેના કરતાં તેનું ધુમડું પાકીને ફુટી જાય તો તેનો જલદી ઉપાય થઇ શકે છે. હવે ત્યારે પારસીઓએ પોતાની નીતિમાં સુધારો કરવાને આ સંસારના ધુમડાંઓ ફુટયાથી જોગવાઇ મળી છે, અને તે જોગવાઇ ઉપર જો પારસીઓ ઘટતો અમલ કરશે તો જે કાંઇ માઠું બન્યું છે તેને માટે પસ્તાવાનું કારણ રેહેશે નહી. માઠું થાય છે તે સારાને માટે થાય છે. દુનિયાંમાં એક માઠો બનાવ એવો નથી કે જેનો ખોદાતાલાની ખુદરતના ખેલે કરીને છેડો સારાંમાં નહી આવ્યો હોય. માટે જે માઠું બન્યું છે, તેને માથું કુટતા બેસી રેહવામાં સાર કાંઇ નથી—એ માઠાંમાંથી સુધારાના યોગે સારૂં પરિણામ નીપજાવવું એજ પારસીઓની હવે આઇન ફરજ આવી પડી છે.

. . . . . . . . . . . . .

પારસી ભવિષ્યના આ મહાભારત સવાલ ઉપર ચર્ચા ચલાવવાને અમારા કરતાં અમારા લખનારાઓ અને ભાઈબંધો વધારે શકિતવાન છે. એ ચર્ચા ઘટતા આકાર અને અંદાજાસર ઉભી કરવાનીજ હાલ અમારી નેમ છે. અમે એ વીષે હવે પછી વધારે બોલીશું, પણ બોલીશું તેના કરતાં વધારે સાંભળવાને ખુશી થઈશું."

"પણ પારસીઓ પોતાની એ ખરેખરી હાલત સમજ્યા નથી; અને અમે હીમતથી કહીયે છીયે કે હાલ આપણે પોતાની કોમને સંસારી તથા વેપારી નીતીમાં જે ઉતરતા જોઈયે છીયે તે આપણી ખરેખરી હાલત નહી સમજવાના માઠાં પરીણામો છે. આપણા સુધરેલા પારસીઓ પોતાને તદન સુધરી ગયલા સમજે છે. અમે કહીયે છીયે કે આપણ સુધર્યા નથી, સુધારાની અધવચમાં પણ માન માન આવ્યા છીએ.* આપણો 'સુધારો' ઘણો બાહારનો, દેખામણો, ઠાલો ભુલો ને પોલો છે. એ 'સુધારો' એક ખરબચડાં ખમીર ઉપર રંગ અને રોગાનનું પડ છે, એક ખુબસુરત ભીતર ઉપર બાહારથી સોનેરી ઢોળ ચહડાવેલો છે. આપણ પોતાને કેળવાયલા સમજીયે છીએ—અમે કહીયે છીએ કે પારસીઓ કેળવણીમાં હજી ઘણા પશ્ચાત છે; એ કેળવણીમાં ઘણું બાહારનું ટીપટાપ માત્ર છે. આપણામાં કવીઓ અને ફીલસુફો તો રહયા, મોટી વીદ્યાના ગુરૂઓ અને સ્વતંત્ર શીક્ષકો તો રહયા, લોકોના નેક રાહનુમા અને ભલા ઓમિયા તો રહયા, પણ સાધારણ લખનારાઓમાં સાચરુટ અને સ્વતંત્રતાથી લોકોને સુભ રસ્તે ચલાવનારાઓ કયાં છે? પારસી શેઠીયાઓ એક ઠાલો દેખાવ છે—દસ્તુરો એક બીજું હંબગ છે. લખનારાઓ અને અધીપતીઓ બીચારા વખત પ્રમાણે વર્તનારા છે. પણ શું ઈંગ્રેજી કોમ મોટી† થઈ છે તે આવી અધકચરી હાલતમાં થઈ છે? ઈંગ્રેજોને આજેબી નામાકીત સરદારો, ઉસ્તાદો, ગુરૂઓ રસ્તો બતાવે છે. સદીઓ સુધીના નામાંકીત અને નીતીમાન ગુરૂઓની રાહાબરી ઈંગ્રેજી કોમને ચલાવે છે, ત્યારેજ સદીઓના વહી જવાં પછી એ કોમ મોટી થઈ છે. પારસી સુધારો પોશાકની ફેશનોમાં, ખાંનાપીનાઓમાં, રંગરાગમાં, નાટક-ફાટકમાં,‡ થોડાંક ન્યુસપેપરોમાં, થોડીક સભાઓમાં, થોડાંક ભાષણોમાં અટકયા છે. અને તેબી કેટલાં હાલહવાલ, મુડદાલ ઝુપતાં! પારસી સુધારાએ આગલા રેવાજો કાહાડી નાખ્યા છે, પણ તે ગયા તે ગયાજ—તેને બદલે તેની જગ્યા પુરવાને નવું કાંઇ મળે નહી.§ જેમકે બાળ લગનો બંધ કીધાં, એટલે લગનોજ ઘણે દરજજે બંધ થયાં—જંગલી રીતનાં લગનો બંધ થયાં તો તેને બદલે સુધરેલી રીતના લગનો જોઈએ તે મળે નહી.

---

* એજ લખનારાઓ પોતાના આગલાં લખાંણોમાં પારસીઓને "બહુ સંતોશકારક રીતે સુધરેલા" જણાવતા રહયા હતા.

† ઈંગરેજી કોમ હમણા ધરમ નીતિમાં મોટી નથી, ઉલટી તેમાં તે પડી ભાગી છે—એક બાજુ આજની વીદયાના નાસ્તીકપણાએ અને બીજી બાજુ બુધીસ્ટ અભયાસ, થીઓસોફી, મુસલમાન ધરમ, આરયન ફીલસુફી, એ વગેરેએ તેઓના ધર્મના એકીનનો પાયો લુલો કીધો છે. તે કોમની મોટાઇ માત્ર તેની દોલત અથવા ખાકી વધારાને લીધે છે. જીસસ અને પ્લેટોના વખતમાં તેઓની નીતીની સ્થીતી બેહેતર હતી.

‡ એક બાજુ એમ લખી એજ લખનારાઓ બીજી બાજુએ એવા રેવાજને ઉતેજન આપવાનું કામ કરયા જાય છે.

§ તેઓ પાસ "જગા પુરવાને નવું કાંઈ હતું નહી," એટલું જાણવા છતાં તેઓએ પોતેજ જુનું રદ કરવાની ભલાંમણ કીધી હતી, તમાં અપરાધ કોણનો?

આગલી 'પંચાયત'ને મારી નાખી તે તો વાજબી થયું, પણ તે મંડળી મુઈતો મુઈજ, તેને બદલે મંડળીના કોઇ સુધરેલા અંકુશ અને કાયદા જોઇયે ને મલે નહી. એ રીતે પારસી સંસારની આજની સ્થીતી અધવચની, લબડતી, ડામાડોલ કેહેવાઇ શકાય અને એવી સ્થીતીમાં સંસારી તથા વેપારી નીતીમાં ખરાબી અને નાશના મુળ પેસે તેની શી નવાઈ?"–"રાસ્તગોફતાર" તા૦ ૨૯ મી નવેમબર ૧૮૯૧.

## એશઆરામથી થતી ખરાબી.

કોઈબી કોમ કે કુટુંબમાં તેમજ રાજપાટમાં એશઆરામ અને ભપકો સપકો વધી પડેછે. ત્યારે તે કુટુંબ, કોમ કે રાજપાટ અંતે ફના થાયછે.

પારસીઓમાં મંડળીના અંકુશ જેવું હાલ કશુ નથી. પારસીઓથી લખાતાં વરતમાનપતરો અને માસીક ચોપાનયાંઓની સંખ્યા જોઇએ તે કરતાં વધારે છે, તોપણ પારસીઓમાં હાલ જે ફીશીઆરી વધી પડી છે અને તેથી હાલમાં જે ખરાબી નીપજે છે અને એ પછી નીપજશે તે વીશે કોઈકજ લખાણો કરેછે. આવા લખાણો વાંચવાનીબી કોઈ દરકાર કરતું નથી.

આપણા બેદરકાર પારસી સુધરકો અને "કેલવણી પામેલા" કેહેવાતા લોકો એવુંજ માનતા જણાય છે કે આતો સુધારો થાય છે જેઓ એવી બાબદોની વીરૂધ બોલે છે તેઓ "અસલી વીચારના," "વગર કેલવણી પામેલા," કહેવાયછે, અને જેઓ એશઆરામ અને રમત ગમત અને તહરેવાર ચીખાવલા દેખાવને ટેકો આપનારાછે તેઓ "નવા વીચારના," "સુધરેલા" કહેવાયછે. જાણે જુના વીચારનાં તે આ દુન્યાના અસલી રહેવાશીઓ (? સુર્ય વંશ) અને નવા વીચારનાં તે નવી દુન્યાં અથવા ચંદરમાહાના રહેવાશીઓ છે.

## પારસી "ક્રીકેટરો."

એ રીતના નવા વીચારનાંઓ સુધારો કરવાબી ઉલટમાં તહરેવાર ફાશનોની નકલ કરવા, રમત ગમતથીજ જાણે પારસીઓનું દલદર ફીટતું અને ફીટવાનું છે એવું સમજીને તેને બનતું ઉતેજન આપેછે. રમત ગમત અને ગાનતાનનેજ વાસતે મોટાં મોટાં ઇનામનાં મેલાવડાઓ અને તેની હારજીતનાં મોંટા મોટા રીપોરતો છાપવા, ક્રીકેટની રમતમાં પારસીઓ કેવી રીતે રમેછે અથવા રમવી જોઇએ, એ વીશે દેશોદેશની મુસાફરીથી છેક યુરોપવેર ખરચ કરીને જવાની ઉલટ, જાણે દેશે દેશ વેપારની પેહેડી કે આડત ઉગાડવા જતા હોય તેમ ફકત રમતગમતનેજ વાસતે જવું, અને તે રમત ગમતોની હારજીત વીશે મોટો ખરચ કરી યુરોપ વેરથી તારના સંદેસાઓ પોહોંચાડી દુનીયાને ખબર આપવી, એ બધું પારસીઓની હાલત કેવીછે ને કેવી થશે તે વીશે શું બતાવેછે ? સાહસીક યુરોપીઅનો જેઓ પોતાના બલ તથા રાજ અને હીંમતે કરી તહરેવાર રીતે પૈસો મેલવેછે, તેઓ પોતાની ફરસદનો થોડો વખત આવી રમત ગમતમાં કાઢતા હોયતો ભલે, પણ પારસી રમનારાઓ મધે કીયા કીયા વેપારી કે મોટી કમાઇ કરનારાઓ આવી રમત રમેછે ? તેઓ માત્ર પોતાનોજ કીમતી વખત આવી નાદાનીયત રમત ગમતોમાં બરબાદ કરતા નથી, પણ સેંકડો અને હજારો લોકો જેઓ તેઓના ચાલા જોવા ઉભા રહેછે, તેઓનો પણ કીમતી વખત ખાલી બરબાદ કરેછે. પણ મોટી અફસોસની વાત છે કે કેટલાક અથોરનાનો પણ એવા મેલાવડામાં નાહેકનો પોતાનો કીમતી વખત ખોતા માલમ પડયા છે.

પારસીઓ યુરોપ વેર ક્રીકેટ રમવા ગયા ત્યાં તેઓ ઘણી જગાએ નીશફલ થયા હતા, પણ યુરોપીયનો હીંદુસ્થાનમાં ક્રીકેટ રમવા આવ્યા તેઓ ઉપર પારસીઓએ જીત મેલવી

હતી. એ ફતેહ મલવાંથી પારસી જુવાનીઆઓ અને પારસી સુધારાવાલાઓમાં એટલી તો ખુશાલી અને ઉલટ પેદા થઇ કે તે વીશે તે જીતનારાઓને તહરેવાર માન અકરાંમો, ભેટ સોગાદો અને ખાંનાપીનાંથી વધાવી લેવામાં આવ્યા; અને કોઇ નવી શોધ કીધાથી માણુસ જાતનાં દુ:ખ દરદનું અથવા કોઇ રીતના સંકટનું નીવારણ એથી થઇ ગયું હોય અથવા પારસીઓમાં જે રીસીઆરીને લીધે ગરીબાઇ વધી પડી છે અને પડે છે તેમાંથી તેઓનો સદાનો છુટકારો થયો હોય, તેવી ખુશાલી ફેલાઇ! ફકત યુરોપીયનોને રમતમાં હરાવ્યા એજ મોટી ખુશાલીથી તેઓ છલકાઇ ગયા. એ રમતનો કાંઇ એથી છેડો આવ્યો નથી. એક પછી એક આવા યુરોપીયન રમનારાઓ દેશાવર ખાતેથી અથવા ઇંગલાંડથી આવતા જશે, તેઓની સાથે રમવાને દર વખતે આવા ચુંટી કાઢેલા કેટલાક પારસીઓ નીકલ્યા કરશે. તેમજ હવે પછે કોઇ યુરોપીયનો સાથે રમતાં પારસીઓની હાર થશે તો પારસીઓમાં કેટલી નાસીપાશી ઉપજશે?

પારસીઓ ક્રીકેટની રમતમાં જીત્યા. તેની ખુશાલી પારસીઓમાં ફેલાઇ તે વીશે હીંદુ મુસલમીન વગેરે વેપારીઓ હશીને એટલુજ કહેવા લાગ્યા કે "પારસીઓ આવી રમત. ગમતોમાંજ ખુશી થાયતો ભલે, પણ તેઓ હમારા વેપારના કામમાં હવે હરીફાઇ કરવા બહાર પડે નહી તો સારૂં"! એક વેપારી દરરોજ કે આંતરે છપાતાં નયુસ પેપરો ઉઘેડતાં વાર પ્રથમ વેપારને લગતી અને પછી બીજી અગતની બાબદો વાંચશે, પણ એક પારસી જુવાનીઓ સુતેલાં ઉઠતાંનેવાર નયુસપેપરોમાં જોશે કે ગઇ કાલે ક્રીકેટ અથવા બીજી રમતગમતોમાં કોણ કોણ રમયા, કોણ જીત્યા, કોણ હારયા, આજે કયાં કયાં રમતો છે અને કોણ કોણ રમનારા છે, બાનુઓ રંગબેરંગી પોશાકમાં કોણ કોણ હતી, એવી બાબદો ઘણી અધીરાઇથી વાંચશે એવાં એવાં કારણસર હવે નયુસપેપરવાળાઓને "આજના બનાવો"નો નવો કાલમ પણ ઉઘાડવો પડયો છે!

## લગનનો પવીતર ગાંઠ.

પારસી નવેલો, પારસીઓથી લખાતાં ન્યુસપેપરો અને માસીક ચોપાનીઆંઓમાં તહરેવાર નાટકરૂપી લખાંણો ઇંગ્રેજીમાંથી પારસી નામોમાં ફેરફાર કરી જાણે પારસીઓમાં એવુંજ બન્યું હતું અને બને છે અથવા બનવું જોઇએ એ પ્રમાણે તહરેવાર રીતનાં પયાર કેમ બાંધવા, લગન કરવાની આગમજ જેની સાથે લગન કરવાના હોય તેઓ સાથે કેવી કેવી યુકતીઓ અને કાદવાત્રા વાપરી પ્યાર બાંધવો. પારકા મરદો કે પારકી સ્ત્રીઓએ એક બીજા સાથે છુટથી કેમ હસવું બોલવું, અને સરવે રીત ભેલાઇને વરતવું, પારસીઓ જાણે સરવે મોટા લોકજ હોય તેમ ચાકર નકરો રાખી તેઓપર કેમ હોકમો કરવા, એવાં એવાં લખાંણો થાય છે. આવા લખાંણોથી પારસીઓમાં ઇતરાટ, અને ચીબાવલાપણું કેટલું વધ્યું છે અને વધે છે તે ખોલું છે.

એક કાબેલ યુરોપીયન લખનાર એવું લખી ગયો છે કે એક માહ પાપી ખુની અથવા લુટારાનો ગુનાહ અને એક લખનાર કે જે હમેશાં ભોલા માણુસોનું મન રીજવી તેઓને તહરેવાર ચીબાવલાપણું અને ઇતરાટથી ચાલવાના ફાંદાઓમાં નાખતો હોય તે બંધેનો ગુનાહ એકસરખો છે. વળી વધુ તે લખે છે કે પેલા ખુની લુટારાને તો ચોકસ રીતે ઓછી સજા લાયક છે, કારણ કે તેના કરતુક તે મરણ પામયાથી તેની સાથે જાય છે; પણ પેલા ફરેબબાજ લખનારના લખાણો તો તેના મરણ પછીબી બીજાઓ વાંચી ફરેબમાં ફસી પડે છે.

આવાં લખાણો અને ઇતરાટને લીધે પારસીઓમાં છોકરીઓને પરણાવવાનું કામ ઘણું "બીકટ થઇ પડયુંછે. જેઓ કોઇ શક્તીવાલાં છે તેઓ ગમે તેમ, તજવીજ કરી શકે છે, પણ વગર શકતીનાં અથવા થોડી શકતીના માબાપોને જો એકુ છોકરી હોયછે, તો તેને પરણાવવાની કેવી ચીંતામાં રાત દહાડો તે રહેછે! આવા માણસોને એકથી વધારે છોકરીઓ હોયછે તો તેઓ પોતાને કેતાં કમનસીબ સમજે છે! કેટલાંકોની મોટી ઉમરની છોકરીઓ પરણ્યા વગર રહી જાયછે. આગલ હાવી મોટી ઉમરની એકુબી છોકરી પરણ્યા વગર રહેલી હતી નહી. એથી કેવી ખરાબી નીપજેછે! પરણ્યા વગરની મોટી ઉમરની છોકરીઓજ એટલી બધી પડી રેહછે કે તેથી વીધવા સ્ત્રીઓની કોઇ દરકાર કરતું નથી. તેથી વીધવાઓને આશરો આપી તેનુ ગુજરાંન નીભાવવાની હાલમાં ઘણી જરૂર સમજવામાં આવેછે. એ જરૂર તેઓની આગલી ફીસીઆરી અને ઇતરાજી ભરેલી રીતનાં ખરચોને લીધેજ પાછલથી કારણ આપે છે. શું આગલા વખતમાં વીધવાઓ નહી હતી અને તેઓ હાલની વીધવાઓ માફક લોકોનાં આશરાની દરકાર કરતી હતી? આગલી "વગર કેલવાયલી" વીધવા જયારે સ્વતંત્રપણે પોતાનુ ગુજરાણ કરવાને શકતીવાન હતી; તયારે આજની "કેલવણી પામેલી" વીધવા બીજાને આશરે પડે એ શું તે લોકોની કેલવણીને શોભા લગાડનારી વાત છે? એમ કહી હું તેઓ પર સખત થવા માંગતો નથી. પણ છોકરીઓ વીશેની ખરાબીઓ જાણવા છતાં હવે લોકો તે વીશેની શરમ કેવી છોડતાં જાયછે તે જોવાનુ છે. જો આ પ્રમાણે મામલો ચાલુજ રહે તો પારસી છોકરીઓ જુદ્દીન સાથે રહેવાને અથવા લગન કરવાને તઇયાર થવાની અને તેવા દાખલા બની પણ ચુકા છે. તેમજ પેલી "રુથરેલી" કોમની ઇટાલીઅન અને બીજી સ્ત્રીઓની માફક આઇસક્રીમ વીગેરેની દુકાનો કાઢી ગમે તેવી રીતે પોતાનુ ગુજરાણ સોધશે. જેમ કેટલાક યુરોપીયનો પોતાની દુકાનોમાં કે હોટલોમાં નખરાંબાજ ખુબસુરત સ્ત્રીઓને રાખી ઘરાકોને લલચાવીને રીઝવવાની મકસદ રાખેછે તેમ શું હવે પારસણોને બી તેઓ નહી રાખશે? શું પારસણો ના પાડશે?

પારસીઓએ યુરોપીયનોની નકલ કીધી છે અને કરે છે, પણ યુરોપીયનો તેમજ તેઓ સાથે પારસીઓ હવે પરણવાથી એટલા દુર રહેવા માંગે છે તે શાથી? તેઓમાં વધી ગયલી ફીસીઆરી અને ઇતરાટ ભરેલાં છુટાપણાંથી સાધારણ જુવાન છોકરીઓ કેવી હાલતમાં રહે છે એજ પારસીઓએ મોટો વીચાર કરવા જેવું છે.

પારસીઓમાં ઇંતરાટ કેટલો વધી ગયો છે તે વીશે એક બીજો દાખલો લેઇએ.

## પકાવાનો હુન્નર.

આગલ પારસીઓમાં થોડી કેલવણી હતી તે વખત સરવે વચલે વાંધેની પારસી સ્ત્રીઓ પોતપોતાને ઘરનું રાંધવા વીગરેનું કામ પોતાને હાથેજ કરવાની ફરજ સમજતી હતી. પણ આજે રાંધવા સીધવાનુ કામ હલકું સમજી તહરેવાર હલકી જાતો જેઓને અડકવામાં છીત સમજતા હતા તેઓને પારસીઓ પોતાના ઘરમાં રાંધવા અને કારોબાર કરવા રાખે છે. એ શું બતાવે છે? આંધલી ગરજ સીવાય બીજુ કાંઇજ નહી. આગલ પારસી ચાકરોમે "ફલા-ઢોલા" વીગરે નામોથી હાંક મારતા હતા, આજે "બોએ" વીગરે ઇંગ્રેજોની નકલ કરી હાંક મારવામાં આવે છે. આવા આવા ઇતરાટોને લીધે પારસીઓ પોતાની સાદાઇ, પોતાનું સ્વચ્છ બલુ લોહી, ધરમે ફરમાવેલી અને ચાલતી આવેલી પવીત્રાઇ, ખોડતા જાય છે, અને તેથી દરરોજ પોતાના ઘરમાં બંદગી કરતા હતા તેમજ ધર્મને લગતી કીયા કરતા કરાવતા હતા, તે દાહાડે દાહડે તજી દઇ ખોદા વગરના થતા જાય છે.

ગોયા પારસીઓના બઈરાંઓ રાંધવાનું જાણતાંજ નહી હતાં, તેમ હાલમાં તે રાંધવાની "કેલવણી" આપવાની અગત વીચારવામાં આવે છે. તે કેલવણી કોઇ સ્કુલમાં આપવાની ભલામણો થાય છે. એ એવું બતાવે છે કે પારસી સુધારાવાલાઓ વગર અનુભવે મરજીમાં આવે તેવી જીલાણ પકડી બેઠા હતા. તેમાં જયારે જયારે તેઓ નીશ્ફલ થાય ત્યારે પાછા પોતાની જુની રાહ ઉપર આવવાની તજવીજ તહરેવાર બહાંનાથી કરે છે. પણ તેથી ધારેલી મુરાદ પાર પડવાની નથી. તેનું કારણ એજકે આજે જેઓ સ્કુલોમાં ગુજરાતી ઇંગ્રેજી થોડી ઘણી કેલવણી લે છે તેઓ રાંધવા સીખવાનું અથવા ઘરનું કામકાજ કરવું સે હલકાં માણસનું કામ છે એમ સમજે છે, અને તેમ આપણા સુધારાવાલાઓએજ તેઓને સમજાવ્યું છે. તેને હવે પાછુ ફેરવવા માંગે છે તે કેમ બને ?

એજ ભુલને સુધારવાની તેઓએ એક બીજી તજવીજ કીધી છે: તે એકે, દેશાવરખાતે એક સખી પારસીએ છોકરીઓને કેલવણી આપવાની એક સ્કુલ સ્થાપી છે, જયાં આપણાં સુધરી ગએલાં ચીબાવલાંઓ દર વરશે નાતાલનાં દીવસોમાં સેહલગા કરવા ઉતરી પડે છે. તે વખતે તહરેવાર રમતગમતોને ઉતેજન આપવા તેમજ સ્કુલમાં શીખતી છોકરીઓ પાસે રંધાવવાના મેલાવડાઓ કરવામાં આવે છે. એમ કરવા કરવવાનું તેઓ હેવું કારણ બતલાવે છે કે, મુંબઇના છકી ગએલાંઓને ધડો આપી દેખાડવું કે જુઓ દેશાવરોમાં છોકરીઓ કેવું રાંધી શીખી જાણે છે? તેઓનો એવો ભુલભરેલો વીચાર આગલી ભુલને વધારે મજબુતી આપે છે, કેમકે દેશાવરોખાતેનાં પારસીઓ ઘણુકરી ગરીબાઇ અને સાદાઇથી પોતાનો વખત ગુજારે છે, તેથી તેઓમાં આ સ્ત્રીજાત પોતાને આવડતો ધંધો અને મેહેનત કરી પોતાનાં મરદોના ખરચોમાં મદદ કરે છે, તેમજ પોતે બચપણથીજ ઘરનું કામકાજ અને રાંધવા સીધવાનું કામ પોતાની ફરજ તરીકે કરે કરાવે છે. મુંબઇના પારસીઓની એવી રીતની ચાલ એવું દેખાડે છે કે તેઓ પોતે પોતાને કેલવણી પામેલામાં ખપાવે છે તે છતાં "કેલવણીનો" અરથ વટીક સમજતા નથી. મુંબઇની ફીશીઆરી ને ચીબાવલી ચાલ તેઓ ગરગામડાંમાં દાખલ કરે છે. તેઓની હુલડાઇથી ગરીબ ગામડાઓમાં વસતી છોકરીઓ એવું સમજે કે એવું કરવું તે તો મુંબઇના લોકો હલકુ સમજે છે, તેથી તેવું હલકું કાંમ આપણી પાસે કરાવે છે. એવા એવા ઇતરાટો કરી કરાવી તેઓ બાકી રહેલાંઓને પોતાની સંફમાં વટલાવાની કોશેશ કરે છે. ગામડાંના લોકોની સંતોશી અને સાદાઇથી વરતવાની રીતભાત ઉપર પાણી ફેરવી તેઓ બદબખતીના બી વાવવા ત્યાં દરવરસે જાય છે. એવો બીજો દાખલો એ છે કે, એવી સ્કુલોમાં શીખતી છોકરીઓને સાધારણ રીત પ્રમાણે ગુજરાતીમાં કવીતા અને ગાએનો શીખાડવામાં આવે છે તે ગાએનો ગાવાની લઢણ આપણા છકી ગએલાં સુધારાવાલાંઓને પસંદ આવતી નથી, તેથી તે સુધારવા અને યુરોપીયનોની માફકની કરવા સારૂ એક યુરોપીયન સ્ત્રીને પગાર આપી ત્યાં મોકલવામાં આવી છે, કે તે પોતે ગાઇને જેવો હલક કાહાડે તેવો તે છોકરીઓએ પોતાનો હલક સુધારી યુરોપીયન ઢપે ગુજરાતી ગાંનુ ગાતાં શીખવું ! ! આએ તેઓની સરવે મેહરબાંની ગામડાંના લોકોને આગલ જતાં એક શીક્ષા જેવી થઇ પડશે. પુરવ તરફનાં અસલી રાજાઓ જયારે તેઓની કોઇ રૈયત ઇતરાજીમાં આવે ત્યારે તેને સજા કરવા એક સફેદ હાથી ભેટ કરતા હતા, જેનુ પેટ ભરતાં તે રૈયત મરવા પડે. તે પ્રમાણે ગામડાના એકમારગી લોકોને આ "સુધરી" ગયલા પારસીઓ "સફેદ" હાથી આપી જાય છે, જે આયંદે ગામડાના લોકોનાં સંતોશનું મોહોત લાવશે. ફકત પારસી ગાએનોજ ઇંગ્રેજી ઢપે ગવરાવાની ઉલટ પછી પારસી છોકરીઓને ઇંગ્રેજી શીખવ-

વાની ઉલટ એ સ્કુલનાં માસ્તરોને થવાથી, હવે તે કાંમ ચાલુ થઈ ચુકું છે. માણુસોએ કેલવણી લેવી અને આપવી એ સરવેની પેહલી ફરજ છે, અને પોતાથી કંમ શકતીવાલાઓને શકતીવાનોએ મદદ કરવી એવી તેઓની ફરજ છે, પણ કેલવણીની જે શુભ મતલબો છે, તેની દરકાર નહી કરતાં પારસી છોકરીઓને કેલવણીને નામે ફજેત વીદ્યા શીખવવામાં આવે છે. ઉતરાટ અને ચીબાવલાંપણાંથી તેઓ બીગાડો કરે છે. એ ખાબદ મુંબઇમાં પારસીઓ વીશે જાણીતી છે, તેમ છતાં ગરીબ અને સાદાઇથી રેહનારાં લોકોમાં તેજ બીગાડો ઘાલુ પાડવાની કોશેશો તેઓ કેમ ચાલુ રાખે છે, તે સમજ પડતું નથી. શું તેઓ શુધ ખોહીને કામ કરે છે? ગરીબ પારસી કે પારસણોની હાલત સુધારી તેઓને સુખી કરવાનાં ઉપાયો તરીકે તેઓમાં ધંધાનો વધારો કરી સાદાઇ અને મધયમપણું મલાજો સાચવી કેમ વરતવું તે શીખવવાનીજ વધારે જરૂર છે.

## "ફેશન" અને ફીશીયારી.

પારસી બઇરાંઓમાં ફીસીઆરી વધી છે એવો દોશ તેઓ ઉપર મુકવામાં આવેછે, પણ તેઓમાં ફીસીઆરી વધારનારા તેઓના વાલી મરદોજ છે. તેઓ જે આપે અથવા કહે તે પ્રમાણે તેઓ ઉલટ લે છે.

મરદોની મરજી વગર તેઓ શું કરી શકે? મરદોએ એક બીજામાં હરીફાઇ કરવી અને લોકોને બતાલાવવું કે જુઓ મારે ઘરનાં બઇરાં કેવાં છે અને કેવી રીતે સુધરી જઇ તહરેવાર રીતોનાં દેખાવનું છુટાપણું ભોગવે છે? એથી બીજો તેથી સરસ થવા સારૂ પોતાનાં બઇરાંઓને જુદુંજ રૂપ આપી ફેરવે છે. આપણા છકેલ બઇરાંઓ કંઇબી બાંહાંનુ મલતાં બાહેર ફરવા અથવા કોઇ મેલાવડાઓમાં જવા નીકળે છે તે એક બીજાને પુછાવે છે કે આજે ફલાણી જગામાં જવાનું છે તાં તમો કેવા દેખાવથી અને કેહવા રંગની સારી પેહેરી આવવાના છો? ..

આગલ પારસી બઇરીઓ તહરેવાર સુનાં, મોતી, હીરાની જણુસોથી સનગારો કરતી હતી. આજે ફોકટ ફીસીઆરી વધવા છતાં પૈસા મલે નહી તેથી ફકત જાંજરાં અને ફીકા રંગના પોશાકોથીજ તેઓ ફીસીઆરી અને મોટાઇ સમજે છે. તેઓનાં પોશાકો એકુ વખત બી ધોવા આપવાથી કે ધોવાથી તદન રદ અને નહી સરખા થઇ જાયછે. એ તેઓનો તકલીદ "ટેસ્ટ" બતાવે છે; અને તકલીદ "ટેસ્ટ" તકલીદ વીચારનું પરીણામ છે. તેઓની વીચારશકતી પણ કેટલી નબલી પડતી જાયછે તે એ ઉપરથીજ જોવાનુંછે. એવાં રંગબેરંગી પોશાકો પેહેરીને તેઓ કોઇ મેલાવડાઓમાં જાય છે તે વીશે તેઓની તારીફોના રીપોરટો છપાય છે. આગલા પારસીઓને પરણાવતી વખતે છોકરીઓની તરફથી જણુસ કપડાં કેવાં કરશો; છોકરો અને તેના માબાપ કેવી આબરૂનાં છે, તે પુછવામાં આવતું હતું. એથી ઉલટું આજે છોકરાની તરફથી પુછવામાં આવે છે કે, છોકરી બુટ પેહેરી જાણે છે કે, માથુબાનુ તો બાંધતી નથી, અથવા અરધે માથે બાંધે છે કે, ગાતાં વજાડતાં આવડે છે કે, છોકરી કાંઇ શીખેલી છે કે, ધર્મ જેવો વેહેમ રાખે છે કે, સુધારાના નવા વીચારની છે કે, જુના વીચારની "વહેમી" તો નથી, ઈત્યાદી. અને પરણનાર પુછે છે કે, હમો તમારી છોકરી સાથે પરણીએ તો તમો હમોને કેટલા રૂપીઆ આપશો?

આગલ જણુસો અને દાગીનાથી મોટાઇ સમજવામાં આવતી હતી; પૈસા તો મલે નહી, તેથી આજે હવે પેલા કોહલાની ગત રમવામાં આવે છે. એક કોહલાંએ એક દરાખના માંડવાપર પાકી દરાખ લટકતી જોઇ, અને તેનું ખાવાનું મન થયું, પણ તે માંડવો ઉંચો હોવાથી કુદકા મારવા છતાં તેનાથી પોંહોચાયું નહી તેથી નીરઆશ થઇને

પોતાના મનમાં એવો સધયારો લીધો કે, "એ દરાખ તો ખોટી છે." તેજ રીતે આપણા સુધારાવાલાઓને ફીસીઆરી અને મોટાઇ કરવી જોઇએ, પણ પાસે પૈસા નહી તેથી કીમતી જણુસો તો લેવાય નહી, તેથી એવું સમજાવવા માંડયું કે જણુસ અને દાગીના પેહેરવા તે તો જંગલીપણું છે. યુરોપીયનોની સ્ત્રીઓએ આજે લાખો રૂપીઆનાં દાગીનાઓ પેહેરવા માંડયા છે તે તો જાણે જાણતાજ નથી !

આગલ છોકરીને મેલવતાં તહરેવાર ખુશામતો અને લાગવગનવાપડવો પડતો હતો. હવે છોકરીઓ કેલવણી પામી સુધરી ગઇ છે, તે છતાં તેઓના ભાવ એકદમ ઘટી ગયા, તે સાથી હશે વારૂ ? તેઓને જણુસ કપડાં છોકરાના તરફથી કેવાં અને કેટલાં કરશો, તેતો હવે કોઇથી મંગાતું નથી, પણ જણુસ કે કપડાં કરવા વગર મુફતમી કોઇ લેતું નથી, અને સામનાં પૈસા માગે છે.

પરણવા સારૂં સામા પઇસા માંગવામાં આવે છે તેનું કારણ એજ છે કે આયા અને ચાકર રાખવો તેમજ નાચ રંગને રમત ગમતો અને તરેહવાર મેલાઓમાં હાજરી આપવી, રંગબેરંગી પોશાકો અને ઉંચી પ્રકારના ફુત સ્તાકીનો, તહરેવાર ફેશનોની બીજી રીતભાતો રાખવી અને કરવીજ જોઇએ, તેથી કંઇક પોતાનુ ને કંઇક બાઇડીનુ મલીનેજ કામ ચાલે. એ રીત એક પાસ કીધેલા ધારાની માફક હવે જરૂરની થઇ પડીછે. બંદગીની ચોપડીની હવે જરૂર નથી, પણ ગાયન ગાવાનાં એકુમે વાજનતરો તો જરૂર જોઇએ. એને સુધારો કહેવો કે કુધારો તે વાંચનારાઓએજ નકી કરવું; કેમકે જેઓએ સુધારાનો જુંડો લેઇ એવા એવા ઇતરાટો પારસીઓમાં દાખલ કરવાની લડત કે હીમાયત કીધી છે અને કરે છે, તેવાઓનેજ હાથનાં કીધેલાં હૈડે વાગે છે, તેથી "કર અને જો" એ કહેવત ખરી પડે છે, અને હવે પછી પડતી રહેશે.

## બીડી પીવાની પલીદ રસમ.

જરથોસ્તી ધર્મ ઉતપંન થયા પછી એક જરથોસ્તી અથવા પારસી તરીકે કહેવાડનાર પુરૂશ બીડીચીરૂત કે હુકો પીએ એવો એકબી દાખલો તવારીખોમાંથી મલશે નહી. આજના સુધરેલા કહેવાતા પારસીઓ આગલા બીડી નહી પીનારા પારસીઓની એ ખામીને સુધારવા સારૂં પોતે બીડી ચીરૂટ પીએ છે, તેમ કરી તેઓ ખોલી રીતે બીડી નહી પીનારા પારસીઓને અને તેમના ધર્મને ધીકકારે છે. પારસીઓ હીદુસ્તાનમાં આવી વસ્યા ત્યારે તેઓ બીડી પીવાને એક ગુનાહનુ કામ સમજતા હોવાને લીધે, હીંદુ કે મુસલમાન સાથે ભેલાતી વખતે જ્યારે હીંદુ કે મુસલમાન બીડી પીએ ત્યારે પોતે દુર રહેતા હતા, અથવા પોતાનો અનગમો તેઓને બતલાવતા હતા. એથી પારસીના સંબંધમાં આવતા હીંદુ કે મુસલમાનો બીડી પીતી વખતે તેઓનો અંદાજો રાખતા હતા. બીડી નહી પીવાની ગુણકારી રીતને કેટલાક છકી અને સુધરી ગયલા પારસીઓને અનઘટતી અને ધર્મ-જનુની જણાઇ, તેથી છુટાપણાને ઉતેજન આપવા, તેમજ યુરોપીયનો બીડી પીએ છે તે સુધારો પોતામાં દાખલ કરવા, તેઓ હવે આ પલીદી ધુંવો દમમાં લેવાનું શરૂ કરી ચુકા છે. સેંકડો વરસ હીંદુ અને મુસલમાનોની સંગતમાં તેઓ રહ્યા તે વખતે બીડી પીવાની અગત તેઓને જણાઇ નહી, પણ હવે તો પારસીઓ યુરોપીયન થવાના તેથી એ અગતની જરૂર તેઓને પડી છે; તેથી હવે તેઓની કેટલીક સુધરેલી કલબો અને ઘરોમાં તેઓ માંથા ઉપર ટોપી જેવું કાંઇ બી નહી રાખતાં ઉઘાડે માથે બીડી પીએ છે. એ રીતે "બોડકાં માથાં" અને "બીડી પીવાનો" બેવડો સુધારો તેઓએ એકીજ વખતે કીધો છે. એક વેલા એક રેલવે ગાડીમાં પારસી, હીંદુ,

મુસલમાનો મુસાફરી કરતા હતા. હવે હીંદુ અને મુસલમાનોએ પોતાના રીવાજ અને તબેહ માફક બીડી સલગાવી પીવા માંડી, એથી કરી પાસે બેઠેલા એક બુજરંગ પારસીએ પોતાનો અનગમો જાહેર કરયો, તેથી પેલા હીંદુ અને મુસલમાનો તે સ્વીકારીને કહેવા લાગા કે, "હવે પારસીઓ પોતેજ બીડી પીએ છે તેઓને તમો કાં નહી અટકાવતા?" આવા તાનાજણીના સુખન સમજવાથી તે બુજરંગ પારસી અફસોસ કરી બીજા પારસીને કહેવા લાગ્યો કે, "ભાઈઓ, હવે પછે એવો બી વખત આવશે કે એક પારસી અથવા પારસણ પોતાને પારસી કે જરથોસ્તી તરીકે કહેવાડવાને પોતાને શરમ અને અપમાન ભરેલું સમજશે."

## પારસી "કલબો"

આજ કાલની ઘરેઘરની કલબોમાં થતાં ખાંનાંપીનાં અને, રમત ગમતો વીશે તેમજ માયેરાંન વીગરેની જગાઓમાં કોણ કોણ આવે જાય છે તે વીશેની બારીકે બારીક બાબદોના રીપોરટો દરરોજ છપાઈ બાહેર પડે છે. એ હેવાલો મજાને કેટલા ઉપયોગીછે તેની કશી દરકાર રાખવામાં આવતી નથી, પણ જાણે આએ દુનીયાની રમત ગમત અને મોજશોક પારસીઓને માટેજ છે, અને તે પારસીઓજ ભોગવે છે, બીજી કોઈ દેશી જ્ઞાતોને માટે તે નથી અને તેઓ તે ભોગવતા બી નથી, એવીજ મતલબ આપણાં સુધારાવાલાઓ ધરાવતા જણાય છે. આવી આવી ઐાસીયારી દરરોજ વધવાને લીધે તેમ કરવાને કેટલાએકોથી પોંહોચી વલાતુ નથી, તેથી પારસીઓમાં ગરીબાઈ વધી પડી છે, અને પારસીઓ ગરીબ થઈ ગયા છે એવી બી ફરીઆદ દરરોજ બાહેર પડે છે. શું પારસીઓમાં સંખયાબંધ છોકરાઓ એવા નથી કે જેઓ નજીવી કમાઈ પેદા કરવા છતાં, તેમાંથી પોતાના ભુખેમરતાં માબાપ કે વાલીઓની જરા પણ દરકાર કરયા વગર, કલબો અને માયેરાંન જઈ મોજ શોખમાં ફના કરે છે? અને આ જુવાંનો તે કમાઈ ખોવાના બદલામાં ભવીશમાં પોતાની ખરાબીના બી શું નથી વાવતા? અને આપણા સુધરી ગયલા વરતમાનપત્રોવાલાઓ તેઓના હેવાલો છાપી તેઓની વાખવાખી ગાઈ તેઓને શું એક જાતનુ ઉતેજન આપતા નથી? પારસી જુવાંનો પોતાના જુવાનીની કેફમાં બદબખતીને નજદીક લાવવાને જેજે ફરેબો રમે છે તેમાં ગોયા પહડેલા કઢેલા અને કાબેલ ગણાતા લાગતા વલગતાઓ ઉતેજન આપે છે, એ શું પારસી લોકોને સારૂ લગાડનારી વાત છે?

## પારસી નાટકો.

નાટકો એતો હવે પારસીઓનો બાપીકો ધંધો થઈ પડયો છે; તેમજ હવે ઘરેઘર તબલા સારંગીથી ગાંનું ગાવાનું પારસીઓમાં એટલું સાધારણ થઈ પડયું છેકે મોડે વહેલે સરઅવસરે પારસીઓ પૈસા લઈ ઢોલીઓનુ કામ પણ બજાવશે. નાટકો અને જલસાઓમાં તેનો ઉપયોગ થાય છે. પણ હવે હીંદુસ્થાંનમાં કોઈ ખુશીની મીજલસમાં કચનીઓ અને નાયકણી ગાનારીઓને બોલાવી ગમત મેલવતા હતા. તે ગાનારીઓ હલકી નીતીની ગણાવાને લીધે કેટલાકો તેઓનું ગાનું સાંભલવા જવાને અચકાય છે, તેથી આપણા સુધરી ગયલા અને સુધરી ગયલીઓ હવે ગાનું ગાવામાં પુરવીન થયલાં છે તેઓ પોતપોતાની ફેમેલીઓ સાથે તબલા સારંગી લઈને લોકોને ત્યાં ગાનું ગાવા જવાને હવે કશી શરમ જેવું ગણશે નહીં. કેમકે બીજી કોઈ દેશી નકલ કરવામાં "શરમ" છે. પણ યુરોપીયન નકલ કરવામાં "નામદારી" વધે છે! હાલમાં હીંદુ મુસલમાન વેપારીઓ પૈસાથી માટે તુજાર બની ગયા છે, તેઓ સરઅવસરે કંચનીઓ કે નાયકણી ગાનારીઓને બોલાવે છે. તેવી મીજલસોમાં સુધરાને આગલ વધી ગયલાં

પારસી અને પારસણો મોંહ માગ્યા પૈસા લઇને જશે તો બેઉ બાજુની મતલબો સચવાશે : એકતો એ કે એક બાજુને સુધરેલી રીતનું ગાનું મલશે—તેનો ફેલાવો કરવાને બની આવશે. અને બીજી બાજુએ પારસી અને પારસણ ગાનારીની રોજી ચાલશે અને તેથી પારસીઓમાં બેરોજગારીનું દલદર કેટલીક રીતે ઓછું થશે ! એ રીતભાતોની સરૂઆત આપણા સુધરેલોને આગલ વધી આયલા કયારે કરશે તે જોવાનું રહયું છે. તે વખત હવે કાંઇ ઘણો દુર રહયો નથી.

## તજી દેવાયલાં માબાપો.

કેટલાંક ગરીબ માબાપોએ પોતે રાત દહાડો મેહેનત મજુરી કરી, વખતે પોતે અરધાં ભુખે રહી, પોતાના છોકરાઓને કેલવણી આપવાનો ખરચ કીધેલો તે એવુંજ સમજીને કે તેઓના ઘરડપણના વખતમાં તેઓના છોકરા કમાતા થઇ તેઓને સુખ અને સંતોશમાં રાખશે. પણ આવા ગરાબ માબાપોથી કેલવણી પામેલા કેટલાકો તેથી ઉલટાજ નીવડેલા જણાયલા છે. તેઓને કાંઇ સારી ચાકરી કે ધંધો મલવાથી પોતાના ગરીબ માબાપોને સદંતર તજી દીવેલાં જણાયાં છે; તે જાણે એવું સમજીને કે "હું કેલવણી પામેલો છું અને સારી ચાકરી ધંધો કરૂં છું તેથી મારાં ગરીબ માબાપોને લીધે મારી આબરૂને હીનું લાગે છે." ! તે જે ગરીબાઇથી જરા વધી પૈસા કમાવા લાગો, તેથી છકી જઇને સુધરેલો કેવાડવા સારૂં તે જે ઉછાછલાં પગલાં ભરે, તેથી તેના માબાપો કાંઇ તેને સોખામણ દેતાં હોય; તેનું વેર લેવા, અથવા પોતાના માબાપો સારૂં કાંઇ ખરચ કરવો પડે તેથી પોતાની રમત ગમત અને મોજ મજાનો ખરચ કરવામાં કાંઇ તંગી જણાતી હોય તે દુર કરવા, તે આવા ઉછાછલાં પગલાં ભરે છે. જેને કેલવણી પામેલો કહેવામાં આવે તે તો હમેશે સદગુણી, સાલેસ અને નમનતાઇ ભરેલોજ હોવો જોઇએ; પણ આજે ઇતર, ટચાક અને અભીમાની ભરેલો હોય તેને કેલવણી પામેલો અને વીદવાન કેહેવામાં આવે છે, જેમ કેહેવું નામુનાસેબ છે. જંગલી જાતોમાં બી માબાપની સેવા, એ પેહેલી ફરજ ગણવામાં આવે છે. ચીના લોકોનાં જેવી માબાપો તરફની ફરજ ખરેજ નકલ કરવા જોગ છે. યુરોપીયન કેલવણી પામેલાઓ કરતાં એશીઆટીક અને ઉગમણ તરફની કેલવણીમાં એ ગુણ વધારે જોવામા આવે છે.

પારસીઓમાં મંડલીના અકુંશ જેવું હોય તો આવા નીમખહરામો તરફ દરએક સમજુ ધીકાર નાખે; પણ તેને બદલે કેટલાક સુધરી ગયલા એવો બચાવ કરતા જણાય છે કે, એક કેલવાયલો છોકરો પોતાના ઘરમાંના બીજાઓને વગર કેલવણી પામેલા જોવાથી તેઓના એક બીજાનાં વીચારમાં ફરક પડવાથી આવું બને છે; જો તેના ઘરમાં સરવે એક સરખી કેલવણી પામેલા હોય તો આવી જુદાઇની ફરીયાદ કરવાનું કોઇને કારણ રહે નહી. આવા વીચાર આપનારાઓ કેલવણી એટલે શું, કેલવણી લીધેલાંની ફરજ શું, તે મુદલ સમજતા જણાતા નથી. નમનતાઇ, ખામોશી, ધીરજ વગેરે સદગુણોની ગેરહાજરીથી એવા એવા બનાવો બને છે. જ્યાં લગે ચાકરી કરવાની શકતી તેઓમાં છે ત્યાં સુધી તો તેઓનો ઇતરાટ ચાલુ રહે છે. ચાકરી ગઇ અથવા થોડાંક બચાં અવતરયાં તેઓના ગુજરાણ વીગરેનો ખરચ કરવાથી તેઓના ઇતરાટમાં થોડો થોડો ફરક પડે છે. જેઓને છોકરાઓ વધારે અવતરે છે તેઓ તેને પરણાવવાની ફીકરમાં કેટલુંક ભુલી જાય છે. પણ એક વખત તેઓએ જે રીતભાત અખતીયાર કીધેલી તે એકદમ છોડાતી નથી. તેથી તેઓ કેટલીકવાર આદમીયત ઉપરથી

હેવાનીયત ઉપર ઉતરી પડેછે; અને આયંદે ગોયા પોતાના માબાપોને તજી દેવાની શીક્ષા તરીકે બાતેનમાં ઘણાં હલાક થતાં માલમ પડે છે.

## પારસી ઇતરાટ.

„ „ આવા ઇતરાટ પારસી સીવાય હીંદુસથાનની બીજી કોઇબી કોમમાં એટલા બધા દાખલ થયાં નથી. મુમબઇમાંજ પરબુ લોકો અને મરાઠી બરામણો વશી છે, જેઓ ઘણુ-કરીને કેલવણી લઇ નોકરી કરવાનોજ ધંધો કરેછે. તેઓ કેલવણીમાં પારસીઓ કરતાં કોઇ-બી રીતે પછાત નથી, પણ ઉલટા વધારે આગલ વધેલા છે અને વધે છે. તેઓએ પોતાની સંસારી અને ધરમ સંબધી રીતભાંતો અને પોશાકોની રીત પારસીઓ જેટલી છોડી દીધી નથી. તેઓ શું જંગલીમાં ખપે છે? મરહુમ વીશ્વનાથ નારાયણ મંડ્લીક જેવા ઉંચી કેલવણી પામેલા સેંકડો હીંદુ અને મુસલમાનના દાખલાઓ આપી શકાશે કે તેઓ પારસીઓના જેવાં હલકા અને છાલકા નહી હતા. આવી કેલવણી પામેલા, હીંદુઓની સ્ત્રીઓની રીતભાંત અને સાદો પોશાક જુઓ. તેઓનો રૂપાલો ચેહેરો અને મજબુત ઘાટઘટમ ભરેલો બાંધો જુઓ. તે-ઓની મલાજા અને મરયાદા ભરેલી ગંભીર ચાલચલણ જુઓ; અને તેઓની સાથે ચીબાવલા ટચાક પારસી પારસણોની સરખામણી કરો તો ખોલી રીતે કુકાજીઆરા અને વાંદર નકલ કર-નારા પારસીઓ જણાશે. પારસી ચીબાવલાંઓને પોતાની રીતભાંતથી ફેરવી યુરોપીયન નકલ કરવા એકુ ગવનર સાહેબ કે કોઇ બીજા ઓધેદારો જાહેરમાં કે ખાનગીમાં કાંઇ કેહે તે પરમાણે કરવા કરાવવાને તેઓ તુરત તઇયાર થાય છે. નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટ સાહેબને તે વખતના ગવરનરો કે બીજા ઓધેદારોએ પોતા સાથે ખાનુ ખાવા, તેમજ તેઓની સ્ત્રીઓને મરદોની મીજલસમાં લાવવા વીગરે જણાવેલું, તેઓને એ હુર-અંદેશ સાહેબે જવાબ દીધેલો કે—એ પરમાંણે કરવુ હમારા ધરમ અને રેવાજથી બાહેર છે, તે મજ હું એ પરમાણે કરૂ તો તે મારા ટોલાનાં લોકોને એક દાખલો થઇ પડે, તેમજ તેઓ માહા-રા ઉપર ખફગી જણાવે, વાસતે એ કામથી મને માફ કરવુ જોઇએ. એ સાહેબનાં રૂહ ઉપર શદ હજાર આફરીન હોજો! એ સાહેબ પોતે પોતાની સાથેજ પારસી મોટાઇ, પારસી વેપાર, પારસી રેવાજો અને પારસી ધરમપરનું ઇમાન લેતા ગયા, તે હાલના પારસીઓની તેમજ તેઓ-નાજ વારેશ અને કુતુંબીઓની "વીનાશ કાલે વીપરીત બુધી" જેહવી રીતભાંતોથી સાબેત થાય છે. તે વખતના પારસીઓ સવતંત્ર હતા તેથી ખાલી દેખાવ કરા-કરાવી યુરોપીયનોના વાહલા થવાની તેઓ દરકાર રાખતા નહી હતા. હાલના "ભભકો ભારી ને ખીસા ખાલી" જેવા ચાક-રીઆઓ સેજસાજ ખરચો કરી પારસીઓ શુધરી ને છેક આગલ વધી ગયા છે હેવુ દેખાડ-વાનીજ મતલબથી તહરેવાર નહી કરવા જેવુંબી કરે છે, અને કરવા તઇઆર થાય છે. પારસી સંસાર અને પારસી ધરમ તજી યુરોપીયન નકલ કરનારા પારસીઓમાં મોટો ભાગ ઇં-ગ્રેજી "કેલવણી" લઇ બરખુશામતથી ચાકરી મેલવેલાં અસલ ગરીબ માબાપના છોકરાઓ વ-ધારે જણાશે. તેઓના માબાપો ગરીબ અથવા વયસે વાંધેના હોવાથી તેઓને ચાકરી કરવાથી આઇતા પૈસા મલવા લાગા તેથી તેઓ છેક છકી ગયા. તેઓના માબાપો હવે તેઓનાં ઓશીયા-લાં થયાં, તેથી પોતાને માથેનો કાબુ ઉઠી ગયલો જોઇ તેઓ પોતાની "મરજી" એજ સંસાર અને ધરમ એવું સમજવા લાગા: તેઓને ઉધરતી ઉમરમાંજ પૈસા મલવા લાગા તેથી રીતભાંત, શયાન શલુક કે મહલાજાનો કશો અનુભવ થયલો હોતો નથી. કોઇબી જાહેર મેલાવ-ડાઓમાં જેમ ગમે તેમ ઉતરી પડવા અને ભટકવા તેમજ જાહેર કે ખાનગી મંડલીઓમાં પાર-કા મરદો સાથે ભેલાઇ તહરેવાર રીતનુ ચીબાવલાપણુ બતલાવવાને કોઇબી ઉંચ કોમની હીંદુ કે બીજી સ્ત્રીઓ પોતાનાં મહલાજાથી ઉલટું સમજેછે. એ રીતથી તેઓ શું પોતાને એક દુઃખી

અને દલદરીપણાંમાં વખત કાડનારી તરીકે સમજેછે કે? પારસી ચીબાવલાંઓની માફક "ફેનસી ફેર" જેવા મેલાઓમાં યુરોપીયન સ્ત્રીઓની બરોબરી અથવા નકલકરવા દુકાનો માંડી પોતાની હુસીઆરી અને લાડ ભરેલાં નખરાં કરવા તેઓ પસંદ કરે છેકે?

## સુધારાવાલા પારસીઓની લખવા બોલવાની યુકતીઓ.

જેમ જેમ પારસીઓ પોતાનુ પારસીપણુ અને ધરમ ઉપરનું આઈન છોડતા જાયછે તેમ તેમ આપણા સુધારાવાલાઓ અને તેઓના વજંતરોમાં ખુશીના પોકારો ઉઠતા જાયછે; પારસી ધરમમાં કહ્યું છે કે માણસો જેમ જેમ બુરાં કામો કરીને આડે મારગે જાય તેમ તેમ શેતાંનને ખુશી ઉપજે છે. કોઈ પારસી પોતાની રીતભાંત છોડી સુધારાને નામે નકલ કરેછે, કે કોઈ પારસી ધરમની લાગણી કે રીતભાત તજેછે, તો આપણા સુધારાવાલા ખુશી થાય છે ! વલી કોઈ પોતાનું વસીયતનામું કરી કાંઈ ધરમની કીરીઆ કરવા ફરમાવે છે અને તે વસીઅતનામું કરનારનાં છેડવેલા વારસોમાં તેથી કાંઈ વાંધો પડતાં તેનો ચુકાદા સારૂ કોરટે ચઢે છે, અને કોરટનો અભીપરાય તે વસીઅત કરનારની કાંઈ કાએદા સંબધી કશુરને લીધે તે ધરમ કીરીઆની વીરૂધ જાય છે, તો આપણાં સુધારાવાલાઓનાં ગુરૂઓ પોતાના વંજતરની મારફતે પોતાની ફતેહના પોકારો આશકારા કરે છે ! તેઓ જણાવે છે કે, હવે પારસીઓમાથી ધરમનું જહનુન કેટલું નીકલી ગયું છે અને એ કેવી ખુશીની વાતછે ?

મરહુમ દાકટર વીલસને પોતાના આગલા વખતમાં પારસીઓના ધરમ વીશે ઘણુક લખાણ કરી પારસી ધરમને પોતાના ખરીસતી ધરમથી ઉતરતો દેખાડવાની તજવીજ કીધી હતી. એ વખતે સમજુ પારસીઓએ પોતાના ટોળાનાં અને ધરમના બચાવને માટે તેના રદીયાઓ આપયા હતા એટલુજ નહી, પણ જરથોસતી ધરમની મોતબરો સાથે તે ખરીસતી ધરમની ખાંમીઓ ખોલી રીતે દેખાડી આપી હતી. એ હીંગામને લાંબી મુદત વહી જવા પછે, મરહુમ દાકટર વીલસને પોતાના ધરમી ગુણ પરમાણે દેશીઓની હીમાયતમાં કેટલુક ભલુબી કીધુ હતું અને તે મરહુમના ઉપકારને લીધે તેની કોઈ રીતની યાદગારી કાયમ રાખવાની હીલચાલ થઈ તે વખતે તેમાં લોકમલતા થઈ પારસીઓએબી પોતાના સરેસતા પરમાણેનો ભાગ લીધો હતો, તેમાં પારસીઓએ કાંઈ અણઘટતું કીધુ ન હતું. એ વાશે આપણા સુધારાવાલાઓનાં વજંતરોમાં ભારે ખુશી સાથે પોકાર ઉઠયા હતા કે પારસીઓના વીચારે હવે કેટલુ છુટાપણુ લીધુછે અને હવે કેટલા સુધરી ગયા છે ; આગલુ જનુન ભુલી જઈ તેની ભુલ હાલમાં તેઓએ સુધારીછે, વીગરે.

બીજો એક દાખલો—મરહુમ મુલ્લાં ફીરોજજી પારસીઓમાં કબીસાની ભાંજગડ વખતે પોતાની પક્ષ તરફથી ખલતવારોથી પોતાના વીચારની તરફેણ કરતા હતા ; તે વખતે સામના પક્ષ તરફથી તે વખતના દસતુરો પોતા તરફના વીચારની સાબેતી આપતા હતા. એ હીગામને લાંબી મુદત વહી જવા પછે મરહુમ મુલ્લાં ફીરોજજીની ઈઆદગારીમાં એક પુસ્તકખાતું અને મદરેસા તે મરહુમની પક્ષવાલાઓએ બે ખાતાંઓ ઉભાં કીધાં હતા. એ મદરેસાના વીદયારથીઓને ઇનામ આપવાના મેલાવડામાં સામની પક્ષના એક દસતુરે લાયકી પરમાણે એવું જણાવયું હતું કે એક મદરેસા પારસીઓના વડા સર જમશેદજીને નામે તેમજ બીજી એક પારસીઓનાં વડા દસતુરને નામે ચાલુ થઈછે, વીગરે. એ ઉપરથી આપણા સુધારાવાલાઓના ગુરૂ મધેનાં એકને ભારે હરખ ઉપજયો, તેથી તે બોલયા કે હવે કેવો સુધારો થયો છે અને પારસી ધરમનુ જહનુન કેવું નરમ પડી ગયુંછે કે સામની પક્ષનો એક દસતુર પોતાના હરીફની તારીફ હવે પોતાને મોહોડેજ કરેછે !

ઉપલા દાખલાઓથી સમજુ પારસીઓ જોશે કે પેહેલા વખતમાં સામને થવાને તેમજ પાછલા વખતમાં માન આપવાને જે જે વખતમાં એ બીના બની હતી તે તે વખતના પારસીઓ તે વખતે પોતપોતાના બચાવમાં વાજબી હતા. પણ આપણા કસરેવજી સુધારાવાલાંઓને તે ભાન હોયજ કેમ ? તેઓને તો ધરમ અને નીતી ભીમાનને જાળવી દેવાનુજ ભાન રહેછે, તેથી તેઓ તેને અનુસરતી બાબદો શોધતા ફરે છે.

એક એવોજ ત્રીજો દાખલો એ છે કે, મુલ્લાં ફીરોજ મદરેસાના વીદયારથીઓને ઇનામ આપવાનાં એક મેલાવડામાં એક વેલા ફારસી વીદયારથીઓએ કેટલીક ગજલો ગાઇ સમજાવી હતી, તે વખતે એક સુધારાવાલાઓમાં આગેવાની કરવાનું હંમેશ ડોલ ઘાલનાર તે વખતે એવું બોલયા હતા કે "જુઓ સાહેબો, આ છોકરાઓએ કેવું મજાનું ગાઇ સમજાવયું છે ? હવે તમોજ વીચાર કરો કે ગાયનમાં બંદગી કરવાની કેટલી અગત છે તે આ ઉપરથી પુરવાર થાય છે." આ સુધારાવાલામાં બપવાનુ ડોલ ઘાલનાર જો કે ફારસીનો એક બોલબી સમજવાને બેનસીબ હતા ! પોતાના સુધારાની ધારેલી મતલબો લોકોને ગલે ઓલવવાની આવી આવી તકો તેઓ ખાલી જવા દેતા નથી. ફારસી જેવી રસીલી ભાશામાં જે લખાણો થયાં છે તેની ખુબી તે ભાશા જાણનારાઓજ સમજે છે, અને તેમાં માહન કવીઓ, જેવા કે ફીરદુસી અને સેખ શાદી જેવાઓએ નસીઅતરૂપી જેવાં લખાણો કીધાં છે તે લખાણ આપણા સુધરીને આગલ વધેલાઓમાંથી કોઇ પણ કરવાને શકતીવાન નથી. વલી ફારસી ગજલો જે ગાવામાં આવે છે તે ગાનારાઓ તેથી કાંઇ બંદગીની ગરજ સરેલી સમજતા નથી, પણ પોતાના ધરમની રીત જેમ કરવા ઘટે તેમ કરે છે અને તેનેજ તેઓ બંદગી, નેમાજ એવું નામ આપે છે. ઘણાએક જરથોસતીઓ બંદગી કીધા પછે ફારસીમાં જોડેલી મુનાજાતો ભણે છે, પણ ફકત મુનાજાતોજ ભણીને તેને બંદગી કીધી એવું સમજતા નથી.

## " રાજકરતી કોમ " નુ પુછડુ પકડવામાં કાંઇ સાર છે ?

આપણા પુરાતમ ઇરાનમાં બાકી બચેલા થોડાક પારસીઓ હજુ તયાં વસે છે. તેઓ ઉપર તયાંની રાજકરતી મુસલમાન કોમ તરફથી ભારે જુલમ ગુજરતો હતો તે છતાં તે પારસીઓ પોતાની અસલી રીતભાંતો અને ધરમ સાચવી રાખી રહયા છે. તેઓ આપણા ચીબાવલા પારસીઓની માફક રાજકરતી કોમની મેહેરબાની મેલવવા તેઓની નકલ કરતા નથી. તેજ પરમાણે યાહુદી કોમના બાકી બચેલા લોકો એશીયા અને યુરોપના જુદા જુદા રાજોમાં વસે છે, અને કેટલીક વાર તો તેઓ બીચારા શેહેરે શેહેર અને દેશો દેશ રખડી હાડમાર થાય છે, તોપણ તેઓએ પોતાની રીતભાત તેમજ ધરમ અને પોતાની ભાશા છોડીને "રાજકરતી કોમને રાજી રાખવાની" નકલ કીધી નથી, અને કરતા નથી. એશીયા ને યુરોપ સુધી નહી જતાં આપણા મુબઇ અને હીદુસથાનનાં બીજાં શેહેરો મધે વસતા મુસલમાનો લેઓ. તેઓ વીશે એવું કહેવામાં આવતું હતું કે એ કોમ કેલવણીમાં ઘણી પછાત પડી ગઇછે તેમજ ગરીબાઇબી તેઓમાં વધારે છે. આવું બોલવું થોડા આગલાં વરસોને વાસતે ખરૂં હતું, પણ હાલમાં એ કોમે જે પોતાનો અને પોતાના ધરમનાં બચાવનો મજબુત અને સંગીન પાયો રચવા માડયો છે તે બચીત તેઓને માન ભરેલો અને પારસીઓને નકલ કરવા જોગ છે. તેઓ પરથમમાં ઇંગરેજી કેલવણીથી દુર રહયા હતા તેનુ કારણ એજ કે ઇંગરેજી કેલવણીથી ઇતરાટ ને ચીબાવલાપણું વધે છે, તે સાથે ધરમની કેલવણી નહી મલવાથી ધરમ ઉપરનો એતકાદ રહેતો નથી, તથી તેઓ દુર રહયા હતા. તેઓ જો કે હમણા કેલવણી લે છે ખરા, પણ જે ધડો તેઓએ પારસીઓની ઇગરેજી કેલવણીથી તપાસી લીધો છે, તે સાંમુ જોઇ તેઓ ઉપયોગી કેલવણીજ આપશે એવી આશા છે.

ઈંગરેજી કેલવણી પોતાની કોમને આપવી તો જોઈએ. તેના ઉપાય તરીકે તેઓએ સરકાર-માં લડત અને લાગવગ ચલાવીને પોતાની કોમને મુસ્લે એલાયદી મકુલો અને કોલેજો સથાપી છે કે તેમાં પોતાની કોમનો અને ધરમનો બચાવ થાય એ રીતની ગોઠવણ રાખી તેઓ કેલવણી આપે. પારસી કોમની બીસાદ વગરની સંખયા સાથે મુસલમાન કોમની સંખયાને સરખાવતાં એક વેહતી નદીમાંથી એક નાધલી ટાંકીમાં ભરેલાં પાણી જેટલી છે. તોપણ એ કોમના દુરઅંદેશ આગેવાનો પોતાની કોમના ભલાને માટે તેઓને અંકુશમાં રાખી શકે છે.

## પારસી "પારલામેંટ" ની જરૂર.

પારસી જેવી નીરજીવ કોમમાં ખાલી સુધારાને નામે ફીસીઆરી અને ચીબાવલાપણુ એટલું બધું વધી ગયું છે કે ગોયા પારસી કોમ અને તેઓની સંસારી રીતભાતોની અને તેઓના ધરમની હવે છેલ્લીજ સદી બાકી રહી હોય એવું લાગે છે. પારસીઓના સુધારાના પોકારો ખયાલી છે, તે પોકળ છે—તે તેઓ પોતે કબુલ કરે છે. તેઓમાં કાંઈ ચોકસ અંકુશ છેજ નહી. પારસીઓમાં કોઈબી રીતનો અંકુશ રહે તે સારૂ પારસી અંજુમન ભેગું કરીને એક મંડલી સથાપવા સારૂ કેટલાક ભલા જરથોસતીઓએ પારસીઓમાં આગેવાન કહેવાતા શેઠીઆઓને એક અરજી કીધી હતી. તેનો જવાબ એ શેઠીઆઓએ એવો આપયો હતો કે **પારસીઓમાં સુધારો અને છુટાપણું વધી ગયું છે તેથી તેઓને કોઇ મંડલીના અંકુશની જરૂર નથી.** આ જવાબ પારસીપણાની અને તેના ધરમની કમબખતીનો છેલોજ હતો અને છે.

## કહેવાતા આગેવાનોની નબલાઈ.

આપણા કહેવાતા શેઠીઆઓ ફકત નામના છે. તેઓમાં પોતાના ટોલાની ખરાબીની કશી દરકાર નથી એટલુંજ નહી, પણ પોતેબી સુધરી ગયા છે એવું દેખાડવા ચીબાવલાપણાની કેટલીક નકલો તેઓ પણ કરવા લાગા છે. આપણા સુધારાવાલાઓના ગુરૂઓ જેમ તેઓને નચાવે છે. તેમ હવે તેઓ નાચે છે તેનો એક જાહેર દાખલો એ છે કે આરથર કરાફરડના કેસ વખતે પોતાના રીપોટમાં મી૦ ઓમાની નામના એક ઈંગરેજ અમલદારે પારસીઓ વીશે ઘણું હલકું મત આપયું હતું; જે ઉપરથી આપણા સુધારાવાલાઓનાં ગુરૂઓને ઘણી નામોસી લાગી હતી, કારણકે પારસીઓને બને તેમ યુરોપીયન નકલ કરવાને તેમજ યુરોપીયનોના વહાલા થવાને તો તેઓએ મોહોટી જેહેમત ખેંચી હતી અને હજુ પણ ખેંચે છે. પણ જયારે તેજ યુરોપીયનો પારસીઓ વીશે બીજા દેશીઓનાં જેવું મત આપે, તયારે પારસીઓની હાલત "ધોબીના કુતરા" જેવી થઈ; તેથી તેઓને ઘણી નામોસી લાગી; તેથી પારસી આગેવાન કહેવાતા શેઠીઆઓને તેઓએ અરજ કીધી કે પારસી અંજુમન ભેગું કરી મી૦ ઓમાનીની બુખ જાટકની કાઢવી અને બને તો તેની પાસ માફ મંગાવવી. એવી રીતની અરજી આપણા કહેવાતા આગેવાન શેઠીઆઓ ઉપર ગયાથી એ આપણા "શેઠીઆઓએ" એક અંનજુમન ભેગું કરી ઉપર પરમાણે કરવાનો ઠરાવ કીધો હતો. પણ એ વીશે કેટલાક સમજુ પારસીઓ સાંબે થયા હતા કે આવી માગણી વાજબી કહેવાશે નહીં. આ ચરચાએ લાંબુ રૂપ લીધું હતું. તેથી એ આપણા સુધારાવાલાઓના ગુરૂઓ અને તેઓને પગે ચાલવાને તઈઆર થયલા આપણા કહેવાતા શેઠીઆઓને ઘણું ભારી પડયું હતું. પણ બને તેમ અંનજુમન ભરીને પોતાની સબુનપરવરી કરવીજ જોઈએ, તેથી એક અંનજુમન ભરીને જેમ કહેવત છે કે "ડુંગર ખણીને ઉંદર મારયો" તે પરમાણે ઠેરાવ થયા હતા. આ ઠરાવો કોઈ કમરાની ડાબલીમાં સરકારી ખાતામાં પડેલા કહેવાય છે ! આ અને રાજાબાઇ કલાક ટાવર

વાલા કેસ ઉપરથી અતીશે ખેદ સાથ જણાવવું પડે છે કે પારસી સ્વતંત્રતાનું મરણ નીપજયું છે એ વાત હવે ચોખી સાબેત થઈ છે. જો હજી પણ પારસી સુધારાવાલાઓની આંખો ખુલી થતી હોય તો તેઓએ પારસી પારલામેંટ ચુંટણીના નવાંજ ધોરણપર ઉભી કરીને બનતા ઉપાયો લેના જોઈએ, કે જે પારલામેંટમાં લાયક મેંમબરોજ દાખલ થવા પામે, પછી તે મેંમબર ગરીબમાં ગરીબ હોય તો શું થયું.

## "ભેલમ ભેલાની જાત્રા."

ધધેડાંએ વાઘનું ચામડુ પેહેરી નકલ કીધાથી તેનો હાલ જેમ બંધે તરફથી હાડમારીમાં ગુજરયો, તેમ પારસીઓનો હાલ થાય છે અને થશે. જે રીતભાતો હાલમાં તેઓને સુખ ભરેલી લાગે છે અને એકનું જોઈ બીજો એખતયાર કરે છે, તે અંતે પોતાને અને પોતાની ઓલાદને ભય ભરેલી થઈ પડશે. પારસીઓ ખોદા અને ધરમ છોડી ફકત પૈસાનાજ પુજારી થયા છે. કાલુ કે ધોલું ગમે તે રીતે પૈસા મેલવી એશઆરામ અને રમત ગમત કરવી, એ તેઓનો ધરમ થઈ પડયો છે. પૈસા મેલવવા સારૂ ધરમની કે પારસી મંડલી અને સંસારની કશી દરકાર કરવી નહી એજ તેઓનો સુધારો છે. પૈસાને માટે નહી-ઘટતું કરવા બી પારસીઓ તઈઆર થાય છે. આગલ પારસીઓ વેપાર અને ઉદયોગમાં વખત કાઢી ઘણી સાદાઈ અને સફાઈથી રહેતા હતા. તેઓ ૧૦ રૂપીઆ સુધીબી કમાઈ પોતાનું ઘર માંડી સંતોશથી રહેતા હતા, તે સાથે પોતાના ધરમ ઉપર એતેકાદ રાખી બંદગી અને પોતાની હાલત પરમાણે ધરમ કીરીઆ કરતા કરાવતા હતા, અને આટલું છતાંબી પારસી ટોલામાં કોઈબી ભીખારી કે બદકરમ કરનાર ઓરત જેવું બીલકુલ હતું નહી, જેથી પરકોમવાલાઓ તેઓની તારીફ કરતા હતા અને તેથી પારસીઓ મગરૂર થતા હતા. હાલમાં હાલના પારસી અધમ સુધારાએ સેંકડો પારસી ભીખારીઓ અને સો ઉપર પારસી પાપી ઓરતોને પારસી ટોલાને કોટે ઓલવી છે! અફસોસ! આજે પચાસ રૂપીયા કમાનાર પારસીના ઘરમાં રાંધવાનું મલે નહી, તે સાથે ધરમનો એતેકાદ અને રીતસરની બંદગી કે ધરમની ઘટતી કીરીઆ મલે નહી. ધરમનો એતેકાદ છોડવાનો સરવેથી સરસ રસતો તો એજ તેઓએ સોધયો છે કે ઘરમાં ચુલો રાખવો નહી; તે સાથે ચુલો રાખવો તો ઢેડા અને બીજી પરજાતના હલકી જ્ઞાતના બબરચી રાખવા કે તેથી પારસી ધરમની રીત પરમાણે પવીત્રાઈ જલવાય નહી અને તેથી બંદગી કે ધરમ કીરઆ કરવાનું બનેજ નહી. બંદગી અથવા ધરમ કીરીઆ કરવી એતો "પાછલા વખતનું બનેલું છે" એટલે તેની જરૂર નથી! એકનું જોઈને બીજો તેમજ કરે તેથી કોઈથી કોઈને કશું કહી શકાય નહી અને જો કોઈ બોલે તો તેને જુના વીચારનો, ધરમાંધ, વેહેમી, એવું એવું કહેવું, એટલે બસ! એ વીશે એક બનેલો દાખલો એ છે કે એક ચીબાવલી અને ટચાક પારસણે એક જણને પુછયું કે, "હમો ગુજરાત તરફ ઉદવાડા, નવસારી વીગરે જનાર છીએ તેથી હમારા બબરચી (ઢેડા)ને સાથે લેઈ જઈએ તો કંઈ હરકત છે કે?" પેલાએ પોતાના અનુભવથી જવાબ દીધો કે, "એ પરમાણે તમારા બબરચીને તે તરફના પારસીઓ પોતાના ઘરમાંના બબરચીખાનામાં રાંધવા દેશે નહી." આવું સમજવાથી તે સુધરી ગયલી પારસણનો મીજાજ ગયો અને કહયું કે "એ તેઓનો ઉંધો રાહ હજુર તેઓએ છોડયો નથી કે? તે ગામડીઆ જંગલી કયારે સુધરશે?"!!

## પારસી ફાંકાનો અંત.

પારસીઓમાં આગલ જાહેર વેશીયાપણું અથવા જાહેર કે ખાનગી રીતે કોઈ સાથે વેશીઆના જેવી રીતે રેહેવું એ બીલકુલ હતું નહી, એ તવારીખે સવીકારેલી વાત છે. કોઈ

ચંડાલ એ કાયદા અને રીતથી જરાબી છકેલપણું બતાવે તેને ઘટતી ફેજે પોંહોંચાડવાને તે વખતના પારસી શેઠીઆએ તેમજ પારસી જુવાનીઆ અને બહાદુર તાલીમબાજો તેમજ સાહસીક પારસીઓ, જેઓની કુદરતી લાગણી ઉમુકેરાતી હતી, તેઓ પોતાનું બનતું કરતા હતા. આજના સુધારાએ એ લાગણી તદન ગુમ કરી નાખી છે. ઘણી જગે ચંડાલ પારસણો અને તેઓને મદદ અને ઉતેજન આપનારા ચંડાલ પારસીઓ એ પાપી અને બુરાં કામથી પોતાનું દોજખી પેટ ભરેછે. એ તેઓનું પાપ હવે છુપું રહયું નથી. આ અફસોસકારક વાત આપણા "સુધારાવાલા" પારસીઓએ પોતેજ બાહાર પાડીછે અને સ્વીકારી છે. આગલ એ વીશે બંદોબસત કરવા સારૂ પારસી આગેવાનોએ પારસીઓની જાહેર અંજુમન "આલબલેસ બાગમાં" બોલાવી હતી, તે વખતે આપણા સુધારાવાલાઓએ તે આગેવાનો ઉપર તહરેવાર રીતનો ગીલ્લો કીધો હતો, કે, પારસીઓમાં એવું કશું છેજ નહી, અને હોયતો તેથી કોઈનાં છુટાપણાની આડે આવવું નહી; અને આગેવાનોને શું સતા છે કે જાહેર અંજુમન તેઓ બોલાવી શકે? આપણા સુધારાવાલાઓ જેઓ ગમે તે રીતની પારસીઓમાં બદી વધે તે જોવાથી ખુશી થઈ તેને છુટાપણું ભોગવવાના હક તરીકે પીછાણતા હતા, અને પીછાણે છે, તેનુંજ આ પરાણામ છે! પારસી નામની અને તેના પવીતર ધરમની મોટાઈનો નાશ કરવાનો ખોટો મારગ તેઓને સુજયો છે અને સુજે છે.

પણ કુદરતી ગેબી લાકડીનો ફટકો લાગયા વગર રહેતો નથી: તેમ હવે ચોતરફથી જયારે છુટાપણાની સામે ફરીઆદો થવા લાગી છે તયારે આપણા સુધારાવાલા અને સુધરી ગએલાઓથી, ગમે તેટલી પોતાની ધીરજ છતાં, તે ખમી શકાયું નહી. તેથી જેમ વારેલા નહી વલે પણ મારેલા અથવા હારેલા વલે, તેમ તેઓ હવે કબુલ કરે છે કે—પારસીઓમાં દેખાતાં સફેત મેંઢાંઓમાં કાલાં મેંઢાંઓ વધી પડયાં છે. એકજ દાએકામાં જેઓ સુધરીને છુટાપણામાં છેક આગલ વધી ગયલા જણાવવામાં આવતાં હતાં તેઓ એવો સુધારો લાંબી મુદત સુધી નહી ભોગવતાં, હવે સુધરી ગયાં નથી, ઉલટાં બીગડીને નાસતીક અને અનીતીવાન થઈ ગયાં છે, એવું પાછું કહેવામાં આવે છે. પેહલું અને છેલ્લું કહેનારા તે એકના એકજ છે. તેઓનાં અંતઃકરણે અંતે તેઓને ડંખયા છે, તેથીજ તેના પોકારો તેઓ બાહેર જણાવી લોકોની દયા માગે છે. પારસીઓમાંથી નીતીનું જોર ઓછું થવાનું કારણ એજ છે કે મરજી પરમાણે છુટાપણાથી પારકા મરદો સાથે પારકી ઓરતો ભેલાઈને ગમે તેમ વરતે છે. તેથી એવુંજ પરીણામ નીપજયું છે અને નીપજતું રહેશે. એવા છુટાપણાને આપણા સુધારાવાલાઓ "પવીતર પયાર" એવું યુરોપીયન નામ આપે છે. પણ એ "પવીતર પયાર"ને અપવીત્રાઈમાં બદલાઇ જતાં ઘણી મુશકેલી લાગતી નથી. એવા દાખલા યુરોપીયનોમાં દર વખતે બનતા જણાય છે. એથી ઘણાક આબરૂદાર કુટુંબોમાં કેવી દલગીરી પેદા થાય છે તે તેઓ જાણે છે, પણ તેઓની "રસમનાં દેવ"ના બલ આગલ તેઓનો ઉપાય ચાલતો નથી. એ તેઓની નાસીપાએશી ભરેલી રસમને હુલડ અને છકેલ પારસીઓએ "છુટાપણાનાં" નામથી પારસીઓમાં દાખલ કીધી, તેથી હવે તેનાં ફળ તેઓનેજ કડવાં લાગવા માંડયાં છે. હીંદુ વીગરે જાતોમાં મજુરી કે ધંધો કરવામાં પારકા મરદો સાથે પારકી સ્ત્રીઓ ભેગાં થઈ કામ ધંધો કરે છે. તેઓમાં દર વખતે કેવા માઠા બનાવો નીપજે છે? ફોજદારી મારામારીના કે નાખ કાપેલાં અને કરડેલાં તેમજ ખુનના દાખલા જોશો તો ઘણુંકરી પારકા મરદો સાથે પારકી સ્ત્રીઓની નીતીભંગ ચાલને લીધેજ બનેલા જણાશે. એ ઉપરથી આપણા સુધરી ગએલાં એવું જણાવે છે કે એવી હલકી જાતોએ કાંઈ કેલવણી લીધેલી નહી તેથી તેઓમાં એમ બને છે. જો એમજ થડે તો કેળવણી લીધેલા યુરોપીયનોમાં તે કેમ બને છે? તેમજ કેળવાઈને આગલ સુધારામાં વધી ગયલા પારસીઓમાં આગલા વગર-કેળવાએલા

પારસીઓ કરતાં તે હવે વધારે કેમ બને છે? હીંદુ અને મુસલમાન ફીલસુફો અને કવીઓએ સ્ત્રીઓને પારકા મરદો સાથે ભેલાવા વીશે કેટલી સંભાલ રાખવી, કહી કહી જગે મરદોએ અને સ્ત્રીઓએ કેમ વરતવું, તે વીશે ઘણું સમજાવેલું છે. સ્ત્રીઓનાં નખરાં અને નખરાંભરેલા દેખાવ આગલ પવીત્ર સાધુઓ પોતાની પવીત્રાઇ ભુલી જાય છે. યુરોપમાં પવીત્ર જોગી અને સાધુ રહેતાં હોય તે જગે સ્ત્રીઓને જવાનો હોકમ નથી. એ શું બતલાવે છે તે આપણા સુધરી ગએલાઓએ સમજવું અને સમજાવવું જોઇએ. એક પારસી સ્ત્રી પારકા મરદ સાથે "શેકહેન્ડ" કરે તેમાં વીજલીનો શું ચમતકાર એક બીજાનાં મનમાં પેદા થાય છે? એવા વીજલીના "પવીત્ર" આંચકાઓને વખતે વખત રસતો મલવાથી પછી તે કેવા અપવીત્રાઇમાં બદલાઇ જાય છે! આગલ પારસી સ્ત્રીઓ પોતાનો મહલાજો સાચવી રીતસર બાહેર ફરતી હતી. એ ગુણગારી રીત આપણાં સુધારાવાલાંઓને "જુલમાત" ભરેલી લાગી. એ "જુલમમાંથી તેઓને છોડવવા" એકદમ મરજીમાં આવે તેમ સ્ત્રીઓએ છુટાંપણાથી ફરવું અને પારકા મરદો સાથે "પવીત્ર પયાર" અને "પવીત્ર દોસતી" બાધી છુટથી વરતવું, એવો ઠરાવ પસાર થઇ તે અમલમાં આવી ચુકો, અને તે પરમાણે કામ ચાલયું. તેનાં પરીણામ મોડાં અને માઠાંજ જગેજગ નીપજવાં લાગયાં છે. તેથી હવે સ્ત્રીઓને ગમે ત્યાં અને ગમે ત્યારે જતાં બંધ તો કરાઇ શકાય નહી, તેથી મરદોનું છુટાપણું છીનવી લેવાની હવે તેઓને જરૂર જણાય છે. તેથી તેઓ ફરીઆદ કરે છે કે "બેંડ સતાંડ" અને દરીએ કીનારે વીગરેની જગાઓમાં સેહેલ કરવા નીકલેલી સ્ત્રીઓના ચેહરા તીકવા સારૂ મરદો ભમતા ફરે છે. એબી એક તેઓની દુરઅંદેશીભરેલી ફીલસુફીનો નમુનો છે! આપણી સુધરી ગએલી સ્ત્રીઓ તરેહવાર નખરાંભરેલા દેખાવો કરી બાહેર નીકલે છે. તે શાને વાસતે? પારકા મરદોને દેખાડવાજ કે અમસતાં પોતે પોતાનેજ જોવા માટે? જો તેઓને એમ કહેવામાં આવે કે પારકા મરદો તેઓનાં ચેહરા તીકે એવી જગામાં તેઓએ જવું નહીં, તો પછી જોઇ લેઓ કે તેઓ તરેહવાર ખેનકોતકથી બાહેર ફરવાને કે જવાને સાફ ના પાડશે—તેમજ આપણું "બઇરાં દેખાડુઓ" પણ તે કબુલ કરશે નહી. તેથી એ વીશેનો સેહેલ અને સુતરો ઉપાય તો એજ છે કે, હાલમાં હડખાયલાં કુતરાંઓનો ઉપદરવ વધી પડવાને લીધે દરેક કુતરાંનાં મોહોડાંમાં ચામડાંની અથવા ધાતુના તારની જાલી બાંધવાની ભલામણ થાય છે, તેજ પરમાણે કોઇ જાલી દરેક મરદોની આંખ આગલ બાંધીનેજ તેઓએ બાહેર નીકલવું, કે પછી ફરીઆદ કરવાનું કશું કારણ રહેજ નહી. કેમકે પારસી સ્ત્રીઓ કંઇ બીજી જ્ઞાતની પરદેનશીન સ્ત્રીઓ માફક પોતાનાં મોહોડાં ઉપર પરદો નાખી બાહેર નીકલે તો તેથી તેઓનાં છુટાપણાંનાં સુધારાને મોટી ખેજાલત લાગે!

પવીત્ર જરથોસતી ધરમની ખુબી પરમાણે ચાલવાથી પારસી રેવાજે એવુંજ સાબેત કીધું હતું કે—માણસોની તંનદરૂશતી બીગડેયા પછી તેનાં ઉપાયો કરવા કરતાં તે તંનદરૂશતી બીગડેજ નહી એવી સાહુચેતી આગલથીજ રાખી તે પરમાણે ચાલવું-ચલાવવું. એ ગુણગારી રીતોને સરવે પરકારે તજી મેલીને મરજી પડે તેમ છુટાપણાંથીજ કામ લેતાં, રાજાબાઇ ટાવર ઉપરનાં ગમખાર બનાવે પારસીઓને કેહવું અને કેટલું શીખવ્યું છે તે જેઓને વીચારશકતી છે તેઓજ સમજે છે. ગમે તેવી કાલી રાત્રે એક અંગરેજ મડમ અરધી નાગી હીંદુસ્તાનના મોહોલાઓમાં ફરે તો તેની પીઠે એક એવાં રાજનો ટેકો છે કે તેણીને કાંઇ બીહવાનું નથી. પણ હીંદુસ્તાનના દેશીઓની બીજી કોઇબી જાત એક ઇંગરેજ મડમની નકલ કરવા જાય તો, તેની હાલત તેટલી સલામતી ભરેલી નથી તે રાજાબાઇ ટાવરવાલા બનાવે પુરવાર કરી આપ્યું છે; કે જેમાં હીંદુસ્તાનનાં બ્રીટીશ રાજયની એક

સોથી મોભોવાલી ઇનસાફની, અદાલતથી થોડાંજ કદમ દુર અને "કેલવણીના" મથકની ખુદ 'બાંહેધરીની અંદર ધોલે દીવસે પારસી કોમની બે જુવાન બેહીઓની લાજ લુટાઇ છે, એટલુંજ નહી, પણ તેઓનાં ખુન થયાં છે,—અને તે બનાવ કોઇને સંતોશ પમાડે એવા ઇનસાફ વગર રહી જાય છે! શું આ ધડો "સુધારા"નો પોકાર ઉઠાવનારા કેફી પારસીઓની આંખો ઉઘાડવાને હજી પુરતો નથી? મુંબઇના પારસીઓની તરેહવારે રીતની બદીઓ આસતે આસતે દેશાવરોમાં વસ્તા પારસી જુવાનીઆંઓમાં પણ કાલેરાના ચેપી રોગની માફક પસરતી જાય છે. એથી બધી તરફથી પારસીપણું અને તેઓના પવીત્ર ધરમનો નાશ થવાનો વખત નજદીક આવતો જાય છે. આગલ પારસીઓમાં ભીખારીપણું નહી હતું. હાલ સુધારાની ફીસીઆરીની મોહોકાણથી ચોતરફથી ગરીબાઇનાં તહરેવાર પોકારો ઉઠવા લાગો છે, અને તે ગરીબાઇ ભીખારીપણાનું આગલ વધેલું ચીનહ છે. આગલ સાદા અને વગર સુધરેલા પારસીઓએ તે વખતની હાજત પરમાણે પારસીઓને માટે જેટલું કરવા ઘટે તેટલું કરીને પારસી નામની મોટાઇ જમ આશકાર કરવા સારૂં નાત જાતનો કશોબી ફરક રાખ્યા વગર લખો રૂપીઆની સખાવતો કીધી હતી અને તેથીજ પારસીઓ જમ આશકાર થયા હતા. હાલના સુધરી ગયલા પારસીઓ, સુધરી ગયા છતાં, પૈસે ટકે ગરીબ થયા છે, તેથી તેઓ હવે બખીલાઇ અને એખલપેટાપણું લઇ બેઠા છે એટલુંજ નહીં, પણ તેઓ હવે પારસી સખીઓને વીનંતી કરે છે કે "સખાવત પેહલે પોતાના ઘરમાંથીજ કરવી" અને પારસી ટોલામાં હરામખોરી ભરેલી ફીસીઆરી વધી છે અને વધે છે તેનેજ નીભાવવાના હવે ઉપાયો કરવા!! આજ દાખલો પારસીઓ સુધરીને આગલ વધયા છે કે પાછલ હઠયા છે તે દેખાડવાને બસ છે.

પારસી શેઠીઆઓ અને લાખોની સખાવત કરનારાઓ મધેથી હવે જુજ બચી રહયા છે. શેઠીઆઓ કહેવાડવું અને લખોની સખાવત કરવી તે સ્વતંત્ર વેપાર કરયા શીવાય બનતું નથી. નવા નવા મોટા સંગીન વેપારીઓ જેમ જેમ આગલ ઉભા થતા હતા—અને હાલમાં જેમ બીજી વેપારી કોમમાં ઉભા થાય છે—તેમ હવે પારસીઓમાં જોવામાં આવતું નથી, તેથી હવે પછે લખોની સખાવતો કરનારા ભવીશમાં પારસીઓમાં કોઇ ઉભા થાય, એ શક ભરેલું છે—બલકે હાલનીજ માફક કેલવણી લઇ ચાકરીજ સોધનારાઓનો વધારો થતો રહેશે તો હવે પછી શેઠીઆઓ નહી પણ ચાકરીઆઓનોજ વરગ પારસીઓમાં રહેશે.

હીંદુસથાનમાં વેપાર ઉદયોગ સર તેમજ રાજપાટ ચલાવવાનાં કામ માટે આવેલા અને આવતા ઇંગરેજોની સુખી હાલત જોઇ—સરવે ઇંગરેજો એવાજ હશે એવું ધારીને—તેઓની ખરચાલુ અને ફીસીઆરી ભરેલી રીતભાંતો, ખાનાપીનાં અને રમત ગમતોની પારસીઓએ ધુમ નકલ કરવા માંડી છે. પણ તેઓએ એટલો વીચાર કીધેલો જણાતો નથી કે ઇંગરેજો તો પરૂથવીના એક ભાગનાં રાજ કરતા છે, તેમજ દુનયાની અંદર તેઓ કરોડોની ઉથલપાથલ કરનારા મોટા વેપારીઓ છે, તે સાથે દરએક હાજતની ચીજો બનાવવાનાં તેઓનાં મોટાં કારખાનાઓ છે. તેઓની વીદયા અને શોધક બુધી થોડાએક યુરોપીયનો કે અમેરીકનોને આભારી છે, તે સીવાય પરૂથવીના બીજા કોઇ ભાગમાં તેઓના બરાબરી કરી શકે તેવા તેઓના જાતભાઇ પણ નથી. તેઓનું સાહસીકપણું, તેઓની હીંમત અને બહાદુરી, યુરોપ અને અમેરીકાના તેઓની જાતના થોડાકો સીવાય બીજે કોયે જાણું નથી. વલી ઇંગરેજોની સાડાતરણ કરોડની સંખ્યા હીંદુસ્થાનનાં પચીસ કરોડ માણસોના સંખ્યા સાથે સરખાવતાં કુચ બીસાદ વગરની છે. એટલી મોટાઇ, એવું મોટું રાજપાટ,

એટલો મોટો વેપાર અને ઉદયોગ, તે સાથે પોતાના જાતભાઇઓ માટે કરોડો રૂપીયાના ફંડો છતાં, ઇંગરેજોમાં ગરીબાઇ વધી પડવાની ફરીઆદો દન પર દન વધારે ને વધારે જણાતી જાય છે. પરણેલી જીંદગી ઘણાઓને એક પીડા સરખી લાગે છે. ગરીબ માણસો છોકરાં જણે છે તે વીશે તેઓને અણગમો ઉપજવા લાગોછે. તેથી હજારો ગરીબોની પરણ્યા વગરની જુવાન છોકરીઓ કેવી હાલતમાં વખત ગુજારે છે! કોઇ કોઇ જગે સેંકડે ૩૦ છોકરીઓ પરણ્યા વગર રહી ગયલી જણાવામાં આવે છે. કેટલાંક બચાનાં જનમ સેંકડે ૫૦ સુધી વગર લગણનાં ધારવામાં આવે છે. એનું કારણ શું? તેઓને ચાકરી ધંધાનો કશો ટોટો નથી. તેઓ પારકાઓમાં અને પારકા મુલકોમાં ચાકરી શોધવાનાં ફાંફાં મારે તેવું કશું નથી. પણ એનું ખોલું કારણ એજ જણાય છે કે તેઓમાં એશઆરામ અને ફીસીઆરી ભરેલા ખરચો ફરજીઆત હોય તેમ વધી પડયા છે. એથી ગરીબો અનીતીમાં તણાઇ મરે છે. હીંદુસથાનમાં જે ગરીબ દેશી લોક વસે છે અને જેઓ અનાજ કરતાં હવા અને પાણીના વધારે ભાગથી પોતાની જીંદગી **પોતાના ધરમી સંતોશથી,** પણ છેક કંગાલીઅતપણાથી ગુજારે છે, તેઓની સાથે ઇંગરેજ ગરીબોની સરખામણી કરતાં ઇંગરેજ લોક ગરીબો નહી પણ શેઠ અથવા વચલે વાંધેના હીંદુસથાનના રહેવાસી જેવા હોવા જોઇએ. તે છતાં તેઓથી ચઢતા પઇસાદારોની માફક મોજ અને સુખ મેલવવાના અભખરાથીજ તેઓ ગરીબ કહેવાતા હશે. આગલા કેટલાક આપખુદ સતાવાલા રાજાઓ વીશે એવું કહેવામાં આવે છે કે તેઓની મોજ અને મોટાઇ ભરેલા આપખુદ અને ઉડાઉ ખરચોને લીધે તેઓના દેશની આવકનો ખજાણોબી તેઓને બસ થતો નહી હતો. જેઓ એવું કહેતા હતા અને કહે છે તેઓનીજ હાલત આજે તેવી થઇ પડી છે. આવા આવા દાખલાઓ આપણા "કેલવણી પામેલા સુધારાવાલાઓ" પોતાના ધયાન ઉપર લે તો, તેઓ જે હમણાં વાંદર રૂપી નકલો કરે છે તેમ કરવાને જરા લગારબી અચકાય. પારસી સુધારાવાલાઓ ઘણું કરી ચાકરી કરનારા છે. તેઓ મધેથી જેઓ રૂ૦ ૧૦૦ની અંદર કમાઇ કરે છે. તેઓને આવી ફીસીઆરી ઘણી ભારી પડે છે. રૂ૦ ૧૦૦થી ઉપરાંત રૂ૦ ૨૦૦ કે રૂ૦ ૩૦૦ કમાનારાઓ પોતાને વધારે સુખી અને સમજુમાં ખપાવે છે. તેઓ પારસી મંડલી કે તેની રીતભાતોની અને ધરમની કસી દરકાર કરયા વગર "સાહેબ લોક" થઇ જાય છે. તોપણ તેઓની ફીસીઆરીને લીધે એટલો પગાર પણ પછી તેઓને પુરતો થતો નથી, તેથી મહીનો પુરો થાય તેટલાં મારવાડી ધીરનારાઓનો આસરો તો તેઓને લેવોજ પડે છે. રૂ૦ ૫૦૦ અને તેથી વધારે કમાનાર તો પોતાને "ગવરનર" જેવા સમજે છે! તેઓનો મીજાજ અને તકોબરીથી તેઓની ખુનીઆદીનો ખવાસ જણાઇ આવે છે. આવા છકેલોને આઇતું મલે છે તેથી તેઓ પોતાને સરવેથી સુખી સમજે છે. પણ તેઓએ યાદ રાખવું જોઇએ છે કે એક વેપારી એટલા પૈસા કોઇ વખતે એક દીવસમાં પેદા કરી શકે છે; તેમજ તે પોતાનો વેહેવાર ચલાવવામાં ઘણો સંભાલથી વરતે છે; અને છેવટે મોટી મોટી સખાવતો કરે છે. આપણા મોટા પગાર કમાનારા ચાકરીઆ-સુધારાવાલાઓને હમેશ તેઓની સખાવત સારૂ ખુશામત કરવી પડે છે, પણ ગરીબોને સહાય થનાર તો ઘણું કરી એકલા વેપારીઓજ છે. પારસીઓ વેપારી તરીકેનું કામ ઘણું કરી છોડી બેઠા પછી "કેલવણી લીધેલા" તરીકે ચાકરીજ શોધવાને અને કરવાને તેઓ પોતાને લાયક સમજવા લાગા છે. આવી કેલવણીની હરીફાઇ કરવા હવે દનપર દન સરવે જ્ઞાતના લોકો બહાર પડતા જાય છે, તેથી જેમ વેપારમાં હરીફાઇનું બહાનું મલવાથી પારસીઓએ વેપાર છોડી દીધો, તેમ હવે ચાકરીની હરીફાઇ તેઓને ઘણી ભારી પડવાનો સંભવ ખોલ્લો જણાવા લાગો છે. તેના ઉપાય તરીકે હવે

પોતાની ઓરત, અને દીકરીઓને ઇંગરેજી શીખવવાની જરૂર જણાઇ છે. બીજી કોમના લોકોની આગમજ કદાચ તેઓને ઇંગરેજી કેલવણી આપી બહાર પાડવામાં આવે તો ચાકરી રાખનારાઓ તેઓનાં નખરાં ઉપર મોહી પડીને મરદોની જગોએ તેઓને ચાકરી રાખે! પણ હવે "બી. એ." અને "એમ. એ." જેવાઓનાબી ભાવ પુછાતા નથી. આ સઘલું શું બતાવે છે?

વળી પારસીઓ સરવે રીતે સુધરીને ઇંગરેજ થઇ ગયાછે તેથી વાતચીત કરવામાં દેશી ભાશા તેઓને કંઠોર લાગે છે. ઇંગરેજીમાં વાતચીત કરવા અને પારસીઓની ભવીશની ભાશા ઇંગરેજી કરવા સારૂ ઓરતોને ચઢતી કીસમની ઇંગરેજી કેલવણી આપવી એ એક આગમચથી લઇ રાખેલો ઉપાય ગણાય. વલી પારસી ધરમ તેઓને છુટાપણું આપવાને કેટલીક હરકત કરે છે, તેથી સરવે ઇંગરેજી શીખી તઇઆર થાય તો કરીસચીયન બનવાને સવલ પડે અથવા દેવલોમાં ઇંગરેજો ભેગાં બંદગી કરવાનું તેઓને સવલ પડે. વલી ઉંચી કેલવણી લીધેલી પારસી ઓરતો હોયતો તેઓને પરણાવવા સારૂ જમાઇઓને પૈસા આપવા પડે નહી, કેમકે હવે પછી તેઓ મોટી કમાઇ કરનારીઓ થશે. જેમ હાલમાં છોકરીઓને સુખી કરવા સારૂ પૈસા આપી પરણાવવી પડે છે, તેજ પરમાંણે હવે છોકરાઓને સુખી કરવા સારૂં સામણા પૈસા આપી તેઓ સાથ પરણાવવા પડશે. પંચાતી એટલીજ છે કે એ ચઢતી કેલવણી પામેલી પારસણો પરણવાની ખાહશ કરશે કે નહી, અથવા પોતાથી ચઢતી કેલવણીવાલા તમજ મોટો અને માન ભરેલો ઓધો ધરાવનારા જુવાનો તેઓને મલશે કે નહી, તેમજ તેઓ બચાં જણવાની અડચણ વેઠશે કે નહી, એ ખાતરીથી કહી શકાતું નથી. તોપણ એથી પારસીઓની બેરોજગારી અને ગરીબાઇનું સંકટ ટલી જાય એમ દીસતું નથી.

## આપણી કુમારીકાઓનું શું કરવું?

પારસીઓમાં સુધરેલી રીતે લગન કરવામાં મુખય ધેઆન હવે એજ રાખવું કે તે પરણનાર પૈસાવાલો જોઇએ, પછી તું આંધલો, મુગો, લુલો કે ખુંધો હોય તેની ફીકર નહી. છોકરી સુખ ભોગવે તે સારૂ આયા અને ચાકર રાખે, તેમજ તરેહવાર ઇતરાટ ભરેલી રીતે બહાર ફરે, એટલે બસ! મોટી અને લાયક ઉમરે લગણ કરવાં તબી એક બીજાનો પયાર મેલવીને કરવાં જોઇએ. આવો પયાર મેલવીને પારસીઓમાં કેટલાં લગણ થયાં છે અને થાય છે? અને તેમ થયા પછી પણ કેટલા બધા મુકદમાઓ પારસી મેત્રીમોનીયલ કોરટમાં આવે છે તે જેઓ જાણે છે તેજ જાણે છે. તેઓમાં તો પૈસો એજ પયાર છે. તે મેલવવાને બનતું કરવામાં આવે છે. ખરા પયારની વાત તો કોણ જાણે? પૈસા નહી મલતા તેથી તો ઘણી છોકરીઓ પરણ્યા વગર રહી જાય છે અને તેથી અનેક ખરાબી પારસીઓમાં નીપજે છે. પોતાનો હવશ દાબવાને તેઓ શકતીવાન હોતી નથી, તેથી તરેહવાર રીતના આડા મારગો તેઓને લેવા પડે છે. કોઇ બબરચી કે ઘોડાવાલા સાથે પયારમાં પડી તે સાથે નાહસી જવાના દરજનબંધ દાખલા બનયા છે. લગન પેહેલાં ——— બંધાઇ છે. આવી પરણ્ય વગરની પારસણોનો દનપરદન હવે વધારો થાય છે, તેના ઉપાય શું કરવા તે કોઇને સુજ પડતું નથી. આપણા સુધારાવાલાઓને પોતાની યુરોપીયન નકલ કરવાની રીત પરમાણે એનો એક સેહેલો ઉપાય એ સુચવી શકાશે કે યુરોપીયનોની માફક પારસી જોગણશાળ ઉભી કરવી, જોકે પારસી ધરમમાં તેમ કરવા ફરમાવયું નથી. પણ હાલમાં યુરોપીયનોમ બઇરાંઓ પાસે મરદોની હજામત કરવાનું કામ સરૂ થયું છે, તેમ નકલ કાં નહી કરવામા આવે? હજામત કરાવી નાહવું જોઇએ એ પારસીઓની જુની પણ "જંગલી" રીતની અડચણ પણ એથી તેઓને રહેશે નહી!

# સુવાવડ—તેના સંબંધમાં એક પારસી દાકતરની નવી શોધ.

નામીચા વીદવાન યુરોપીયન અને અમેરીકન દાકતરો પોતાની વીદયાના બળથી તેમજ તેઓની જાતી શોધક બુધીથી આણુસ અને બીજાં પ્રાંણી જાતોને થતાં દરદોનાં ચરચી કારણો, તેમજ તેને ટાલવાના તરેહવાર ઉપાયો શોધીં કાઢે છે. પણ આજ સુધી આપણા પારસી દાકતરો મધેથી જીવ જેવી કોઈએ કાંઈ નવી શોધ કીધી હોય એવું જાણવામાં નથી. તોપણ એક પારસી દાકતરે હમણાં એવું શોધી કહાડયું છે કે પારસી બાલકોનાં મરણનું પરમાણ વધારે આવતું જાય છે, તેનું કારણ પારસી સ્ત્રીઓ બાલકનો જનમ આપવા પછી ૪૦ દાહડા સુધી અંધારા પરદામાં ઘંઘાતી અને વાસ મારતી જગામાં ઘોંઘાઈ રહે છે તે છે. તેઓના ધરમની છીતને લીધે જનમ પામેલાં બાલકો વગર હવા અને વગર ઉજાસે નાતવાંન બની મરણ પામે છે !! આ માહાભારત નવી શોધથી, જેમ કુતરાંનાં મોહોડાંમાં હાડકું આવે તેમ, આપણા સુધારાવાલાઓને એક બહાનું મલવાથી તેઓ ખુબ ધુસ્સે થઈ પારસી ધરમને અને તેને નામે ચાલતા ગુણગારા રેવાજોને ખુબ વગોવવા મંડી ગયા. આ તેઓની વગર ડહાપણની ધાંધલનો એકજ બોલમાં છેડો આવી જાય છે: તે એ કે, તેઓ અને તેઓના વડીલો તેમજ હાલમાં બાકી બચેલા પારસીઓએ કીયાં સુધરેલાં સુવાવડખાનાંઓમાં જનમ લીધો હતો ? હાલ જેમ કેહવામાં આવે છે તેમ તેવી જગાઓમાં તેઓએ અને સરવે પારસી પારસણોએ જનમ લીધાથી હાલની માફકનાં કવખતનાં મરણો નીપજવાની સંખયા તે વખતથીજ ચાલતી આવી છે કે? અને તેમ બનતું આવેલું હોય તો તેના દાખલા હાલની માફક નોંધાએલા કઈ સરકારી કે મયુનીસીપાલીટી કે રેજીસ્ત્રારની ચોપડીઓમાં નોંધાએલાં છે? નોંધાએલા કે જાહેર થતા આવેલા એવા દાખલાઓથી પારસીઓની શુધબુધ શું જતી રહી હતી કે એ વીશેની ખરાબી જાણયા છતાં તેઓએ હજી સુધી કાંઈ ઉપાય લીધો નહીં? પારસીઓ સુધરી ગયા છે એવો પોકાર લાંબી મુદત થઈ પારસી જુવાનીયાઓ મારતા આવયા છે, તથી એ વીશે સરવેથી પહેલી ફરીઆદ તો તેઓ તરફથી આગમચથીજ થવી જોઈતી હતી. તેમ નહીં કરતાં તે હાલમાંજ કેમ એકદમ ઉભરી નીકલી? મુંબઈમાંજ એ રીતે બને છે અને બનયું છે કે બીજી બધી ગુજરાત વીગરેની જગાઓનાં પારસીઓમાંબી એમજ બને છે? તેઓમાં એમ બનતું નહી હોય તો તેઓએ કયાં સુધરેલાં સુવાવડખાનાંઓમાં જનમ લીધો છે અને લે છે? સુધરેલાં સુવાવડખાંનાંની જરૂર છે તો તે મુંબઈમાંજ કાં હોવી જોઈએ? બીજી જગાઓમાં વસતા પારસીઓ સારૂ દર શેહર કે ગામમાંબી તે જરૂર કાં નહી હોય ? અને બીજા ગરીબ લોકો માટે પણ કાં નહી હોય? જેમ હાસપીટાલો અને દવાખાનાંઓ સરવે જ્ઞાતો માટે સરવે જગે છે તેમ તેપણ કાં ન જોઈએ? જો એ રીતે **અસલથીજ** પારસીઓમાં ખરાબી થતી આવેલી હોય તો તે ખરાબીનું કારણ, હાલની નવી શોધ પરમાણે, સુવાવડના ઓરડાઓજ હોવા જોઈએ. પણ તેમ હોત તો આજે પારસીઓની વસતી વધવાને બદલે ઘટતી જતી જણાતે. પણ બીજી દેશી કોમ કરતાં પારસીઓમાં બાલકના મરણનું પરમાણ કેટલું આવે છે તે આ દાકટર સાહેબે તપાસયું છે કે કેમ? એવા એવા અનેક સવાલો થઈ શકે; તેના જવાબો આપણાં સુધરીને આગલ વધી ગએલા પારસીઓ ગમે તેમ આપે, અથવા નહીબી આપે. જો તે દાકટર ખરેખરા ડાકટર હોતે તો ખરાં હકીમાની વીદયાને જેબ આપે એવી રીતે તેવણે જણાવવું જોઈતું હતું કે પારસી બાલકોમાં વધુ મરણ નીપજવાનાં કારણોમાંનું મુલકારણ પારસી મરદ-ઓરતોમાં જે ઈવરાટ, ટચાકપણું, એશઆરામ અને અયાસીપણું વધી ગયાં છે, તેને લીધે પારસી ઓરતોની છોકરાં જણવાની કુદરતી લાયકાત કમતી થતી જાય છે,

અને તેથી કુદરતી રીતથી ઉલટી રીતે ફરજંદો જણવાના સબબને લીધે જે ફરજંદો અવતરે તે અલબત ટુંકી વયમાં મરણ પામવાં જોઈએ. એવો સબબ કાંઈ તે દાકટર સાહેબના બોલવાને વજન આપી શકતે અને એવું કેહવાતે કે દાકટર સાહેબ શરીર વીદયાનાં બહુ ઉંડાણમાં ગયા છે. અને ત્યાંથી શોધ કીધી છે. આપણ ના પાડતા નથી કે મુંબઈના અંધારા ઓરડાઓ અને દાદરતલીઆંઓ સુવાવડી અને દસ્તાનવાલી ઓરતોને વસવા માટે નાલાયક છે—તે બાલકોનાં મરણની સંખયાનાં વધારાનાં બીજાં કારણોમાંનું કદાચ એક, કારણ હોય—પણ તે કારણને દુર કરવાના ઉપાય, એવાં દાદરતલીયાંઓ અને અંધારા ઓરડાઓને સુધારવા પાછળ લેવાવા જોઇએ, કે પલીદીને દરેક મજદઅસનાન જે પોતે "અશો" ગણાય છે તેની નજદીકમાં લાવવી જોઇએ ? દરેક દાકતરે પ્રાણી લોહચુંબક શકતી ( animal magnetism, )ની વીદયાનો અભયાસ કરી આવી ગંભીર બાબતમાં પછીજ પોતાના વીચારો જણાવા જોઇએ છે. રવાંન કરતાં ફના થનાર શરીરને વધારે વજન આપવાનું શું આ પરીણામ નથી ?

હાલમાં પારસીઓનાં બાલકોનાં મરણનું વધારે પરમાણ આવવાનું કારણ એજ છે, અને હોવું જોઈએ કે, પારસીઓમાં વધી ગયલી ખોટી ફીસીયારી, તેમજ તે ફીસીઆરીનાં દેખાવ દેખડાવવાથી મંનમાં ઉપજતી નાજુકાઇથી, તેમજ ઘરે ઘર રાખવામાં આવતી હલકી વરણની આયાઓના સ્વાધીનમાં બાલકોને સોંફવાથી, એમ થાય છે. પારસી માતાઓનાં સ્વછ દુધની જગે તહરેવાર હલકી જાતની આયાઓનુ તેઓને લાયક નહી તેવું દુધ ધાવવાથી ખુદરતી રીતેજ તે માફક નહી આવે. વલી તે દુધની હલકી અસરથી પારસીઓ હવે પછી "હાફકેઆસ્ટ" બનતા જાય છે. પારસી સુવાવડી સ્ત્રીઓને "ઘંઘાતી અને વાસમારતી અંધારી" જગામાં ધરમનાં ફરમાનનાં વહેમ તરીકે રાખવામાં આવે છે એમ કહી ધરમને બદનામ કરવાની કશી અગત નથી. એવું કહેવામાં તેઓ પોતાનુ ધરમ વીશેનું અજ્ઞાનપણુ અને પોતાની આંધલી ગરજ શીવાય બીજુ કશું દેખાડતા નથી. પારસી ધરમમાં સ્વચ્છતા અને પવીત્રાઈ જાલવવાનાં ફરમાંનોથી અને તે પ્રમાણે ચાલવાથી પારસી ધરમની ચોતેબરી જગ આશકાર થયલી છે. તેને આજના સુધરી ગયલા પારસીઓ પોતેજ તરેહવાર રૂપો આપે છે. જો પારસીઓ પોતાની સ્ત્રીઓને જાણી જોઇને પલીદી ભરેલી જગામાં રેહવાની ફરજ પાડતા હોય, અને તેને ધરમનું ફરમાન સમજાવતા હોય, તો તેઓ બચીતજ જંગલી હોવા જોઇએ. પણ ખરેખરૂ જંગલીપણુ તો તે છેકે, પારસીઓ પોતાને સુધારાવાલા કેહેવાડયા છતાં, "ઘંઘાતી અને વાસમારતી ઓરડીઓ"માં સુધારો કરવાને બદલે ચોકસ પલીદીમાં આમેજ થવામાં સુધારો અથવા ફરજ સમજે છે !! કેટલાક પારસીઓ શ્રીમંત અને ગરીબો વચે એ બાબદમાં બે કાનુનો જુદા ઉભા કરવા માંગે છે. પણ કાયદો તે કાયદો. તેઓએ આ કાનુનોમાં ગરીબો તરફ પેહલાં જોવું જોઇશે.

તેઓને આ ફરીયાદ ઉઠાવવાનુ ખરૂં કારણ તો એ છેકે, જે રીતભાતો યુરોપીયનો નહીં વાપડે તે રીતભાતો પારસીઓ જો વાપડતા હોય—પછી તે ગમે તેવી ફાયદા ભરેલી બી હોય કે જે વીશે કાબેલ યુરોપીયના દાકતરોએ સુધાં તારીફ કીધી હોય-પણ તેઓ તે પ્રમાણે ચાલતા નહી હોય તો પારસીઓએબી તેમ ચાલવું નહીં! પારસી ધરમમાં દસ્તાંનની અને સુવાવડની પહરેજી વીશે જે જણાવેલું છે તે વીશે કેટલાએક કાબેલ યુરોપીયન દાકતરોએ તારીફ કીધેલી છે. એ વીશે નોધાયલા દાખલા આપણા સુધરી ગયલા પારસીઓને પણ ખબર છે. પણ તે પ્રમાણે હવે તેઓને ચાલવું નથી, તેથી કંઇબી બાહાનું મલવે તેઓ ફરીઆદ કરવા મંડી જાય છે. આજે દરેવરનાં

નુસપેપરમાં તેમજ મારીકોમાં લખનારા અને નુસપેપરોનાં રીપોર્ટરો કે, ખબર પત્રીઓ છભાઈ જાય છે. તેઓને વેપાર કે ધંધાની કંઈ દરકાર નથી, ચાકરી કરવાથી આઈતું મળે છે, તેઓ મધેથી થોડાઓજ કંઈએક ઠરેલ મનથી કામ કરી શકે છે, બાકીનાંઓ વધાર લગામના બીનઅનુભવીઓ અને છછાછલી રીતભાંતનાંઓ છુટેલા ઘોડાની માફક છે, પણ તેઓના હાથમાં કલમ છે, તેથી આજને કાલ તો તેઓ પારસીઓના બીનઅનુભવી "મેહતાજીઓ" થઈ પડયા છે!

આપણાં સુધરી ગયલાંઓથી પારસી ધરમ અને તેની ગુણગારી રીતભાંતોને એકદમ સાંમટી રીતે તો છોડી દેવાતી નથી, તેથી તેઓ જેમ એક શેરડીનાં ખેતરવાલા કુનબીએ કીધું હતું તેમ કરે છે. એક શેરડીનાં ખેતરમાં શેરડી ચોરી ખાવા સારૂ ચાર ચોર મીત્રો ગયા તેઓ મધે બ્રાહ્મણ, વાણીઓ, સુથાર અને હજામ હતા. તેઓ ખેતરમાંથી મનગમતી શેરડી ભાંજી ખાવા લાગા. એવામાં તે ખેતરનો ધણી આવી લાગો. તેણે જોયુ કે એઓ ચાર જણ છે માટે એઓ સાથે એખલાથી લડી શકાશે નહી, તેથી તેણે એક ગત કીધી. તે બોલયો કે— "તમો મારી શેરડી મારી રજા વગર ખાઓ છો તો ખાઓ; પણ તમોજ મારો ઈનસાફ કરો કે બ્રાહ્મણ તો ગુરૂ તે ખાય, તેમજ વાણીઓ તે શાહુકાર અને સુંથારનું તો કામ પડશે, પણ આએ હજામ શા માટે ખાય?" આ સવાલથી પેલા ત્રણ જણાંઓ તો પોતાને મલેલા હકથી ખુશી થયા, તેથી પેલા હજામને બાહેર લઈ જાઈ ખુબ મારીને કાહડી મુકયો. પછે એવીજ ગતથી સુંથારનો બી તેજ હાલ કીધો. એ પ્રમાણે વાણીઆને અને છેલ્લે બહરામણને પણ મારી કાહડયો. એજ ધોરણે આપણાં સંસાર અને ધરમ સુધારકો, અને તેઓને આશરે કાંમ કરનારા તેઓનાં ધરમગુરૂઓ, કાંમ કરયા જાય છે. એક પછી એક બાંબદોને હાથ ધરી તેમાં પોતાની મરજી પ્રમાણે સગવડ નહી મલે અને કંઈ હરકત નડે તો તેને "ખામી ભરેલી," "વેહમી," "ભુલ ભરેલી," અને છેલ્લે, "પાછલા વખતની" કહી બધી પંચાતીનુ તેઓ પોતાની તરફેણમાં છેવટ લાવી મુકે છે!

આપણાં ધરમ સુધારક અને તેઓના ધરમ ગુરૂઓને પોતાનાં ટોલાની ચાલતી આવેલી ગુણગારી રીતભાતો, તેમજ પોતાના ધરમનુ અભીમાન હતે તો, તેઓ પારસી ઘરવાલાઓ વીશે ફરીઆદ કરીને પારસીઓને બોધ આપતે કે, આપણા ગુણગારા રેવાજોની કે આપણા પવીત્ર ધરમના ફરમાંનોની મતલબો બરાબર જાલવવા સારૂ, જે ઘરમાં તે મતલબ સચવાય તેવું નહી હોય તે ઘરમાં રેહવુ નહી, તો તેઓનો એ બોધ ખરેખરી કેલવણીથી તેઓએ કીધેલો કેહવાતે. માણસને જેમ દુનીયાદારીનું સુખ અને આઈતુ મલે તેમ તેમ તેનાં મન અને તનની નાજુકાઈમાં વધારો થતો જાય છે. એથી તેને જરા જરામાં પોતાની તબીઅતમાં દુઃખ દરદ થાતુ લાગે છે. આતો હવા સારી નથી; આતો પાણી સારૂ નથી; આ તો ગડબડ થવાથી હુંગ આવતી નથી; આજે તો આટલી બધી મેહનત કરવાથી થાકીને લુઝ થઈ ગયો છું, ઇતીઆદી વેહમોને ખરાં માની લે છે. જો એવાં દુનીયાદારીનાં સુખ અને નાજુકાઈથીજ માણસો જીવીને લાંબી જીંદગી ભોગવી શકે એવોજ કુદરતનો કાયદો હતેતો, નાચાર ભીખારીઓને બાદ કરતાં, રાત દાહડો સખત મેહનત મજુરી કરનારાંઓ, કે જેઓ દરરોજની મજુરીમાં મેલવે તોજ તેઓને તે દીનનું ખાવાનુ પેટ પુરતુ કદાચ મલે, તેટલુંબી પેદા કરતાં તડકું કે ઠાર, વરસાદ કે તાહાડની તેને બીજી દરકાર કરવાનુ હોતુ નથી, જેઓનાં રેહઠાણા કેવાં કંગાલ!—જેઓના રેહવાનાં ઘરમાં પોતાની સાથેજ પોતાનાં ઢોરને રાખે, તેમજ તેઓ જે ઘરમાં રહે તે ઘર એવું બંધીઆર કે તેનાં બાહર જવા આવવાનાં દરવાજા રાતે બંધ કીધાથી કેથે બીજી બારીઓ ખોલ્લી નહી કે તેમાંથી તેઓને હવા મલે,—આપણા

આજના દાકતેરોના મત પ્રમાણે તેવા લોકો બધાંજ મરણ પામવાં જોઇએ, તોબી એવાં લોકો તંનદરૂસતી સાથે લાંબી જીંદગી ગુજાવી શકે છે. તેનું કારણ એજ છે કે, તેઓ પોતાની હાલતને દુઃખી નહી માનતાં તેઓની કરણી પ્રમાણે, સમજી સુખી માને છે; અને સંતોશ અને ખુશી સાથે તેમુજ પોતાનાં ધરમ ઉપરનાં એકીનના વીસવાસ સાથે જીંદગી ગુજારે છે. એવાં લોકોમાં પારસીઓની માફક જન્મતાં બચ્ચાંઓનાં મરણનુ પરણામ કેટલું આવે છે, તે આપણા શોધકો જાણશે તો તેથી તેઓનેજ ઘણુ જાણવાનુ મલીં શકશે. તોપણ પારસીઓએબી એવીજ રીતે જીંદગી ગુજારવી જોઇએ એવી મતલબથી આ અમો કેહેતાં નથી.

## પારસીઓ અને જુદી ઇસપીટાલ.

અરધી દજન હાસપીટલો જાણે પારસીઓને પુરી પડી શકતી નથી તેથી એક એલાયદી હાસપીટલ ફકત પારસીઓનેજ માટે ઉભી કરવાની તહરેવાર રીતની ખાલી ઘોંઘાત કરનારી તજવીજો થઇ છે તેનાં કારણમાં એવું સમજાવવામાં આવે છે કે હવે પારસીઓ સુધરી ગયા છે તેથી બીજા દેશીઓની સાથે એકજ હાસપીટલમાં તેઓ જવાને કે રહેવાને પોતે અનઘટતું ધારે છે. જગેજગ પારસી પઇસાથી ચાલતી હાસપીટલો અને પારસી દવાખાંનાંઓ છે, તે સાથે ઘણાંક શીખેલા પારસી દાકટરો મોહલે મોહલે ઉભાઇ જાય છે, તેઓનાં અને હાસપીટાલોમાં જતાં ઘરાકોની સંખયામાં પારસીઓની વસતીની સંખયા સાથ સરખામણી કરતાં, પારસી બચાઓ અને ઓરતોની સંખયાનું પરમાણ વધારે દેખાય છે. દરએક પારસી ઘરમાં તેનાં દેવાનખાનામાં કે ઓરડામાં દવાઇની બાટલીઓ પેહેલી જણાશે. તેનું કારણ એજ કે પારસીઓમાં ફીસીઆરીને લીધે નાજુકાઇ વધી પડી છે. ભઠીઆરાઓ જેઓ પોતાના મકાનને "બોરડીંગ હાઉસ"નું નામ આપેછે, જેઓને ઘર, ઘેર ચમાર વીગેરે પણ ખાય છે, તેજ જગામાં આપણા સુધરી ગયલા પારસી કે પારસનોની પંગત જમવા તેઓના મકાનમાં જાય છે. એક ઘરબાર માંડીને રહેલું કુટુંબ પોતાનું ખાવા પીવાનું પોતે પોતાના ઘરમાં કરી શકે નહી તે ગ્રહસથમાં કેમ ખપી શકે? "જયાં મલે ત્યાં ખાવું ને મસીદમાં સુવું" એ કંગાલ લોકનું કામ છે: "ગ્રહસ્થ" માણસનુ કામ નથી. આ અને એવીજ હાલતના બીજા ચીબાવલા પારસીઓ પોતાની હરામખોરી અને ખોટી ફીસીઆરીને લીલે ઘણીક રીતે પીડાય છે. અને પારસીઓ પોતાને હાથે પોતાની પરમારથી હાલત તજી એકલપેટી હાલત બનાવે છે, તે હાલતથી તેઓને મંદવાડમાં મદદ નહીં મલે એ ખચીતજ બનવાજોગ છે. તેથી તેઓ એક એલાએદી હાસપીટલ બંધાવા મેદાન પડયા હતા. પણ એક નવી હાસપીટલ પારસીઓને માટે તેઓ સુધરી ગયા તેથી એલાયદી જોઇએ, એ કારણ વાજબી નથી. તેના કારણમાં કાંઇ એવું બહાનું હતે કે હાલની ચાલુ હાસપીટલોમાં પારસી ધરમની પવીતરાઇ જલવાતી નથી, તે જાલવવાની જરૂર સારૂં એક જુદી હાસપીટલ જોઇએ, તો એ વીચારને દરએક ધરમી પારસીએ સવીકારી બનતી મદદ કીધી હોત.

## પારસી સ્ત્રી સુધારો.

આપણા સુધારાવાલા પારસીઓએ પારસી સ્ત્રીઓને સુધારવા સારૂ "શીરીન મડમ" અને "રતાઇ મડમ" નામની કલપીત પણ સુધરેલી પારસણો માટે કેટલુક લખાંણ કીધું છે. તે કલપીત ઉલુ કીધેલુ હોવા છતાં કેટલીક પારસણોએ તેની નકલ કીધી છે; પણ હવે તે કલપીત નકલો કરતાં ખરેખરી નકલ પણ થવા લાગી છે. તેની પહેલ એક પારસી બાનુએ કીધી છે. તણે પોતાની પેઢીનું નામ 'શીરીન કુંપની" એવું આ-

પયું છે; તેણે એક દુકાન ઉઘાડી છે; તેમાં ભરત કામને લગતો સામાન વેચવા મુકયો છે. આ દાખલા ઉપરથી એ ઉમંગીબાઈએ જરથોસ્તી સીખેલા જુવાનીઆઓ જે ચાકરી શોધતા ફરે છે તેઓને શરમમાં નાખવાને એક મજબુત દાખલો આપયો છે. આપણી કેટલીક સુધરેલી પારસણો બજારમાં પોતાની અને પોતાની કોમની ફજેતી કરાવતા ભટકે છે તે ફજેતી ઉપલી શીરીન કુવરની દુકાનથી અટકે તો અમો ખુશી થઈશું. પણ સ્ત્રીઓનું દાખ આ દુનીયામાં જુદું છે તે વાત આપણને હરદમ યાદ રાખવાની છે. કેટલાક કવીઓ અને ફીલસુફો એવું કહી ગયા છે કે સ્ત્રીઓની શોભા પોતાનાં ઘરમાં રહી સંસાર શાચવવામાં છે અને તેણીઓ બાહરનાં કામો માટે સરજેલી નથી. આ રીતનું તેઓનું કહેવું આજની "સુધરેલી" અને "શીખેલી" પારસણોને લાગુ પડે કે નહી તે કહેવાઈ શકાતું નથી, અથવા જો લાગુ પડે તો તેની દરકાર હવે પારસીઓમાં જાજી રહી નથી. આવો વીચાર તો "જુના વીચારનાં," "જંગલી," અને "જહેનુની" પારસીઓનો હતો! તેઓની રીતભાતોને તો હવે સુધરેલા પારસીઓએ સરવે રીતે રદ કીધી છે. આપણા સુધારાવાલા પારસીઓની ઉપલી રીતની વલાણ હોવા છતાં તે જુની રીતભાત પરમાણે ચાલી ગયલા પારસીઓએ પોતાના તન, મન, અને ધનના બલથી દેશીઓને લગતાં હરકાંઈ કામોમાં પોતાનું ઉપરી અને આગેવાનપણું જાલવી રાખ્યુ હતું તે હવે જોવામાં આવતુ નથી. તેનું કારણ ખોલું છે કે પારસીઓમાંથી વેપાર નીકલી જઈ ચાકરી ઉપર પેટ ભરવાનું કામ વધે છે; એથી તન, મન અને ધન એ સરવેની કોતાઈ તેઓમાં વધે છે. તેમજ તન અને મનથી મેહેનતમાં—તેઓ હવે મોજ મજાહમાં પડયાથી—આવા પરમારથી કામોમાં મેહેનત કરવાને તેઓને પોતાના સુખનો ભોગ આપવો પડે, જે તેઓથી બનતું નથી.

## પારસી "એલફીનસ્ટોનીયનો."

આગલા પારસી એલફીનસટોનીઅનો જેવા હાલમાં પેદા થતા નથી. તેથીજ ઉપયોગી નેશનલ કાનગરેસ જેવી દેશીઓની આગેવાન મંડલીમાં પારસીઓ સામેલ છતાં તેમાં થોડા સીવાય બીજા પારસીઓ "નામના થાંભલા" છે. એજ રીતે હરેક મંડલીમાં થોડાક જાણીતા થઈ રહેલા આગલા પારસીઓ સીવાય નવા શીખીને દાખલ થયલાઓનો વધારો જાણતો નથી. તોપણ આગલા પારસીઓ કરતાં હાલના પારસીઓનો ભપકો ખુબ વધી ગયો છે. જે ચીજમાં કે દેખાવમાં ભપકો વધારે જણાય તેમાં સચાઇ કરતાં ઠગાઇ વધારે હોય છે. જેમ કેટલાક માલ વેચનારા એવી ઠગાઈ ચલાવે છે, તેમજ ચોકસ માનઅકરામો અને એવાંજ બીજાં કારણોસર મેલાવડાઓ કરવામાં આવે છે તે વીશે પણ સમજવું. કેલવણીનાં "ઇનામનાં મેલાવડાઓ" નામના ફારસોમાં બનતાં સુધી બહારના દેખાવો દેખાડવાની મતલબો વધારે હોય છે, પણ સંગીનપણામાં અંદરખાનેથી સઘલું પોલું હોય છે. જેમ એક સતાધારી અમલદાર દેશી રાજમાં જાય છે ત્યારે તેની નજરે બધું સારૂં દેખાય એવી તજવીજ રાખવામાં આવે છે, તેજ રીતે "ભરમ ભારી અને ખીસા ખાલી" અથવા "દમપર સુમાર" જેવી હાલના પારસીઓની હાલત છે.

## ખામી ભરેલી સકુલ કેલવણી.

વાંચવા લખવા શીખયાં એટલે સુધરી ગયાં એવું કશું નથી. ખરી કેલવણી તે સદગુણ, સાદાઈ, નમંતાઈ વીગરેમાં સમાયલી છે. કેલવણી આપનારા શીક્ષા ગુરૂઓમાં પેહેલાં એ રીતના ગુણો હોવા જોઈએ. હાલના પેટભરૂ "માસતરો" ગમે તેમ કરી પોપટની માફક મોહોડે બોલી જાણે એજ ખરી કેલવણી પોતાના નીશાલીઆઓને માટે પુરતી સમજે

છે. તેઓની રીતભાત કે ચાલચલણ ગમે તેવી હોય તેની તેઓને બીલકુલ દરકાર હોતી નથી. દેશી રીતના હીસાબો આપણી ઉભાઈ જતી, અને સુધરેલી કહેવાતી સકુલોમાં ઘણું કરી શીખવવામાં આવતા નથી. સાધારણ ખપની જણસો જેવી કે આટલા રૂપીઆ, કે આનાનું એક મણ તો એક શેરનું અથવા તેના ભાગનું શું પડશે; તેમજ એવી સંખ્યા મણની નહી પણ શેરની હોય તો તે એક પૈસાની કેટલી, તેમજ કપડાનું માપ આટલે એક ગજ તો આટલા તસુનું શું પડશે, એવું વેહેવારૂ ભંડોલ તેઓમાં નહી હોવાથી "ભણ્યા પણ ગણ્યા નહી" જેવી હાલત આપણા પારસી "કેલવણી પામેલા" લોકોની થઈ પડી છે. આવા હીસાબો આપણા નીશાલીઆઓને પુછવાથી તેઓ એવોજ જવાબ દેશે કે, "એવું હમો શીખધા નથી," તો જોકે તેઓ લખો અને કરોડોની કલપીત સંખયાના હીસાબી આંકડાઓ માંડશે, પણ સાધારણ વહેવારની ગણતરીમાં તેઓ અફસોસકારક અજ્ઞાનપણું બતલાવશે. તેમજ તે છોકરાંઓના માબાપનીબી એજ બાહેશ હોય છે કે "કયારે વાંચવા લખવા શીખીને મારો દીકરો કેયે જલદી ચાકરી કરે." સરવે કેલવણી, વાંચવા લખવામાં સમાઈ જાય છે, અને પછી તે છોકરો એક સુધરી ગયલો "શેઠીઓ" કહેવાય છે! રસતે ચાલતાં અથવા ગાડીઓમાં બેસી જેમ ગમે તેમ મસતી તોફાન કરવું, નીરદોશ અથવા લાયક માણસોને સંતાવવા, એતો જાણે પારસી જુવાનીઆઓનો ખરો હક છે; શું તેમ કરવામાં તેઓ કશું ખોટું કરતા નથી? બહારનો ખોટો દેખાવ અને ચીલ જડપી બોલીથી લલચાઈને કેટલાક યુરોપીઅનો એવું કહે છે કે પારસીઓ હવે સુધરી ગયા છે, અને એવી "સરટીફીકેટ" મલવાથી પારસી જુવાનીઆઓ છલકાઈ જાય છે. પણ યાદ રાખવું જોઈએ કે આ માત્ર બંધે તરફથી એક બીજાને ઠગવાની યુકતી છે.

માબાપોની ચાલચલણ અને રીતભાતની નકલ, એજ બચાંઓની મુળ કેલવણી છે. એજ રીતભાતો અને ચાલચલણો બાલકોને શીખવે છે કે પોતાનો ધરમ શું છે.

## ઈંગરેજી ગમતોની નકલ.

આગલ પારસી પેઢીવાલાઓ પોતાની ફુરસદે અથવા વાર તેહેવારે ભેગા મલી રમત ગમતો અને ખાણું પીનું કરતા હતા, તે આપણ ના પાડતા નથી. પણ તેઓ ચોકસ દીવસોએ અને વખતે ધરમની કીરીઆ કરતા-કરાવતા હતા, તેમજ ખુદ પોતે બંદગી કરતા હતા. હાલમાં ઘરેઘર છોકરાઓ કે ઉમરે પોંહોંચેલા માણસો પોતપોતાની કુંપનીને કલબનું નામ આપી તરેહવાર ઈતરાટો અને ઉછાછલાપણાથી ખરચાલુ રમત ગમતોને વધારીને તેને "સુધારો" થયલો કહે છે. કોઈબી યુરોપીયન રમત ગમતની નકલ તો પારસીઓએ કરવીજ જોઈએ: તેમ નહી કરે તો પારસીઓ સુધરીને આગલ વધી ગયલા કહેવાય નહી. હાલમાં એક જાતની રમત કે જેને "સકેટીંગ રીંક" એવું નામ આપેલું છે, તે વીશે એવું કહે છે કે તે રમવાથી એક જાતની કસરત સાથે ગમત મલે છે. એ રમતની જગા રાખનારને દરરોજ મોટી કમાઈ થાય છે અને તેમાં રમનારા ઘણુંકરી યુરોપીયનો હોય છે. બીજા દેશીઓ તેની દરકાર કરતા નથી; પણ પારસીઓ અને પારસણો જો તેમ નહી કરે તો પછી પોતાનું "સુધારાપણું" ખોઈ બેસે. તેમ નહી થવા સારૂ આપણા સુધારાવાલા પારસીઓ મોટી ઈંતેજારીથી શકતીવાલા પારસી જુવાનીઆઓને અરજ કરે છે કે આવી રમત સારૂ એક મકાન જલદીથી ઉભું કરી આપો કે તેથી પારસીઓ અને પારસણોનું સુધરી ગયલું મંડલ તેમાં રમત ગમત સાથે કસરત મેલવી પેહેલવાનો બને, અને આપણી સુધરી ગયલી નાજુક નારી તેમાં કસરત કરે અને પડે અફડાય તે જોવાને આપણા સુધરી ગયલા જુવાનીઆઓને રમુજો મલે! આ સોંગને "ફજેતીંગ રીંક" કહીએ તો ચાલે.

તેઓના વીચાર મુજબ હવે છોકરીઓને પરણાવવાના એવા ઉપાયો થવા જોઇએ કે બને તેમ રમત ગમતો અને મેલાવડાઓમાં તેઓનું છુટથી પારકા મરદો સાથે ફરવાનું બની આવે, અને તેથી તેઓનો એક બીજા ઉપર પયાર બેસે. એમ કરવા સારૂ તેઓને એકાંતમાં રહેવા કે ફરવાની તક આપવી જોઇએ! "તેમ કરવા પછી પણ જો પયાર નહી બેસે અને જેને અનીતીનું નામ જે કોઇ આપે તે ખરો ઘાતકી કહેવાય! જેબી યુરોપિયનો કરે તે પારસીઓએ અખતેઆર કરવુંજ જોઇએ. આવી જાતની રમત ગમતો ઉભી કરવાથી જાણે એક જાતનાં ઉદયોગનો પારસીઓમાં વધારો થયો! શું એથી પારસીઓમાંથી ધંધાની કોતાંઇ અને ગરીબાઇ અટકશે?

## સુધરેલા પારસીઓમાં જાતીઅભીમાનની ગેરહાજરી.

આપણા સુધારાવાલાઓને કોઇ પુછે કે તમારા બાર માસનું તથા ત્રીસ રોજોનું નામ શું, તેમજ તમારા મુલ વડવા ઇરાનીઓ, તેઓની હકુમત, તેઓની રીતભાત, તેઓનો ધરમ, તેઓની હીમત, અને બહાદુરી, તેઓના પોશાકો, તેઓનું સાહસીકપણું અને સચાઇ અને તેઓની મોટાઇ વીશે તમે શું શું અને કેટલું જાણો છો, અને તે જાણી તે પરમાણે ચાલવા ચલાવવાનાં તમે શું શું ઉપાયો કીધા છે અને કરો છો? તો તેઓ એવો જવાબ દેશે કે એવી મહેનત અને ખરચ કરવામાં શું વલયું? હવે એજ દાખલો પારસીઓ કેવા સુધરી ગયા છે તે જાણવાને પુરતો છે. ફકત ઇંગરેજી શીખીને યુરોપીઅનોની રમત ગમતો અને તરેહવાર ઇતરાટોની નકલ કરવી, સવાર સાંજ કે વખત કવખતે બંદગી કરવી નહી પણ રમત ગમત અને સારંગી તબલા વજાડવું, તરેહવાર ચીબાવલી વારતાઓ વાંચવી, એટલે ખરો સુધારો કહેવાય! પારસીપણું, પારસી રીતભાતો કે ધરમનું ગમે તે થાઓ તેની હવે દરકાર શાની? તેઓને મનથી મોજ મજાહ અને રમત ગમત એજ ખરો જીંદગી નીભાવવાનો ધરમ છે. હીંદુસથાનમાં હાલ કેલવણીનો વધારો થવાથી તરેહવાર રીતનું વાંચણ દરરોજ નવું નવું ઉતપન થાય છે. પારસીઓમાં એવાં વાંચણ સારૂ ઘણા સાંધણો નીકલેલાં છે, પણ તેમાંનો મોટો ભાગ ચીબાવલાપણાની નાટકરૂપી વારતાઓનો અને પયાર કેમ બાંધવો તેનોજ હોય છે. "સ્ત્રી બોધ" અને "સ્ત્રી મીત્ર" નામનાં ચોપાનીઆં, જે વીશે એવું કહેવામાં આવે છે કે તે કેલવણી પામેલી સ્ત્રીઓથી લખાય છે, તે વીશેબી ધીરજથી જોતાં એવુંજ ચીબાવલાપણું અને ચીબાવલા બોલો અંદર દાખલ થયલાં જોવામાં આવે છે. પારસી લખાણોના વધારા સાથે હીંદુ લખાણોના વધારાની સરખામણી કરતાં, હીંદુ લખાણો ઘણાં ગંભીર, ઠરેલ વીચારનાં, શાંતી અને ડહાપણ ભરેલાં વધારે જણાય છે. એજ દાખલો પારસીઓમાં દનપરદન ઉછાછલાપણું અને ઇતરાટ કેટલો વધે છે અને તે વધારવાને આ છાપાઓ કેવાં મદદ કરે છે, તે જોવાને બસ છે. પારસીઓ સુધરી આગલ વધી ગયા છે એવી તેઓ પોતે બડાઇ મારે છે, પણ આજ સુધી પારસી ગુજરાતી લખાણો મધેથી એકબી ચોપડી સરકારી કેલવણી ખાતામાં "કલાસ બુક" તરીકે દાખલ થયલી જણાતી નથી; તેનું કારણ એજ કે પારસી લખાણમાં ખરી ગંભીર કેલવણી કરતાં ઉછાછલાપણું અને ઇતરાટ ભરેલાં ચીબા બોલો સીવાય મનને શાંતીમાં રાખી બુધીને ખીલવે તેવું જાજું લખાણ આવતું નથી. એ વીશે કોઇબી અપક્ષપાત વીચાર કરનારને હીંદુ ગુજરાતી અથવા મરાઠી સાહીતયના લખાણો થયાં છે અને જે પરગટ થાય છે તે સાથે પારસી સાહીતયની સરખામણી કરતાં ખોલું જણાશે. ખરો સુધારો તેજ છે કે પોતાના ધરમ અને દેશનું અભીમાન રાખવું, તે પરમાણે ચાલવું અને ચલાવવું. જો આવી રીતે તેઓને કહેવામાં આવે તો તે વીશે આપણા સુધારાવાલા એટલુંજ કહેશે કે હમારી કાંઇ હકુમત નથી કે તે

પરમાણે તમો કરીએ તો તેઓને એટલુંજ કહેવું બસ થશે કે આજે સાહસીક યુરોપીયનોએ તમારા બાપ દાદાઓની ગુમ થયલી ઘણીક નીશાનોની શોધો કીધી છે, અને કરે છે, તે આ છતી શોધોમાંજ તમારામાં દાખલ કરી, તેના તરજુમા કરી કરાવીનેબી કાંય નહી સંતોશ પામતા? હાલમાં તમો વાંદરાની માફક બીજાઓની નકલ કરો છો, તે છોડી તમારી પોતાનીજ રીતભાતો અને મોટાઇઓ, જે બીજાઓને નકલ કરવા જોગ છે, તે તમો કાંય નથી સ્વીકારતા? આનો જવાબ શું તેઓ એવો વાલતા નથી કે "દેશ તેવો વેશ" અને "હકુમત તેનો ધરમ"? તેઓનો એ જવાબ વાજબી નથી; કારણ કે ઇંગરેજી રાજનો કોલ એવો છે કે કદીબી કોઇનાં ધરમની કે રીતભાતની આડે આવવું નહી. પણ પારસીઓ પો-તેજ પોતાના ચીબાવલાપણાંથી અંગરેજોની મેહેરબાની અને ખુશામત મેલવવા સારૂ એ પરમાણે કરે છે. એક ખુશામતીઓ પારસી, જેણે પોતાની ચાપલુસી અને ખુશામતથી કેટલીક તજવીજો કરી મોટી ચાકરી મેલવી હતી, તેણે પોતાની ખુસામત ખોલી રીતે યુરોપી-યનોને જણાવવા સારૂ પારસીઓ વીશે પોતે બનાવેલી ઇંગરેજી ચોપડીમાં એવું લખયું હતું કે "હવે પારસીઓએ પોતાની રીતભાતો, તજીને ઘણીક યુરોપીયન નકલો કરવા માંડી છે અને કરતા જાય છે એ ખુશીભરેલું છે." એ લખનારની મતલબ એજ હોવી કાં નહી જોઇએ કે પોતે ખુશામત કરી આગલ વધવું અને તેના ભોગ તરીકે ચીબાવલા પારસીઓને હોમવા? આવોજ એક બીજો પારસી સને ૧૮૫૭મા બલવા વખતે ભરૂચ ખાતે એક સભામાં એવું બોલયો હતો કે, "મારા કમનસીબે હું હીંદુસથાન જેવા પાપી દેશમાં જનમયો છું." એ પારસીને ઇંગરેજોએબી ધીકારી નાખયો હતો. આવી આવી બેવકુફી કરવામાં તેઓ ઇંગરેજોની ખુશામત સીવાય બીજી કશી મતલબ રાખતા નથી. જેમ કેહેવત છે કે કરનો કરતો મરી જાય ને કર તો રહી જાય તેમ હવે ખુસામત કરવાની જગા આપણા ઉંચ ખાનદાનની ઉમરાવજાદીઓએ પણ લીધી છે. યુરોપીયન ઉમરાવજાદીઓ જેમ નવી નવી ફાશનોના દરેશો અને પોતાના ચેહેરાનો દેખાવ કરે, અને તેઓની નકલ બીજી અલફાતુ સ્ત્રીઓ કરે, તેમ આપણી ઉમરાવજાદીઓ પોતાનો છકેલ દમામ દેખાડવા પારસી રીતભાતો તજી યુરોપીયન નકલ કરે છે. એ તેઓની નકલ થોડાજ વખતમાં ઘણીક પારસ-ણોએ કીધી છે. હવે કોઇ બીજી ઉમરાવજાદીઓ અથવા સુધરી ગએલી "કાલી મડમો" યુરોપીઅન સ્ત્રીઓ માફક બીજી બદીઓથી ભરેલી નકલો કરવા કયારે મેદાન પડશે? "બાલોમાં" નાચવાનું સુધરેલાં પારસી-પારસણો હવે પોતપોતામાં કયારે શરૂ કરશે? એ ખામી હજુ સુધી તેઓએ બરાબર સુધારી નથી તેથી તેઓનો સુધારો અધુરો કહેવાય છે, તે પુરો કરવાની હવે ઉતાવલ થવી જોઇએ! યુરોપીયનોની માફક એક બીજાને અપમાન કરના-રાઓ સાથે પીસતોલબાજી રમી એક બીજાનો જીવ લેવાનો સુધારો પારસીઓએ કરવાનો બાકી રાખેલો છે. તેમાં તેઓની કસુર છે એમ કહેવાશે નહી; જોકે બીજા દેશીઓ ભેગા તેઓનેબી ઇંગરેજ સરકારે હથીઆર વાપડવાથી અટકાવયા છે, તોપણ નામદાર સરકારે પોતાની ભુલ સુધારી હવે પારસીઓને "વાલંટીયર" સીપાહો બનાવવાનું જાહેર કીધું છે. આવા પરગજુ સીપાહો પારસીઓમાંથી કેટલા નીકલશે અને તેઓ સેવટ સુધી નીભશે તે જાણવાને ભવીશ હવે વધારે વખત ખોટી કરશે નહી. આથી યાદ રાખવું જોઇએ કે જેણે **પોતાપર કે પોતાની જાતપર કાબુ મેલવયો નથી તે આલમપર કાબુ મેલવી શકવાનો નથી.** તેથી વાલંટીયર થયા પછી આપણા સુધરેલા પારસીઓ પીસતોલબાજી પોતામાં દાખલ કરશે કે નહીં? વલી સપેનના ઘોધાઓની જંગલી રમતથી જરા ચઢતી પોલોની રમત પારસીઓમાં કયારે દાખલ થશે? યુરોપીયનો પોતાની ખુબસુરત કહેવાતી સ્ત્રીઓનું

પરદરશન ભરે છે તેમ પારસી સ્ત્રીઓના પરદરશન કયારે ભરાશે? આપણી સુધરી ગયલી પારસણો, જે પોતાની ખુબસુરતી દેખાડવા માથુંબાનું છોડી અરધે માથે બાંધીને આગલા બાલો ઢીલા અને ખોરાઇ "ઝુલ્ફ" જેવા રાખે છે, એ જોવાથી કોઈ અંજાણો એવું સમજે, કે આ પારસણ ઉંઘમાંથી તરતની ઉઠીને પોતાના બાલને સીધા કરવા અને માથુંબાનું બાંધવા વીસરી ગયલી જણાય છે. એ રીતને તેઓ પોતાની ખુબસુરતી સમજતી હશે, પણ એ દેખાવ બચાંઓને તો "મકાઇબાહુ"નું રૂપ પુરૂં પાડે છે. તેમજ હવે કેટલીકો પોતાના હાથોને ને છાતી ખોલી રાખવાની યુરોપીયન નકલ કરે છે, એવી રીતો યુરોપીયનોમાં ખુબસુરતીભરેલી લાગતી હશે, પણ દેશીઓમાં તે ખોલી રીતની લફંગાઇ ભરેલીજ કહેવાય છે. એવી સ્ત્રીઓને બાજંદીઓ કરી કેહેવામાં આવે છે. તેમજ બીજી કેટલીક સ્ત્રીઓ બીલકુલ માથાંબાના વગર બાલ છુટા અથવા બાંધીને ઉપર ટોપી પેહેડે છે. આ ટોપીઓ યુરોપીયનોના જેવી નહી પણ પારસી છોકરાઓ પેહેરે તેવી છે. તેમજ કોઇ છુટા બાલો કપાલ ઉપર અથવા પાછલ જુલતા રાખે છે. આવી આવી છકી ગયલી ચીબી પારસણોનું દર વરસ એક પરદેશન ભરીને, નવી નવી ફાશન કહાડવામાં જે સરસ જણાય તેને ઇનામો આપવા હવે જલદીથી ગોઠવણ થવી જોઇએ છે! એમાં કોઇની ગાંઠનો કે કોઇ ફંડમાંથી ખરચ કરવો પડશે નહી, પણ ચહડઉતર કીમતની તીકીટો કહાડવાથી એ નવીનવાઇનો તમાશો જોવા પુશકલ લોકો આવશે. અને સેહેજસાજ ખોટ આવશે તો તે ભરી આપવા ઘણાક "સુધરેલા" પારસીઓ મેદાન પડશે એવી ઉમેદ છે! વળી યુરોપીયન સ્ત્રીઓ નાટક તખતા ઉપર બીરાજી પોતાનાં નખરાંથી હજારો અને લાખોની કમાઇ કરે છે, તેમજ ગાનારીઓ અને રામજનીઓ પોતાનાં નખરાથી તરેહવાર રીતે મરદોનાં દીલ જીતે છે, તેમ હવે આપણા સુધરી ગયલા પારસીઓએ જલદીથી ગોઠવણ કરવી જોઇએ!!

હીંદુસથાનની કરોડોની વસતી સાથે પારસીઓ કશી ગણતરીમાં નથી. તે છતાં પોતે અસલી ઇરાની બહાદુરોની ઓલાદનાં છે અને સરવેથી જુનો અને બુલંદ અને માન પામેલો ધરમ તેઓએ જાલવી રાખયો છે, એવું જયાં લગી તેઓના અંતઃકરણમાં છે તયાં લગી તેઓ માન મેલવવા અને તે જાલવવા ખંતી હતા અને છે. તેઓનું જાતીભીમાન અને ધરમાભીમાન કમતી થઇ ગયું કે પછી તેઓ એક જુની કોમ તરીકેબી ઓલખાશે નહી, તેમ બીજી કહી કોમ તરીકે તે લોકો ઓલખાશે, તે જેમ કાગડાએ મોરનાં પીછાં ખોશી પોતાની જાતથી ચઢીઆતો થવા જતાં બંધે ગમથી ડોલતો થયો તેમ પારસીઓ થશે. હીંદુસથાનમાં હીંદુઓ મધેથી કરોડો હીંદુઓ વટલી મુસલમાન થયલા છે, તેમજ હાલમાં મધરાસ તરફ અને બીજી જગે હજારો હલકી જાતના હીંદુઓ વટલી ખરીસતી થયા છે અને થાય છે, તે છતાં હીંદુ કોમ કે હીંદુ ધરમને કશું નુકશાન જણાતું નથી. પણ પારસીઓમાંથી પારસીપણું તજી ઓછા થવાથી તેઓની કોમ તો નાબુદ થઇ જશે. કેલવણી લઇને હીંદુઓને યુરોપીયનોમાં બદલાઇ જતાં હજી કાંઇ સદીઓ જોઇએ—કે કદાચ આસપાસના સંજોગો જોતાં આચાર વીચારે યુરોપીયનો હીંદુ થઇ જાય—તેઓ વેજીટેરીયન તો થયા છે અને મુરદાંને બાલવાતો લાગા છે—પણ પારસીઓ "રાજ કરતી" કોમની નકલ કરયા જશે તો થોડાજ દાહેકામાં ફના થશે. અસલી ઇરાની પારસીઓની ખુબી ભરેલી રીતભાતો અને બહાદુરી, તેના ધરમની મોતબરી અને ખુબી, આજના વીદવાન યુરોપીયનોમાં સરવેથી બુલંદ માન મેલવતું જાય છે, તેજ ઇરાનીઓની બાકી બચેલી હાલની ઓલાદ તેને ધીકારે અથવા તેની દરકાર નહી રાખે, એજ તેઓનાં અને તેઓનાં ધરમનાં કમભાગય સમજવાં.

પારસીઓ પોતાના ચકરમ ફાંટા પરમાણે હવે એવુંબી વીચારશે કે ખરીસતી ધરમમાં વટલી જવાથી તેઓને ઇસુ કરાઇસ્ટ આશરો આપી તેઓનું તારણ કરશે, કેમકે જરથો-

સતી ધરમમાં કાંઇ તેવું જણાવેલું નથી. આપણા સુધારાવાલાઓને મનશની, ગવશની, કુનશની (વીચાર, વાણી અને કરણી) પરમાણે બદલો મલવાની ધાસતી લાગવી જોઇએ. તેઓના સુધારાની કેફમાં તેઓ તેની દરકાર કરતા નહી હોય, પણ ખરો સુપી તે છે કે જે મરતી વખતે પસતાય નહી.* સંકટના વખતમાં ધર્મ ઉપરના એતેકાદથી જેટલો દીલાસો મલે છે તેટલો બીજે કશાથી મલતો નથી. "સુખે સોની ગમે દુઃખે રામ." પોતાના કુટુંબથી કે વતનથી બહાર રહી સુખે જીંદગી ગુજરતી હોય તેને જયારે સંકટ કે મંદવાડ લાગે છે, તયારેજ તેને પોતાનાં બચાં-છોકરાં અને વતન યાદ આવે છે. આપણા સુધારાવાલાઓ સમજે તો એજ વીચારથી તેઓની સુધ ઠેકાને આવી શકે. એક મોટાં ઘરમાં પેસવું સેહેલ છે પણ પાછું નીકલવું મુશકેલ થઇ પડે છે. તેમ "રાજ કરતી કોમ"ની રમત ગમત, એશ આરામ અને ચીબાવલાપણાની ફીસીઆરી પોતે વોહરી લેતાં તે નીભાવવી મુશકેલ થઇ પડે છે, અને તે છોડી બી દેવાતી નથી. "તેરાબી ચુપ અને મેરાબી ચુપ." પારસીઓએ પોતાના ધરમની પવીત્ર રીતભાતો તજી પોતાની ધારમીક લાગણી સુણ કરી નાખી છે.

## શું પારસી કોમ નાબુદ થશે?

પ્રોફેસર મેક્ષમુલરે થોડાં વરસની વાતપર એક ભાષણ આપતાં પારસીઓ વીશે એવી અગમચેતી કીધી હતી કે આવતાં એકસો વરસ પછી પારસીઓની સંખ્યામાં ઘણો ઘટાડો થઇ જશે. તેના કારણમાં એ પ્રોફેસરે એવું જણાવ્યું હતુ કે જે કોમના લોકો પોતાના ધર્મમાં બીજાઓને વટલાવતા નથી તેઓની સંખ્યા દનપર દન ઓછી થાયછે, એ રીતે જોતાં પારસીઓની જે નાની સંખ્યા છે તે ઘણી ઘટીને નહી સરખી થશે.

પારસીઓ પોતાના ધર્મમાં બીજા લોકોને વટલાવતા નથી તેનુ કારણ એજ કે પોતાનું સ્વચ્છ "બલુ લોહી" જાલવી રાખવું અને તે જાલવવાનો ઉપાય એજ છે કે પોતાનો અસલી ધર્મ જાલવી રાખવો. જરથોસ્તી ધર્મને જાલવી રાખવાથીજ પારસીઓ જુદી અને જુની કોમ તરીકે ઓલખાતા હતા અને તેથી માન મેલવતા હતા. પણ એ સ્વચ્છપણું હવે દન ઉપર દન ઘટતું જાય છે; હલકી વરણની અને જુદદીન આયાઓનું ગલીચ દુધ ધાવવાથી પારસી ઉધરતી ઓલાદ મીશરીત લોહીવાલી બને છે, તેમજ હલકી વરણનાં જુદદીનોને હાતે પકાવેલું ખાનુ દરરોજ ખાધાથી તેઓ પારસીઓની અને તેનાં ધરમની પવીતરાઇ તજી દેઇને નીચ ખાસીએતનાં નીવડે છે. એટલે કુદરતી રીતે "જરથોસ્તી" જેવું કાંઇ પારસીઓમાં કમી થતું જાય છે.

---

* એ વીશે એકજ મોતેબર બનેલો દાખલો બસ થશે. પોતાનાં તન, મન અને ધનથી આજના સુધારા માટે હમેશ આગેવાન ભાગ લેનાર એક પારસી ગ્રહસથની કજાનો વખત નજદીક આવયો, તે વખતે તેઓએ પોતાનાં બેરીઆં અને લાગતા વલગતાઓને પોતાની ધરમ કીરીઆ ઘટતી રીતે કરાવવા અને પોતાની લાસને ઘટતી રીતે ભોંએ કરી તે ઉપર મુકવા ફરમાવયું હતું, તેમજ પોતાના કુટુબનાં અને પોતાનાં લાગતાં વલગતાં બઇરાંઓને તાકીદ આપી કહયું હતું કે "મારી લાસ આગલ જેઓ બેસે તેઓએ માથુંબાંનું બાંધીને બેસવું, ઉંગાડે માથે બેસવું નહી." એ રીતનાં તેઓની છેલી ઘડીના વીચારથી તેઓનાં લાગતાં વલગતાંઓને ઘણીક રીતે ધડો લેવા જેવું બનયું હતું. એજ ધણીનાં ચડતા વખતમાં એઓનાં કુટુંબમાં એક મરણ નીપજયું હતું તેની લાસને પોતાનાં શોનગારેલા બંગલામાં લાકડાંની ટેબલ ઉપર આરસપાંનનો પથર મુકી તે ઉપર મુકવાની તજવીજ કીધી હતી, પણ તે પરમાણે કરવાથી જરથોસતી ધરમ અને પારસીઓની રીત પરમાણે અનઘટતું કહેવાય એવો વાંધો તેઓનાં મોબેદોએ લીધાથી પોતાનો વીચાર ઘણી આનાકાંનીએ તેઓને ફેરવવો પડયો હતો.

મજકુર પ્રોફેસરના કહેવા પ્રમાણે પારસીઓએ જુદ્દીનોને વટલાવવા કરતાં પોતાનીજ કોમની કાલ્જેબંધી કરવી જોઇએ. દરએક કોમમાં પોત પોતાના ધર્મ અને સંસારી રીતભાતો જાલવવા સારૂં ચોકસ મંડલીઓ કે પંચાતો હોય છે, એજ રીતે આપણા ધર્મમાં જણાવ્યા પ્રમાણે, ઘરનો, મોહોલ્લાનો, ગામનો, અને દેશનો એવા સરદારો જોઇએ; તેઓનું એજ કામ છે કે પોતાના ધર્મની અને સંસારની રીત જાલવી રાખી તે પ્રમાણે ચાલવું-ચલાવવું. કોઇબી અંકુશ કે કાયદા વગર આપણે આપણા ઘરમાંના માણસોને ચાલવા દઇએ તેનું પરીણામ કેવું આવે? તેજ રીતે મોહોલાના કે ગામના લોકોને દેશનો રાજા પોતાની અંકુશમાં રાખે યા રાખતો હતો. પ્રજાસતાક રાજ જે એક રાજાની સતા ના પાડે છે, તોપણ ચોકસ મંડલી અને તેના પ્રમુખના અંકુશમાં રહે છે.

આપણા પારસીઓ એક કોમ તરીકે ઘણીજ નીરજીવ સંખ્યામાં છે. જેમ સરવથી બારીક સંખ્યાનો ભાગાકાર કરતાં નીરજીવ રકમ ફાલતુ પડે તેવી આપણી પારસી કોમ છે. જેમ ફ્રીમેસનો ભાઇબંધી અને એક બીજાનાં ભલાની લાગણી ધરાવવાથી બચાવ અને માન ભરેલી હાલતમાં રહેતા હતા, તેજ પ્રમાણે પારસીઓ ચાહેતો રહી શકે.* આગલ જ્યારે કાંઇ અણઘટતું નીપજતું હતું ત્યારે દરેક પારસીની લાગણીમાં વીજલીની માફક આંચકો લાગતો હતો. પણ એ લાગણી વોશે આપણા સુધારાવાલાઓ પોતાના વર્તમાનમાં એવું જણાવવા લાગા કે પારસીઓ તે કાંઇ ફરેસતાઓ છે કે? ગામ ત્યાં ઘેડવાડો તો હોયજ; તો તેથી જરાજરામાં ચરચા શું કામ કરવી જોઇએ? ઘેરવાડો હમેશે દરજગે ગામની વસતીની બાહેર હેલાએદોજ હોય છે, પણ હવે પારસીઓ સુધરી ગયા તેથી મરજી પરમાણે પોતાની વચે ઢેડવાડો ચલાવા માગે છે. એવાં એવાં લખાણોથી લોકોની લાગણી સુણ મારી ગઇ છે તે પાછી અસલની માફક તાજી કરવા અને રાખવા સારૂ હવે એક સમજુ અને વગવાલી મંડલી પારસીઓના ધર્મ અને સંસારના રક્ષણ સારૂ જરૂર ઉભી થવી જોઇએ. એ પરમાણે આપણા સુધારાવાલાઓ, હવે કેહવા નીકલયા છે. પારસીઓ ઘણીએક મંડલીઓમાં અધીકારી તરીકે છે, પણ પોતાના ટોલાના કે ધર્મના રક્ષણ સારૂ તેઓએ કશું કીધું નથી અને કરતા નથી, એજ તેઓના ખાલી સુધારાનાં બાકાં ફુકવાની વીરૂધની નીશાની છે, વાસતે પોતાના ટોલાંની અને ધર્મની જાલવણી સારૂ હવે એક મંડલીની ઘણી જરૂર છે. તેમ નહી થશે તો હાલની રીતની બેદરકારીથી પારસીઓ પોતાની પારસી રીતભાંતો અને મરજી પ્રમાણે ધર્મને પોતાના તાબામાં રાખી, જાણે ધર્મ ઉપર પોતે ઉપકાર કરતા હોય તેમ ચાલવાથી પ્રોફેસર મેક્ષમુલરના કહેવા પ્રમાણે આવતાં એકસો વરસ નહી, પણ તેમાંના થોડાજ દાયકામાં પોતેજ પોતાની ખુશીથી પોતાનો ધર્મ અને પારસીપણું છોડી દેશે.

## જરથોસ્તી સંસારી "પારલામેંટ" અથવા પંચાત મંડળી.

આપણા સુધારાવાલાંઓ પોતાની ધારણામાં નીશફલ થયા પછી હવે કબુલ કરે છે કે પારસીઓમાં મંડલીનાં આંકુશની જરૂર છે. તોપણ પોતાની આગલી સખુન પરવરીને પાછા વલગી એવું જણાવે છે કે જેમ આગલ પંચાતની મંડલી હતી તેવી નહી. કારણ કે તેઓ અપક્ષપાત રીતે વરતતા નહી હતા, તેમજ નેઆતબાહેર મુકવા જેહવી જંગલી રસમ તેઓ વાપડતા હતા. હવે એજ વીચાર ઉપરથી સવાલ છે કે મંડલીનો આંકુશ એટલે શું? અને તે કેહવી રીતનો જોઇએ? શું પારસીઓ સરકારી પીનલકોડનો કાએદો પોતાને સવાધીન

---

* હાલમાં ફ્રીમેસનોમાં તેવું ઝાઝું દીસતું નથી.

લે કે? એક મંડલી પોતાના પોતામાં ધરમની અને સંસારની બાબદના બચાવને માટે ચોકસ કાયદાઓ બાંધી ઠરાવ કરે—તે પરમાણે કોઇ એક નહી ચાલે તેને સજા કેવી રીતની કરે—કે જેથી તે ઠેકાણે આવે, તેમજ બીજાઓ તેવી ચાલ ચલાવતા અટકે? આગલી પંચાએત અપક્ષપાતપણે નહી વરતતી હતી તો તેમાં સુધારો કરી કરાવી અપક્ષપાતે રીતે કામ ચાલે એવું શું નહી બની શકે? આગલી અને હાલની હીંદુ કે મુસલમાન ગનાતમાં પંચાએતનું કામ કેવા ધોરણ ઉપર ચાલે છે. એથી તે કોમોમાં ગેરફાયદા શું નીપજે છે? આવી બાબદોમાં કેટલાએક હદથી બાહેર જનારાઓને કંઇએક ફરીઆદ કરવાનું બાહાનું મલતું હોય, તોપણ બીજી રીતે તેઓની મંડલીનું બંધારણ કેવું અને કેટલું જલવાય છે એતો કોઇથી બી ના કહેવાશે નહી. હીંદુ કે મુસલમાનોને છોડી આપણા સુધારાવાલાઓનીજ ધારણા પરમાણે યુરોપીયનોના દાખલા લઇશું તો તેઓમાંબી મંડલીનાં આંકુશ તરીકે પોતાથી દુર અથવા નેઆત બાહેર મુકવાના દાખલા જણાય છે. તેમાં આએ એકજ દાખલો બસ થાશે કે હાલમાં ઇરાનમાં વસતા યુરોપીયનો મધેથી એક જરમન ઘરહસથ વટલીને મુસલમાન થયો હતો એ વીશે ત્યાં વસતા યુરોપીયનો ભેગા થઇ એવો ઠરાવ કીધો હતો કે મજકુર વટલેલ સાથે કોઇએ કશો વેહેવાર રાખવો નહી. એ ઠરાવ બાહેર પડયો તે પરમાણે અમલ થવાથી પેલા વટલેલની હાલત નહી ઘેરના કે નહી ઘાટના કુતરાંના જેવી થઇ પડી તેથી તે પસતાઇને પોતાના અસલી ધરમવાલાઓની આગલ માફી માહી પાછો ઠેકાણે આવયો હતો. એજ રીતે હાલમાં પોરતુગીઝ ફરંગી ખરીશતીઓમાં દમનનાં બીશપ સાંમને નેઆત બાહેર મુકવા વીશે પોલીસમાં કેસ ચાલયો હતો, જોકે તેમાં ચોકસ કારણસર નેઆત બાહેર મુકાય તે સાંમને નહી પણ કેટલાએક બીજાં કારણોસરનીજ તકરારો છે. આપણા સુધારાવાલાંઓને તો કોઈબી રીતનું મંડલીનું કે ધરમનું બંધારણ જોઇતું નથી. કેટલાએક વટલેલ પારસીઓ સાથે સંબંધ નહી રાખવા તેમજ તેઓ સાંમને ધીકાર બતલાવવાની જગે ઉલટો તેઓ સાથે દોસતીનો હક આપણા સુધારાવાલાંઓ વધારે રાખે છે. એથી તેઓમાં જાતી અભીમાન બીલકુલ છેજ નહી. સુધારો અને છુટાપણાની હીમાયતમાં પારસીઓની નીરજીવ વસતીમાં યુરોપીયનોની કેટલીએક ફીસીઆરીભરેલી બંદીઓનો સંગ્રહ કરી લીધો છે. હીંદુસથાનની સરકાર તરફથી જયારેબી હીંદુસથાનની પરજાઓ વીશે તેમજ કેલવણી વીશેનાં રીપોરટો બાહેર પડે છે તેમાં પારસીઓનું એક પરજા તરીકે બીલકુલ નામ આવતું નથી પણ પરચુટણ ગનાતમાં તેઓનો સમાવેશ કરે છે. પારસીઓ વટલીને કીસચ્યનો થાય તોબી તેઓને યુરોપીયન કે યુરેજીયનમાં નહી ગણતાં દેશી કીસચ્યનો તરીકેજ જણાવવામાં આવે. કોઇબી રીતે પારસીઓને દેશીઓ સાથેજ વસવું છે તેથી કેટલીએક ગુનગારી દેશી રીતભાંતોજ પારસીઓને માફક આવી હતી અને આવશે. આ વાત ધયાનમાં રાખી પારસીઓએ જેમ બને તેમ જલદીથી એક "પારસી સંસારી પારલામેંટ" ઉભી કરવાની કોશેશો કરવી જોઇએ.

## પારસીઓના પીતરાઇ ભાઇ—હીંદુઓ.

આ "નોંધો" પુરી કરવા આગમચ થોડા શબ્દો અમારા હીંદુ ભાઇબંધોને તેઓના બાપદાદાઓએ પારસીઓ ઉપર કીધેલા અમર ઉપકારના બદલામાં કેહેવા છે, જે શબ્દો, અલબત કીધેલા ઉપકારના મુકાબલામાં—કાંઇ નથી.

જે ભલા હીંદુઓએ પારસીઓના નાહસ ભાગના વખતમાં આશરો આપી તેઓને દેખાઇતા અને શોભીતા કીધા, તેજ ભલા હીંદુઓ વીશે પોતાની ખોટી મતલબને લીધે અપમાન

ભરેલું બોલવું, એ પારસીઓનું છકેલપણું અને ઓછી બુધી જણાવે છે. હીંદુઓના આશરાથીજ આજે પારસીઓની એટલીબી હસતી રહી છે. એ ઉપકાર તેઓ પોતે સુધરી ગીયા છે એવી સમજની કેફમાં ભુલી જાય છે. જેમ એક બલદનાં સીંગડાં ઉપર એક માખ બેસીને તે બલદને પુછે છે કે "મારા બેસવાથી તુને ભાર લાગતો હોય તો મને કહે કે હું ઉડી જાઉં," જેના જવાબમાં પેલા બલદે કહયું કે "તું શું છે અને કયાં બેટેલું છે તે હું કાંઇ જાણતો નથી." તેમ સુધારાવાલા ફુકરાજીઓરા પારસીઓ સમજે છે કે હમો "કોનગરેસ"માં નહીં સામેલ થઇશુ તો તે ભાંગી પડશે, તેઓના આ ખ્યાલી વીચારને સમજુ લોકોએ ધીકારી કાઢી ઉલટી તેઓની હશી કીધી છે. આવાં ગુમરાહોને લીધે આખી પારસી કોમને હીંદુઓ સામે વેર વસવાની ધાસતીમાં આવી પડવાથી સારા ભાયગે બચાવ થયો છે. આગલ એવાજ અવીચારી લખાંણોને લીધે મુસલમાંનો સાથે વેર વસવાથી પારસીઓને બમવું પડયું હતું; તેને હવે લાંબો વખત વીતવાથી હીંદુઓ સાથે વેર વસાવવાથી શું પારસીઓની પુરી કમબખતી નહીં થાય? પારસીઓ આજે હીંદુસ્તાનના દેશીઓ છે અને દેશીઓ તરીકેજ રેહવાને તેઓ માન, મરતબો, અને ધર્મ જાલવશે; અને તે માટે તેઓ પોતાના આરયન પીત્રાઇ હીંદુઓના હંમેશના આભારી છે.

આપણા સુધારાવાલાંઓનાં મગજમાં તેઓ જ્યારે સુધરી ગયા છે એવો ધુંવો ઉત્પન્ન થાય છે ત્યારે હરકાંઇ નવો બુટો તેઓ ઉભો કરે છે, અને તેને ટેકો આપનારાઓ એક બીજાનું જોઇને તેમાં ધસડાય છે કે હમોબી સુધારાવાલાંઓ અને પારસીઓનાં આગેવાનોમાં ખપીએ. એ શીવાય બીજી કાંઇ તેઓની મતલબ નથી.

## પારસીઓ અને નેશનલ કાંગરેસ.

આપણા બહુ બોલા અને પોતેજ પોતાની તારીફ કરનારા સુધારાવાલાઓ જયારે પણ કાંઇ પોતાની મતલબ સાંધવાની હોય ત્યારે ઘણુંકરી રાજકરતા હોધેદારોનાં વહાલા થવા સારૂ તરેહવાર ચકરમપણું દેખાડે છે. "નેશનલ કાનગરેસ"માં સામેલ નહી થવા વીશે આપણામાંના કેટલાકોએ એક એવું બહાનું બતલાવયું હતું કે હવે પારસીઓ સુધરી ગયા છે તેથી બીજા દેશીઓ ભેગા બેસવાને તેઓ અપમાન સમજે છે. આગલ દેશીઓને હથીઆર વાપડવા દેવાની મનાઇ હતી, તે વખતે પારસીઓ વીશે એવીજ તકરાર નીકલી હતી કે પારસીઓ કાંઇ આ દેશના દેશીઓ તરીકે ગણાઇ શકાય નહી. એ વીશેની તકરારના વખતમાં શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ પારસીઓ દેશી ( નેટીવ ) કહેવાય કે નહી એ વીશે એક બીના ઘણી કાબેલીઅતથી લખી હતી, જે તેઓના "ચુંટી કાઢેલાં લખાણો"નાં બીજાં વાલમાં પરગટ થયલી છે. તેમાં એ શેઠના જણાવયા પરમાણે પારસીઓને બીજા દેશીઓ ભેગા દેશીજ કહેવા જોઇએ અને તેમ કહેવાડવામાં પારસીઓનેજ ફાયદો છે, એવું દેખાડી આપયું છે. પણ પારસીઓએ "નેશનલ કાંગરેસ"માં સામેલ થવું જોઇએ કે નહી એ સવાલનો ફડચો જાત નયાતના કે સવારથના ચસમાથી જોઇને કરવાનો નથી. હીંદુસ્તાનમાં માણસ જાતના મોટા ભાગનો સામાનય લાભ જેમાં સમાયલો હોય તે કામ કરવાને પારસીઓને તેમનો ધરમ શું કહે છે? શું જરથોસતી ધર્મ એવું સમજાવે છે કે માણસજાતનો સામાનય લાભ હોય તે છોડી તમારે તમારૂં એકલાનુંજ

ભલું કરશે? નહી; જો જરથોસ્તી ધર્મ સામાન્ય ભલામાં સામેલગીરી કરવા ફરમાવતો હોય તો, તે દરેક પારસી ઉપર ફરજે નાખે છે કે "નેશનલ કાંગરેસ" જેવી મંડલી જેમાં આખા દેશનાં ભલાંનો સવાલ સમાયલો છે, તેમાં તનથી બને તો ધનથી, ધનથી ન બને તો મનથી પણ મદદ કરવી. પડોશીનું ઘર બલતું જોઈ જે માણસ પોતાના ઘરમાં કરાર કરી સુતો હોય, તે મોડે કે વેહલે પોતાનું ઘર અને પોતાને પણ આગના સોહોલામાં જોવાનોજ!

# પારસીઓ અને થીઓસોફીકલ સોસાયટી.

થીઓસોફીકલ સોસાયટી વીશે આપણા સુધારાવાલાઓ હાંશી કરે છે, પણ એ મંડલીની ધારણા શું છે, તે વીશે સમજવાની કશી દરકાર તેઓ કરતાં નથી. એ મંડલી તરફથી થતાં ભાશણો તેમજ જુદી જુદી બાબદો વીશેનાં ખોલાસા ભરેલાં લખાંણો બાહાર પડે છે, તેજ ધીરજે તેઓ સહમજે અને વાંચે તો તેથી તેઓ ખચીત પોતાની ભુલ જોયા વગર રહે નહી. એ મંડલીની નેમ જુદા જુદા ધરમોની ઉતપતી, તેનાં કારણો, તેમાં સમાયલા ભેદો અને કીરીઆઓની શું શું ખુબી કે ખામીઓ છે, તે સમજવાની અને સમજાવવાની, તેમજ માણસોને ધરમ પાલવા શીવાય અમસતી નીતી પ્રમાણે ચાલવામાં શું શું ખરાબી નીપજે છે, તે બતલાવવાનીજ મતલબો સમાયલી છે. એથી આપણાં સુધારાવાલાઓને એ કામ પસંદ નહીં આવે તેમાં અચરતી કશી નથી. કારણ કે ધરમ અને કીરીઆઓના બંધારણ તલે રેહેવામાં તેઓની મોજમજાહ અને રમતગમતોમાં ખલલ થાય છે તેમજ તેઓએ ઉપજાવેલાં છુટાપણાંને હરકત પોંહોચે છે. ધરમની કે તેની કીરીઆઓની તેઓને જરૂર નથી, તોપણ સંતોશની વાત છેકે એ સોસાયટીમાં દરરોજ ઘણાક માહાવીદવાંનો જોડાતા જાય છે, જે જાણી આપણા "બરીસટી" સુધારા વાલાઓને ઘભરાટ ઉપજતો જણાય છે.

ધરમોમાં અને તેમાં સમાયલા અલંકારીક ભેદોમાં તેમજ તહરેવાર રીતની કીરીઆઓના ઉડાંણમાં શું શું મતલબો સમાયલી છે તેના ખોલાસાઓ જેટલાબી તેઓની સમજમાં જેમ જેમ આવતા જશે તેમ તેમ તે ઉપર તેઓ વધારે ને વધારેજ અજવાલુ પાડતા જશે. આપણાં શીખેલા અને શીખતા અથોરનાંનોની પેહેલી ફરજ આ મંડલીમાં જોડાઇ આવાં કારણો પોતે સમજવાની અને તે પ્રમાણે પોતાનાં ધરમની ખુબી ખામીઓ ઉપર વીચાર કરી તે સમજાવવાની છે. એ મંડલીમાં કેટલાએક ભલા વચલે વાંધેનાં પારસીઓ હાલમાં જોડાયલા જણાય છે. તેઓ જોકે પોતાનાં અભયાસમાં હજી બચગી ભોગવે છે, તે છતાં તેઓ તરફથી કોઇ કોઇ વખતે ચોકસ બાબદો વીશેનાં લખાંણો બાહેર પડે છે, તે વાંચીને, ચકરમ સુધારાવાલાંઓ સીવાય, કોણ સમજુ ગ્રહસ્થ હીમતથી કહી શકશે કે તેઓ ખોટે રસતે દોરવાય છે? અને તે પ્રમાણે પારસીઓને દોરવવાની તજવીજો કરે છે? આવા અભયાસીઓને તેઓનાં કામનું ઘટારતપણું તપાસીને સમજુ અને શકતીવાલા પારસીઓ તરફથી ઘટતી રીતનો આશરો મલવો જોઇએ છે, તેમજ વરતમાનપતરો અને માસીક ચોપાંનીયાંઓનાં માલીકો અને અધીપતીઓએ તેઓનાં લખાંણોને આસરો આપી દાખલ કરવાં જોઇએ છે, કે જેથી તેઓને તેઓનાં કામમાં ઉતેજન મલે, તો તેઓ ઉલટ લઇ પોતાનાં વીચારો બાહેર પાડી શકે. આપણી રાહાનોમાઇ કરનારી મંડલી તો છુટાપણુ અને મોજ શોખ સાથે રમત ગમતોનોજ ધરમ શીખવે છે, જે કાંઇ ખરો ધરમ કેહેવાય નહી; તેથી એ મંડલીએ પોતાનાં નાણાં અને કારોબાર આ મંડલીને સપુરદ કરી દેવો જોઇએ; તેમજ જરથો-

સતી ધરમ અને તેની કીરીયાઓ વીશે એતેકાદ વધારવાની નેમ રાખનાર મંડલી તરફથી બનતી જોગવાઇએ આવા અભયાસીઓને મદદ આપવી જોઇએ છે. આવાજ અભયાસીઓ જરથોસતી ધરમનો અને તેના તતભાંતાનો પુરતો અભયાસ કરીને તેમાં સમાએલી ખુબીઓ ઉપર તેના ધટારતપણા વીશે પશકલ અજવાલું પાડી શકશે, એવું અમોએ જે કાંઇ જાણ્યું અને જોયું છે તે ઉપરથી કહી શકીએ છીએ. છેવટે એવી દુહા ચાહીશું કે પોત પોતાને મનથી માનીલીધેલા "સુધારા "ને છોડી, જે કાંઇ ખરેખરો સુધારો છે, જે અશોઇથી ચાલીને પોતાની જાતને સુધારવાનો છે, અને જે કામ આજના થીઓસોફીકલ સોસાયટીના થોડા ચુસ્ત મેંમબરો બજાવે છે, તે ખરા સુધાર તરફ સરવે જરથોસતી ભાઇઓ અને બેહેનોનું દીલ લાગે! "યથ જ મીયાદ યથ આફ્રીનામી!"

સમાપ્ત.

મુંબઇ: રીપન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.

# ત ધારો.

---

## પારસીઓમાં પોશાકનું ધોરણ.

આપણાં સુધરીને આગલ વધી ગએલાં સુધારાવાલાંઓ જેમ પોતાના ધરમની રીતભાત છોડા બને તેમ યુરોપીયનો રીતભાત પરમાણે ચાલવામાં સુધરી ગયલાં પોતાને માને છે, તેમ યુરોપીયન પોશાક ધારન કરવામાં સુધરેલાં સમજે છે. હાલમાં કેટલાએક ચકરમો યુરોપીયન પોશાક પેહડી આતશબેહરામ જેવી પવીતર બંદગીની જગામાં જવાથી કેટલાએક સમજુ પારસીઓએ તે વીશેની પોતાની નાપશંદગી જણાવી ચરચા કીધાથી, આપણાં સુધરી ગએલા અરથશાસ્ત્રીઓ અને ફીલસુફો, પોતાની હમેશની રીત મુજબ, આવી નાપશંદગી જનાવનારાંએ ઉપર તરેવાર બાહાનાંઓ બતલાવીને એવું કેહ છે કે પારસીઓનો બાપીકો પોશાક કંઇ છેજ નહી; હીંદુસથાંનમાં આવયા પછી હીંદુ લોકોની તેમજ મુસલમાનોની રીત પરમાણે તેઓએ ફેરફાર પોશાકો ધારન કીધા છે; તેથી હાલમાં યુરોપીયનોનો પોશાક ધારન કરવામાં કંઇ ખોટું કેહવાય નહી. આવું કેહનારાઓ ખરેખરા પારસી કે જરથોશતીઓ પોતાને કેહવાડવા સારૂ પોતાનો બાપીકો અસલી આરયન-ઇરાની પોશાક શોધી કાહાડીને ધારન કરીને ફરે તો તે એક તેઓનો ખરો સુધારો કેહવાય: કેમકે, તેઓ પોતાની મરજી પરમાણે છુટાપણું ધારન કરવા સારૂ હજારો વરશનાં ચાલતા આવેલા ધરમની રીતભાતોના કાએદાઓ તરક કરી ફકત ગાથાજ જરથોશતનાં કહેલા છે તેથી તેજ પરમાણે હમો ચાલીશું એવું કેહે છે, તો તેને મલતી રીતે અસલી ગાથાના આરયન-ઇરાની પોશાક હવે તેઓએ ધારન કરવો જોઇએ. તેથી બધી પંચાતી મટી જશે; તે શાથે જેમ હીંદુઓનાં ધરમમાં જુદા જુદા ૧૦ અવતારો વીશે માને છે, તેમ પારસીઓ હાલમાં થોડાંએક વરશમા નવ અવતારો તો લઇ ચુકા છે તેમાં હવે છેલલો ૧૦ મો અવતાર લઇ, પુરો સુધારો કરશે.

હીંદુસથાંનમાં પારસીઓ વસયા, તેથી તેઓનો સરવે પોશાક ધારન કીધો, એ કેહવું ખોટું છે. પારસીઓએ શુદરે કુસતી સાથે હીંદુઓની માફક ધોતીઆં પોતીઆં કે ઉંઘાડું આંગ અને ઉંઘાડું માથું રાખયું નથી. તેમજ એ પોશાકમાં જે સાદાઇ સમાયલી છે, તેથી સરવે વાંધેનાંઓને એક સરખી રીતે પોતપોતાની હાલત માફક વરતવાને બની આવયું છે, તે સાથે હીંદુ કે મુસલમાનોની સંગતમાં રેહવાથી પારસીઓએ હાલની માફક પોતાના ધરમની રીતભાતો તરક કીધી નથી. જેમ હાલમાં આપણાં સુધરીને આગલ વધી ગએલાંઓ યુરોપીયનો બની જવા અને યુરોપીયનોનાં વહાલાં થવા સારૂ વાંદર નકલ કરે છે, તેમ આગલા પારસીઓએ, આગલા હીંદુ કે મુસલમાન રાજકરતાઓનાં વહાલા થવા સારૂ કશું કીધું નથી; પણ પોતાનાં ધરમની અને પોતાનાં પારસીપણાંની રીતભાતનો ટેક મજબુત જાલવી રાખયો હતો.

હાલમાં યુરોપીયન રીતભાત દાખલ કરવાથી તેઓમાં ઇતરાટ, તકોબરી, અને ખાલી ફીસીઆરીનાં ખરચો વધી પડયા છે તેનાં માઠાં ફલ, જેમ કેહેવત છે કે "બીલાડીને

આદુ પચે નહી" તેવાં થઇ પડયાં છે. પણ તે છોડવાને હવે ઘણું ભારે પડે છે તેથી તેઓ પોતાની હુજત નહીજ છોડવા "મરંગે શો મરંગે ઓર રીતીસે લરંગે" આએ કેહવત "પરમાણે એક પોલકાનું કપડું ચાર આનાનું, તેની સીલાઇ બે રૂપીઆ અને તેથી વધારે, એ કેવી ઠીઠાઆરી બતલાવે છે? આવો ઇતરાટ આગલ હતો કે?

પારસીઓએ યુરોપીયનજ પોશાક હવે ધારન કરવો હોય તો પારસણોએ યુરોપીયન મડમો માફકનોજ સરવે પોશાક હવે ધારન કરી ફરવું જોઇએ. તેમાં કેલવણી પામેલીઓને તો તે જરૂરનુંજ છે. એક કાલો જાંગલો પોતાની સ્ત્રીની સાથે કેવો કઢંગો લાગે છે? તેથી હવે સુધારો પુરોજ કરીને પારસણોને મડમો બનાવવાની ઉતાવલ કરવી જોઇએ છે.

પણ તેઓએ ધ્યાનમાં રાખવું કે યુરોપીયનજ પોશાકમાં આતશબેહેરામ જેવી પવીત્ર જગામાં વગર હરકતે તેઓ જો જઇ શકે, તો પછી એક યુરોપીયન કે પાંઊવાલો કુમેસતાંઉ આતશબેહેરામમાં જશે તેને કેમ અટકાવી શકાશે? શું તે વખતે આતશ બેહેરામને લગતા વલગતા એમ નહીં સમજશે કે એ પણ કોઇ "સુધારાવાલો" જરથોશતીજ હશે? પણ પારસીઓમાંથી અગમ બુધી મરી ગઇ છે એટલે પછી પુછવું શું?

## "જરથોશતીઓ માટે બંદગી કરવા લાએક કલામ તે પાક અવસતાજ છે."

ઉપલાં નામનું એક નાનું ચોપાંન્યુ બાહેર પડેલું છે. એ નાનું પણ અતી અગતનું ચોપાંન્યુ આપણા ધરમ સુધારકો અને આપણી રાહાનુમાઇ કરનારા તથા તેઓનાં એક ધરમગુરૂઓએ વાંચયું તો હશે. અને તે જો નહી વાંચ્યું હોયતો તે વાંચવાની તેઓને તેમજ તમામ જરથોશતીઓમાંથી જેઓ ગુજરાતીમાં અથવા ચાલુ ભાશામાં બંદગી કરવા કરાવવાની ખાએશ અથવા હીમાએત કરે છે, તેઓને મજબુત ભલામણ કરવામાં આવે છે. તેઓએ પરથમ એ ચોપાંન્યાંમાંની 'અતી કીમતી અને મોતેબર દલીલોનો તેવીજ મોતેબર દલીલો સાથે રદીઓ આપવો.' પછીથીજ પોતાની ચાલુ કીધેલી "સમજીને બંદગી કરવાની" રીતોને વલગી રેહવું. એથી તેઓનાં કેહવાની કેટલી સચચાઇ છે તે જાણવાને સરવે કોઇને બની આવશે. એ એકજ નાના ચોપાનીઆંની દલીલો એટલી તો મજબુત છે કે, આપણા ધરમ શુધારકો અને આપણી રાહનુમાઇ કરનારાઓ અને તેઓના ધરમગુરૂઓની હવાઇ ઇમારતનો પાઓ એકદમ જડમુલથી ઉખેડી નાખવાને બસ છે.